# સાંકળિયું



## પચાસ વર્ષ અને પ્રવૃત્તિઓ



## પ્રેમાનંદ-પરિચય

# પ્રેમાનંદ-પ્રસાદી

| | | |
|---|---|---|
| સુદામા ચરિત્ર | : પરિચય : શ્રી. રવિશંકર પાઠક | નવું પાન ૧-૨૮ |
| રણયજ્ઞ | : પરિચય : ડૉ. ચંદ્રકાંત પટેલ | |
| દાણલીલા | : પરિચય : સૌ માયા મજમુદાર | |
| ભ્રમર પચીસી | : પરિચય : ડૉ. ચીમનલાલ મ. વૈદ્ય | |
| બાર માસ | : પરિચય : કુ. માલિની મહેતા | |
| વામન ચરિત્ર | : પરિચય : સૌ. શ્રીમતી મજમુદાર | |
| ઋષ્યશૃંગ આખ્યાન | : પરિચય : ડૉ. રસિકલાલ પંડ્યા | |
| દશમ સ્કંધ (૧) રાસલીલા | : પરિચય : યશોમતીબહેન મહેતા | |
| (૨) બાળલીલા | : પરિચય : આચાર્ય છગનભાઈ પટેલ | |
| ઓખાહરણ | : પરિચય : કુ. શ્રદ્ધા મજમુદાર | |
| મામેરું | : પરિચય : શ્રી. ગિરધર તલાટી | |
| હુંડી | : પરિચય : શ્રી. વિરાટ મજમુદાર | |
| નળાખ્યાન | : પરિચય : શ્રી. હરિપ્રસાદ અધ્યાપક | |

## વડોદરાના સારસ્વતો

(૧) રાજવંશી વિદેહ — નવું પાન ૧-૨૮

(૨) વિદેહ

(૩) વિદ્યમાન.



# ચિત્ર-ફલક પરિચય

## સમારંભના અતિથિઓ

અંક
આર્ટ પ્લેટ

૧ રાજવંશી સારસ્વતો : સ્વ. શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ તથા મહારાણી ચીમનાબાઈ સાહેબ

૨ (૧) ગુજરાતના પંતપ્રધાન શ્રી હિતેન્દ્ર દેસાઈ,
(૨) શ્રીમંત ફતેહસિંહરાવ ગાયકવાડ, આરોગ્ય-મંત્રી ગુજરાત રાજ્ય, અધ્યક્ષ 'પ્રેમાનંદ ત્રિશતાબ્દી મહોત્સવ સમિતિ.'

૩ (૧) રાજ્યપાલ શ્રી શ્રીમન્નારાયણ અગ્રવાલ, 'ત્રિશતાબ્દી મહોત્સવ' ઉદ્‌ઘાટક, તા. ૧-૭-૬૮
(૨) કાકાસાહેબ કાલેલકર, પ્રેમાનંદ સાહિત્ય ભવન તથા સુવર્ણ મહોત્સવના ઉદ્‌ઘાટક, તા. ૨-૭-૬૮
(૩) ડૉ. કનૈયાલાલ મુન્શી.

૪ પ્રેમાનંદ સાહિત્ય સભા : ટ્રસ્ટી મંડળ : ૧૯૬૭-૬૮.

૫ કુલપતિ : (૧) શ્રી ઉમાશંકર જોશી : શતાબ્દી સમારંભના પ્રમુખ . તા ૧-૭-૬૮
(૨) ડૉ. જ્યોતીન્દ્ર મહેતા : રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાની અર્ધપ્રતિમાના ઉદ્‌ઘાટક, તા. ૨-૭-૬૮
(૩) ડૉ. ચતુરભાઈ પટેલ : 'મહાકવિ પ્રેમાનંદ રીડીંગ હૉલ'ના ઉદ્‌ઘોષક.

૬ (૧) ડૉ. શ્રીમતી હંસાબહેન મહેતા : 'મહાકવિ પ્રેમાનંદ સ્મૃતિ ગ્રંથ'ના ઉદ્‌ઘાટક.
(૨) શ્રીમતી લીલાવતી મુન્શી,
(૩) શ્રીમતી લીનાબહેન મંગળદાસ જેમણે 'પ્રેમાનંદ ત્રિશતાબ્દી મહોત્સવ'નું મંગલાચરણ તા. ૨૦, ૨૧, ૨૨ એપ્રિલે અમદાવાદમાં મહાકવિ પ્રેમાનંદના "નળાખ્યાન"ની નૃત્યનાટિકાથી કર્યું.

૭ (૧) મેયર શ્રી નાનાલાલ ડાહ્યાભાઈ ચોકશી, કાર્યાધ્યક્ષ, મહાકવિ પ્રેમાનંદ ત્રિશતાબ્દી મહોત્સવ,
(૨) શ્રી નટવરલાલ છગનલાલ શાહ, પ્રેમાનંદ સાહિત્ય ભવનના સ્થપતિ,
(૩) શ્રી હરિભાઈ રાયજી દેસાઈ, પ્રેમાનંદ સાહિત્યસભાના ઉપપ્રમુખ, તથા પ્રેમાનંદ સાહિત્ય ભવનના એન્જીનિયર.

૮ (૧) ઓખાહરણ : ચિત્ર : અનિરુદ્ધનો વરઘોડો,
(૨) શ્રી નાગકુમાર મકાતી : 'પહેલી પચીસી'ના લેખક,
(૩) ડૉ. ચંદ્રકાન્ત બા. પટેલ : 'બીજી પચીસી'ના લેખક.

## સાહિત્ય સભાનો ઉદ્‌ભવ

૯ 'પ્રાચીન કાવ્યમાલા'ના સંયોજકો :
(૧) પ્રમુખ દી. બા. મણિભાઈ જશભાઈ, (૨) સમિતિ સભ્ય : દી. બા. અંબાલાલ સાકરલાલ,
(૩) કલાદીપ છોટાલાલ નરભેરામ ભટ્ટ, (૪) સર મનુભાઈ નંદશંકર મહેતા.

૧૦ વડોદરાના આચાર્યો અને પંડિતો :

(૧) શ્રેય સાધક શ્રીમન્નૃસિંહાચાર્યજી, (૨) શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી, (૩) વિદ્યાભૂષણ હીરાલાલ શ્રોફ, (૪) સાહિત્યકાર મૂળશંકર માણિક.

૧૧ સંતોની છત્રછાયામાં ( વિદેહ ) :

(૧) નિરાંત મહારાજ, (૨) શ્રી વિદ્યાનંદજી મહારાજ, મહામંડળેશ્વર: ગીતામંદિર, (૩) શ્રી નારાયણ-સ્વામી, (૪) પુનિત મહારાજ, (૫) વિજયવલ્લભસૂરિ પંન્યાસસૂરી, (૬) ન્યાયવિજયજી, (૭) યતિ હેમચંદ્રજી લોંકાગચ્છ.

૧૨ સંતોની છત્રછાયામાં ( વિદ્યમાન ) :

(૧) દંડી સ્વામી શ્રી શાંત્યાશ્રમજી નારાયણમઠ ( મગર મહારાજ ), (૨) શ્રી. શંકરાચાર્ય અભિનવસચ્ચિદાનંદ તીર્થ, (૩) શ્રી યોગીજી મહારાજ, સ્વામીનારાયણ મંદિર–અટલાદરા, (૪) શ્રી રંગઅવધૂત મહારાજ–નારેશ્વર નિવાસી, (૫) આચાર્ય શ્રી વિનોબા ભાવે.

૧૩ ભાગવત કથાકારો :

(૧) નરહરિ મહારાજ અંકોલકર, (૨) બદ્રીનાથ કાશીનાથ શાસ્ત્રી, (૩) રામચંદ્ર ડોંગરેજી મહારાજ, (૪) હરિહરપ્રસાદ ભટ્ટ–કીર્તનકાર, (૫) સાધભક્ત માર્કંડભાઈ ધોળકિયા.

૧૪ પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રીઓ.

(૧) કુમુદબહેન ઠાકોર, (૨) કોકિલાબહેન પંડ્યા, (૩) કુસુમબહેન દેસાઈ, (૪) મદનરાવ દેસાઈ, (૫) યાદવેન્દ્ર બક્ષી, (૬) રઘુનાથ પરીખ, (૭) શેઠ ચંદ્રકાન્ત પરીખ, (૮) પ્રો. રશ્મિકાન્ત શાહ, (૯) અરવિંદરામ બુચ

૧૫ (૧) સભાના આદ્ય સ્થાપક પ્રમુખ ( ૧૯૧૬–૧૯૩૦ ) : રા. બા હરગોવિંદદાસ કાંટાવાળા,
(૨) રા. બા કાંટાવાળાની અર્ધ-પ્રતિમા,
(૩) શ્રી જગજીવનદાસ દયાળજી મોદી.

૧૬ સાહિત્યસભાના પ્રમુખો :

(૨) મંજુભાઈ કાંટાવાળા ૧૯૩૦–૧૯૩૩, (૩) રા. બ. ગોવિંદભાઈ દેસાઈ, ૧૯૩૪–૧૯૩૫, (૪) પ્રો. અ. ક ત્રિવેદી ૧૯૩૫–૧૯૩૮, (૫) રાજરત્ન રમણલાલ દેસાઈ ૧૯૩૮–૧૯૫૪, (૬) પ્રો. ગોવિંદલાલ ભટ્ટ ૧૯૫૫–૧૯૫૮, (૭) પ્રો. ચંદ્રકાન્ત શુક્લ ૧૯૫૯–૧૯૬૦, (૮) ડૉ. મંજુલાલ મજમુદાર, ૧૯૬૧ થી ચાલુ.

## પ્રેમાનંદ સાહિત્ય ભવન નિર્માણ

૧૭ (૧) ગુજરાત રાજ્યના પ્રથમ પંતપ્રધાન ડૉ જીવરાજ મહેતા, પ્રેમાનંદ સાહિત્ય ભવન માટેની જગાનું નિરીક્ષણ કરી રહ્યા છે ( ૧૯૬૨ ). જેમણે ૬૬૮૦ ચોં. ફુ. જગા સરકારમાંથી અપાવી.

(૨) શ્રી બાબુભાઈ જસભાઈ પટેલ, બાંધકામ મંત્રી ગુજરાત રાજ્ય, જેમણે સંશોધન કેન્દ્ર-અતિથિગૃહ માટે ૬૭૦૦ ચો. ફુ વધારાની જમીન સરકારમાંથી અપાવી ( ૧૯૬૭ ).

૧૮ (૧) ગુજરાતના પ્રથમ રાજ્યપાલ શ્રી મહેદી નવાઝજંગ,–એઓએ બંધાઈ રહેલા પ્રેમાનંદ સાહિત્ય ભવનની મુલાકાત લઇ રૂા. બે હજારની ભેટ આપી (૧૯૬૩).

(૨) શિક્ષણમંત્રી શ્રી ઈંદુમતીબહેન શેઠ તથા શિક્ષણ ઉપમંત્રી શ્રી મનુભાઇ પટેલ, સાહિત્ય ભવનની મુલાકાતે (૧૯૬૩).

૧૯ (૧) વડોદરા નગરપાલિકાના પ્રમુખ શ્રી નાનાલાલ ચોકસી તથા સૌ. તારાબહેન ચોકસીને હસ્તે ખાતમુહૂર્ત (૧૯૬૩ ફેબ્રુઆરી ૨૫).

(૨) ખાતમુહૂર્ત પ્રસંગે સાહિત્યસભાના કાર્યકરો.

૨૦ (૧) પ્રેમાનંદ સાહિત્યભવન : બહારથી દશ્ય : (ફોટો પ્રો. ચંદ્રમૌલી મજમુદાર, એમ. એ.).

(૨) કમ્પાઉન્ડમાંનું અરવિંદ કેન્દ્ર : (૩) પ્રો. અરવિંદ ઘોષ :(૧૮૯૩–૧૯૦૭).

## પ્રેમાનંદ–પરિચય

૨૧ મહાકવિ પ્રેમાનંદ (રેખાંકન)

૨૨ પ્રેમાનંદ જીવન–પ્રશસ્તિ શિલા : કવિના જન્મસ્થળ વાડી, વડોદરામાં ગાંધી ટાવરની રાજમાર્ગ ઉપરની તકતી ઉપર.

૨૩ કવિ પ્રેમાનંદના ' ખાનદેશના ઓખાહરણ 'ની સચિત્ર પોથીમાંથી પાનાં : (૧) ઓખાબાઇને સૌભાગ્યવતીઓ તેલ સંચારે છે, (૨) ગણેશનું માથું કપાતાં હાથીનું મસ્તક લેતો શિવગણ, (૩) ' સાહેલી રે આંબો મોરીયો 'ના લગ્નગીતનું આલેખન.

૨૪ (૧) ઓખાહરણ : ગુજરાત વિદ્યાસભાના સંગ્રહમાંથી : પાર્વતી સ્નાન કરે છે.

(૨) ઓખાહરણ : સુરતના વિન્ચેસ્ટરમ્યુઝિયમમાંથી : પંખિણી ચિત્રલેખા.

(૩) વરદાન પામતા બાણાસુર અને શિવપાર્વતી.

(૪) ' હારમાળા ' : વિદ્યાસભાના સંગ્રહમાંથી : નરસિંહ મહેતા દામોદરના મંદિરમાં.

૨૫ **' મામેરા 'ની સચિત્ર પ્રત :**

(૧) નરસિંહની શંકરને સ્તુતિ, (૨) નરસિંહ મહેતાના વેવાઈ તથા વેવાણ, (૩) નરસિંહ મહેતાની વહેલ.

૨૬ **મામેરાનાં ચિત્રો :**

(૧) કેશ–ગુંફન, (૨) મામેરાની કંકોત્રી, (૩) નરસિંહ મહેતાનું સ્નાન, (૪) મામેરાની છાબ.

૨૭ **મામેરાનાં ચિત્રો :**

(૧) મામેરા માટે શ્રીકૃષ્ણનું આગમન, (૨) શ્રીકૃષ્ણ–સમુદાય છાબ ઉપાડે છે, (૩) નાગરોની વેશભૂષા, (૪) પરસાળમાં મૂકેલી છાબ.

૨૮ **મામેરાનાં ચિત્રો :**

(૧) છાબમા મૂકેલા નાનાવિધ ભાતનાં વસ્ત્રો, (૨) નરસિંહ મહેતા, કુંવરબાઇ : વેવાઇ તથા વેવાણ, (૩) નાગર સ્ત્રીઓની વેશ–ભૂષા, (૪) પ્રતનું છેલ્લું પાનું : પુષ્પિકા : સણવા ગામમાં.

૨૯ **માણભટ્ટ વિશે :**

(૧) ચુનીલાલ વ્યાસ, (૨) પ્રો. કરસનદાસ માણેક, (૩) ધાર્મિકલાલ પંડ્યા, સંગીતવિશારદ.
**નોંધ :** શ્રીમતી લીનાબહેન મંગળદાસ.

૩૦ **નંદુરબારના દેસાઇ શંકરદાસ : પ્રેમાનંદના આશ્રયદાતા :**
ઘર-ખર્ચની હિસાબ-વહીમાંથી બે પાનાં.

# નિમિત્ત અને પ્રયોજન

'શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા'એ પચાસ વર્ષ (૧૯૧૬-૧૯૬૮) ક્યારનાં વીતાવ્યાં છે. તેનો 'સુવર્ણ મહોત્સવ' મનાવવાનો સુયોગ વડોદરા શહેરને પ્રાપ્ત થયો છે.

સભાની અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવવા માટે એક સગવડભર્યું કાર્યભવન નિર્માણ થયું છે. જેમાં વડોદરાનાજ એક મધ્યકાલીન મહાનુભાવ પ્રેમાનંદ, અને બીજા વર્તમાન મહાનુભાવ, 'યુગમૂર્તિ નવલકથાકાર' શ્રી રમણલાલ વ. દેસાઇ : તેમની યાદમાં 'પ્રેમાનંદ સાહિત્ય ભવન' અને 'રાજરત્ન રમણલાલ દેસાઇ સભાગૃહ-' શહેરની મધ્યમાં આકાર લઇ રહ્યાં છે.

સભાના પ્રસ્તુત કાર્ય-સ્થાનના ગૌરવમાં. પ્રો. અરવિંદ ઘોષના નિવાસસ્થાન 'અરવિંદ કેન્દ્ર'ના સહ-અસ્તિત્વથી તેમાં વધારો થઈ રહ્યો છે. એ એક સુયોગ છે.

યોગાનુયોગ, આ સમયમાંજ મહાકવિ પ્રેમાનંદની એકાદ પ્રારંભની કૃતિની રચનાને ધ્યાનમાં રાખતાં, કવિના જન્મને ત્રણસો ઉપરાંત વર્ષ થઇ ગયાં છે, એ નિર્વિવાદ હકીકત પ્રત્યે ધ્યાન ખેંચાયું. પરિણામે કવિનો 'ત્રિશતાબ્દી જન્મ મહોત્સવ' ઉજવવાનો ધન્ય પ્રસંગ પણ સભાને પ્રાપ્ત થયો છે.

આ પ્રકારે, સભાની કારકિર્દીમાં અભૂતપૂર્વ એવા પ્રસંગોની હારમાળા ખડી થતાં, તેને પહોંચી વળવા માટે યોગ્ય આર્થિક ભંડોળ તથા 'મહોત્સવ ગ્રંથ' માટેની વિશિષ્ટ લેખ-સામગ્રી ભેગી કરવાનું ખૂબ અઘરૂં કાર્ય, સભાને માથે આવ્યું છે. તે માટે એક વિશાળ 'મહોત્સવ સમિતિ' રચવામાં આવી છે.

પ્રેમાનંદ કવિની કેટલીક લોકપ્રિય 'આખ્યાન'-રચનાઓ, ત્રિશતાબ્દિ નિમિત્તે, સામાન્ય ગુજરાતી વાંચકને પણ સુલભ બનાવવાનુ વિચારવામા આવ્યું છે. પ્રેમાનંદથી બસો વર્ષ પહેલાં થઇ ગયેલા ભક્ત-કવિ નરસિંહ મહેતાના, જાણીતા જીવન-પ્રસંગોને 'આખ્યાનો' રૂપે કવિએ ગાયા છે. પુત્રી 'કુંવરબાઇનું મામેરું,' તીરથવાસીની 'હુંડી', પિતાનું 'શ્રાદ્ધ,' 'પુત્ર સામળશાનો વિવાહ' અને દામોદર ભગવાને નરસિંહ મહેતાને 'હાર' પહેરાવવાનો 'હારમાળા'નો પ્રસંગ-આ પાંચે આખ્યાનોની કવિવાણી એકજ ગ્રંથમાં ત્રિશતાબ્દિ નિમિત્તે પ્રગટ કરીને તેને લોકસુલભ બનાવવી : સાથે સાથે નરસિંહ મહેતાનું પણ પુણ્ય-સ્મરણ કરાવ્યાનો સંતોષ મેળવી શકાશે એમ અમો માનિએ છીએ.

નરસિંહ મહેતાના છુટક જીવન-પ્રસંગોને લગતી રચના, અન્ય કવિઓએ પણ કરી છે. ખુદ નરસિંહ મહેતાનાં પણ 'આત્મચરિત્ર'-રૂપે આ પ્રસંગોનાં 'પ્રભાતિયાં'-પદો મળે છે : તે બધાનું તુલનાત્મક અધ્યયન પણ બીજા ગ્રંથમાં, વધારે ભણેલા વાચકો માટે, તૈયાર કરવાનો સભાનો સંકલ્પ છે.

શતાબ્દીના વર્ષમાં વડોદરાના સાંસ્કૃતિક જીવનની ઝાંખી કરાવતો સભાનો વિસ્તૃત 'સુવર્ણ મહોત્સવ ગ્રંથ' પ્રગટ થાય એ હેતુથી, સામગ્રી એકત્ર થઇ રહી છે : છતાં એટલું મોટું મુદ્રણકાર્ય શક્ય ન હોવાથી, પ્રસ્તુત 'પરિચય-પુસ્તિકા'માં માત્ર તેની 'રૂપરેખા' આપીને સંતોષ માનવો પડ્યો છે. છતાં સભાની પ્રવૃત્તિઓના કેટલાક અંશોની પ્રત્યક્ષ પ્રતીતિ મળે તેવા હેતુથી, મનભર ચિત્ર-ફલકો યોજવા છે.

ટૂંકા સમયમાં પ્રકાશનનું આ મનોહર અંગ પૂરું પાડવાના કાર્યમાં, 'કુમાર'ના તંત્રી શ્રી બચુભાઇ રાવતે, અંગત રસ લઇને, એકધારી મદદ કરી છે તે માટે તેમનો આભાર માનતાં આનંદ થાય છે.

બૃહદ્ ગ્રંથમાં સહાય આપી રહેલા, તથા હવે પછી આપનાર સજ્જનોનો ફક્ત નામ-નિર્દેશ આ ' પરિચય-પુસ્તિકા 'માં કરીને, તેમનો આ તકે અહીં એકસામટો આભાર માનીએ છીએ.

" વડોદરાનાં સારસ્વતો "ને નામે વડોદરા સાથે સંકળાયેલાં, વિદેહ તથા વિદ્યમાન સારસ્વત ભાઈ-બહેનોની સચિત્ર જીવન-નોંધ અહીં સામેલ કરવાનો પ્રયત્ન કર્યો છે. સને ૧૯૧૨ માં વડોદરામાં ' ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ ' મળી તે નિમિત્તે શ્રી. જ. પુ. જોશીપુરા, એમ. એ. એ., આર્ટિસ્ટ શ્રી પુરુષોત્તમ વ્રજલાલ પટેલના સહકારથી, ગુજરાતભરના રાજવંશી, વિદેહ તથા વર્તમાન લેખકોની 'સાક્ષરમાલા' પ્રગટ કરી, તે દિશામાં વિરલ કાર્ય કર્યું હતું. સભાએ તેનો આદર્શ આંખ આગળ રાખી, વડોદરા સાથે કોઈપણ સમયે સંકળાએલાં એવાં વડોદરાના જ 'સરસ્વતી-ઉપાસકો-' સારસ્વતો 'ની સચિત્ર જીવન-નોંધ આપવાનું સાહસ ખેડયું છે.

પ્રસ્તુત કાર્યને આકાર આપવા સભાના મંત્રીશ્રી નટવરલાલ શેઠે પ્રથમ કારવાઈ હાથ ધરેલી. તે બદલ તેમની નોંધ લઇએ છીએ. પરંતુ, મેળવેલી માહિતી અપૂરતી નીવડવાથી, નક્કી કરેલા મુદ્દા પ્રમાણે નવેસર જીવન-નોંધની વિગતો અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવી, ભેગી કરવાનું કાર્ય, મંત્રીશ્રી ડૉ. ચંદ્રકાન્ત પટેલે પરિપત્ર અને અંગત સંપર્ક દ્વારા સારસ્વતો પાસેથી હકીકત મેળવી. તથા પુસ્તકોનો આધાર લઈ અહીંસો ઉપરાંત ચરિત્ર-નોંધો કાળજીપૂર્વક અને અત્યંત શ્રમ લઇને તૈયાર કરી છે. અભ્યાસીઓને રેફરન્સ માટે કામ આવે એવી આ સારસ્વતોની જીવન નોંધને પ્રકાશમાં મૂકવા માટે તેમને અભિનંદન ઘટે છે.

ત્રિશતાબ્દીનિમિત્તે પ્રગટ કરવા ધારેલાં બે પ્રકાશનોમાંથી ' મહાકવિ પ્રેમાનંદ ' નામે, પ્રસંગને અનુરૂપ એવો, અભ્યાસીઓને પ્રેમાનંદ સંબંધી અદ્યતન સંશોધિત સામગ્રી પૂરી પાડે તેવો ગ્રંથ પ્રગટ કરતા અમે ગૌરવ અનુભવિએ છીએ.

" સાહિત્યકાર પ્રેમાનંદ " નામે અભ્યાસ - ગ્રંથનું સંપાદન હાલના સભાના પ્રમુખ પ્રો. મજુલાલ મજમુદારે સને ૧૯૩૭ માં કર્યું હતું. તે ખ્યાતનામ ગ્રંથ અપ્રાપ્ય થવાથી તેનું અદ્યતન સંસ્કરણ તેમણે જ તૈયાર કરેલું : તેમાંથી ' પૂર્વાર્ધ ' રૂપે, ૪૦૦ પાનાંના ક્રાઉન સોળ પેજી ગ્રંથ ૧૯૬૭ માં સભાએ પ્રગટ કર્યો છે.

પરંતુ ત્રીસ વર્ષોમાં પ્રેમાનંદ સંબંધી ઘણું ઘણું સંશોધન પ્રાપ્ત થવાથી, ' ઉત્તરાર્ધ ' રૂપે બીજાં ચારસો પાનાની સામગ્રી ડૉ. મંજુલાલે સંપાદિત કરેલી અપ્રકટ રહી હતી. તેને જ થોડા સુધારાવધારા સાથે, " મહાકવિ પ્રેમાનંદ " રૂપે, ક્રાઉન આઠ પેજી કદમાં, વિશેષ ચિત્રો સહિત, ત્રિશતાબ્દી મહોત્સવ પ્રસંગે પ્રગટ કરીએ છીએ.

આ ગ્રંથમાં પ્રેમાનંદ કવિના ' મામેરા ' ની સચિત્ર પ્રતનો પરિચય ગુજરાતને પહેલવહેલો પ્રાપ્ત થાય છે. કવિના નંદુરબાર-નિવાસ સંબંધી, તથા કવિના નામે ચડાવાએલાં નાટકો, પુત્ર વલ્લભ અને તેના મનહર છંદમાં રચેલાં બધા ' આખ્યાનો, ' તથા એવાં બીજાં કેટલાંક અ-પ્રેમાનંદીય કૃતિઓના લેખક તરીકે, 'પ્રાચીન કાવ્યમાલા'ના ટીકાકાર કલાદીપ છોટાલાલ નરભેરામ ભટ્ટ હતા-તે વસ્તુને, બાહ્યાભ્યંતર પ્રમાણોથી ડૉ. વિષ્ણુપ્રસાદ જાનીએ સાબીત કરી બતાવ્યું છે. તે આ ગ્રંથનું વ્યાજબી આકર્ષણ બની રહેશે એવી શ્રદ્ધા છે.

પ્રેમાનંદ સાહિત્ય ભવનના નિર્માણની જૂદી જૂદી પરિસ્થિતિને આવરી લેતા નૈમિત્તિક પ્રસંગો-ભૂમિનિરીક્ષણ, ખાતમુહૂર્તનો પ્રસંગ, બંધાતા ભવનની મુલાકાતે આવેલા મહાનુભાવ અતિથિઓ, સંપૂર્ણ

ભવનનું બાહ્ય દૃશ્ય; હરગોવિંદદાસભાઈની અર્ધપ્રતિમા તથા પ્રેમાનંદ પ્રશસ્તિ-શિલાની પ્રતિકૃતિ–આ બધા પ્રસંગોને, ફોટોગ્રાફદ્વારા સાચવી રાખવાની અમૂલ્ય સેવા આપનાર પ્રો. ચંદ્રમૌલી મજમુદારનો આભાર માનવો ઘટે છે.

ઉત્સવોની હારમાળામાં એક નવો પ્રસંગ ઉમેરાયો છે તેની નોંધ લેતાં આનંદ થાય છે. વડોદરાના 'કીર્તિમંદિર'માં મૂકાવવા માટે શ્રીમંત સયાજીરાવે તૈયાર કરાયેલી, સભાના સ્થાપક પ્રમુખ સાહિત્યમાર્તંડ હરગોવિંદદાસ કાંટાવાળાની આરસ અર્ધપ્રતિમાની પ્રેમાનંદ સાહિત્ય ભવનમાં પ્રતિષ્ઠા કરવાનો મંગલ કાર્યક્રમ પણ નિષ્પન્ન થયો છે તે એક સુયોગ છે.

જેમના તરફથી યથાસમયે સહકાર મળ્યો તેમના પૂરતો આ ગ્રંથ મર્યાદિત બન્યો છે. બૃહદ્ ગ્રંથમાં તેની 'પૂર્તિ' થઇ રહેશે એટલું આ પ્રસંગે કહી શકાય તેમ છે.

છાપખાનાઓની પ્રવૃત્તિ માર્ચ–એપ્રિલમાં ખૂબખૂબ રોકાણવાળી હોય છે એ સર્વવિદિત છે: આવી સ્થિતિમાં પણ આ 'પરિચય–પુસ્તિકા'નું કાર્ય હાથમાં લઇ, 'સહકારી છાપખાનું લિમિટેડ' નામના પ્રેસે, પોતાના નામને સાર્થક કરે તેવો સહકાર આપીને મુદ્રણનું કાર્ય ઉકેલી આપ્યું છે. તે માટે, ખાસ કરીને તેના નિવૃત્ત મેનેજર શ્રી મંગળભાઇ પટેલનો, આભાર માનીએ છીએ.

પ્રસ્તુત પુસ્તિકાને પગભર કરવા માટે અનેક મહાનુભાવોએ તથા સંસ્થાઓએ શુભેચ્છા સાથે વિજ્ઞાપનો આપીને, સભાને વખતસરનું આર્થિક પ્રોત્સાહન આપ્યું છે. તે માટે તેમનો સૌનોઆભાર માનતાં હર્ષ થાય છે.

ઉતાવળના પરિણામે રહી ગયેલી ત્રુટિઓને વાચકો નિભાવી લેશે એવી આશા છે.

'પ્રેમાનંદ સાહિત્યભવન'
દાંડિયા બજાર, લકડીપૂલ પાસે
વડોદરા.
રથયાત્રા, સં. ૨૦૨૪

ફતેહસિંહરાવ ગાયકવાડ
અધ્યક્ષ, ત્રિશતાબ્દી મહોત્સવ સમિતિ

# મહોત્સવોની પૂર્વ તૈયારી

મહાકવિ પ્રેમાનંદને થઈ ગયે ત્રણસો ઉપરાંત વર્ષ થયાં છે, તે નિમિત્ત, "પ્રેમાનંદ ત્રિશતાબ્દી" ઉજવવાનો વિચાર અમને આવ્યો. પ્રાચીન સાહિત્યના અભ્યાસી એવા ગુજરાતી પ્રેસના માલિક શ્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઈએ તેમના મિત્ર અને સભાના પ્રમુખ ડૉ. મંજુલાલને આ સંબંધમા વહેલી સૂચના કરી હતી. સભાએ તે સૂચનને આવકારી, નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે :—

ઠરાવ નં. ૩ તા. ૬-૧૧-૬૩ :—"મહાકવિ પ્રેમાનંદની ત્રિશતાબ્દી સંવત ૨૦૨૦ માં, એટલે કે "લક્ષ્મણાહરણ" રચાયાને આજથી ૩૦૦ ત્રણસો વર્ષ થતાં, પ્રાપ્ત થાય છે — એ પ્રમાણેની, શ્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઈની સૂચનાનો સાભાર સ્વીકાર કરી, તે મુજબ પ્રેમાનંદ જન્મ-ત્રિશતાબ્દી ઉજવવાનું નક્કી કરવામા આવે છે."

કાર્યવાહક મંડળે તા ૯-૧૦-૬૬ ના રોજ આ સૂચનાના અનુસંધાનમાં, પ્રેમાનંદના જન્મસ્થળ વાડીમાં, કવિની "પ્રશસ્તિ-શિલા" સ્થાપન કરાવવા નિર્ણય કર્યો. અને સં. ૨૦૨૩ ની વસતપંચમી તા. ૧૨-૨-૬૭ ના રોજ પ્રશસ્તિશિલાનો પૂજન-વિધિ-સમારંભ યોજવામા આવ્યો હતો. આ પ્રસંગે રામચોક (વાડી)મા વડોદરાના કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ ચુ. પંડયાએ કવિ રચિત "મામેરું" સાજ સાથે ગાઈને, કવિને અંજલિ આપી હતી. આ પ્રસંગે વડોદરા શહેર સુધરાઈના પ્રમુખશ્રી નાનાલાલ ચોકસી અધ્યક્ષસ્થાને હતા.

આ આરસ-શિલાના એકંદર ખર્ચ માટે શ્રી મંગુભાઈ (ગાંધી ઓઇલ મિલવાળા) ગાંધીએ, તેમનાં પત્ની શ્રી ધીરજબહેનની યાદમા, રૂ. ૧૦૦૦] એક હજાર આપ્યા હતા. તેની સાભાર નોંધ લેતા આનંદ થાય છે.

તા. ૧-૮-૬૭ થી કાર્યવાહક થયેલા સભાના નવા ટ્રસ્ટીમંડળે, 'ત્રિશતાબ્દી મહોત્સવ' ઉપરાંત, સભાનો 'સુવર્ણ જયંતિ મહોત્સવ,' 'પ્રેમાનંદ સાહિત્યભવન' અને 'સભાગૃહ'નું ઉદ્ઘાટન, તથા 'પ્રેમાનંદની પ્રશસ્તિશિલાનું સ્થાપન', એમ ચારે પ્રસંગોને ભેગા કરી, ત્રણેક દિવસનો ભરચક કાર્યક્રમ રાખવાનું નક્કી કર્યું.

તા. ૧૪-૮-૬૬ ના ઠરાવ મુજબ, તા. ૧૬-૮-૬૭ ની પેટાસમિતિના મુસદ્દાને અંતર્ગત કરી, પાંચ લાખ રૂપીઆનું ભંડોળ ભેગું કરવાની ટહેલનો મુસદ્દો તા. ૨૩-૯-૬૭ ના રોજ ટ્રસ્ટીમંડળે માન્ય રાખ્યો.

ઉત્સવો અંગે 'સોવનિર' (સ્મરણિકા) તૈયાર કરવા માટે 'લેખક સમિતિ' તથા વિસ્તૃત રૂપરેખાવાળી યોજના તૈયાર કરી અને ૩૦૦ થી ૪૦૦ પાનનો દળદાર ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો. ટ્રસ્ટીમંડળે ઠરાવ નં. ૨ તા. ૨૨-૮-૬૭ ની મીટીંગમાં, તેને મંજૂર કર્યો.

ઉપરના ચારે સમારંભો ગૌરવપૂર્ણ રીતે ઉજવાય તેવા હેતુથી, ટ્રસ્ટીમંડળની તા. ૫-૧૧-૬૭ ની બેઠકમાં, ઠરાવ નં. ૬ થી એવો નિર્ણય લેવામા આવ્યો કે–"આ બધા સમારંભો સારી રીતે ભવ્યતાથી ઉજવાય તે માટે, તે અંગે વડોદરા મહાનગરપાલિકા વડોદરા શહેર અને જિલ્લા કોંગ્રેસ, વડોદરા જિલ્લા પંચાયત, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, અને નામદાર કેન્દ્ર તથા ગુજરાત સરકારની સહાય મેળવીને, ઉજવણી કરવી તથા તે અંગે નક્કી કરેલી પ્રવૃત્તિઓ માટે ભંડોળ એકત્ર કરવા, માટે એક પરિપત્ર (ફોલ્ડર)

તૈયાર કરવામાં આવ્યો. અને મેયરશ્રી નાનાલાલ ડા. ચોકસીની સહીથી પત્ર પાઠવી, વડોદરાના સજ્જનો તથા મહાનુભાવોની સહી છાપવા સંમતિ મેળવી. ત્યારબાદ નીચેનો આખો મુસદ્દો-ફોલ્ડર (પરિપત્ર), ટ્રસ્ટીમંડળના સભ્યો અને મહાનુભાવોની સહીથી મોકલવા ઠરાવવામાં આવ્યું:—

" આદરણીય

વડોદરા નગરમાં જન્મેલા પરંતુ સમસ્ત ગુજરાતીભાષી પ્રજાના મહાકવિ પ્રેમાનંદની સ્મૃતિમાં સ્થપાએલી આ સભાએ, ૫૦ વર્ષ પૂરાં કર્યાં. તે દરમ્યાન રા. બ. હરગોવિંદદાસ તથા મટુભાઇ કાંટાવાળા, રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, રાજરત્ન રમણલાલ દેસાઇ, પ્રો. ગોવિંદલાલ ભટ્ટ અને ડૉ. મંજુલાલ મજમુદાર-જેવા સમર્થ સાહિત્યકારોના માર્ગદર્શન દ્વારા, ગુજરાતના સંસ્કારમાં અને સાહિત્ય-જીવનમાં ગણનાયોગ્ય ફાળો આપવામાં આવ્યો છે.

પ્રાદેશિક ભાષાઓનો ઉત્કર્ષ થાય એવી નીતિ, મધ્યસ્થ સરકારે અપનાવી છે. તે સમયે ગુજરાતી ભાષાને દેશવિદેશની ભાષાઓની હરોળમાં લાવીને સમૃદ્ધ કરવાનો પુરુષાર્થ, દરેક ગુજરાતીભાષી માટે પડકાર-સ્વરૂપે આવ્યો છે. એટલે ગુજરાતીભાષી યુવાન પ્રજા ગુજરાતી સાહિત્યને પિછાણે, અને તેમાં રસ લે,-એવી પ્રવૃત્તિઓ અમલમાં મૂકવા, સભાએ નિર્ણય કર્યો છે.

આ કાર્ય માટે અને સભાની વિકસતી પ્રવૃત્તિઓનું સંકલન કરવા માટે, એક સ્થાયી જગાની ઊણપ હતી. સદ્‌ભાગ્યે દાંડીઆ બજાર રાજમાર્ગ ઉપર, ૬૧૬૦ ચો. ફુટનો સુંદર પ્લોટ નામદાર ગુજરાત સરકારે તા. ૨૬-૧૨-૧૯૬૨ના દિને, સભાને બક્ષિસ આપ્યો. એટલે એના ઉપર " પ્રેમાનંદ સાહિત્યભવન "નું નિર્માણકાર્ય શરૂ થયું, જે હવે પુરું થવા આવ્યું છે. સાક્ષરવર્ય સદ્‌ગત શ્રી રમણલાલ દેસાઇ-જેઓ આ સભાના ઘણાં વર્ષો સુધી પ્રમુખ હતા તેમની સ્મૃતિમાં " રાજરત્ન રમણલાલ દેસાઈ સભાખંડ " આ ભવનમાં અંતર્ગત કરવામાં આવ્યો છે.

સભાખંડ ઉપરાંત, સંશોધન ગ્રંથાલય માટે અને વિશિષ્ટ સાક્ષર-મહાજનોની સ્મૃતિમાં 'ચિત્રગેલેરી' માટે આ ભવનમાં અલગ ખંડો યોજવામાં આવ્યા છે. તદ્‌ઉપરાંત અનુસ્નાતક અધ્યાપન અંગે અભ્યાસક્રમ, અને એ સિવાય પુસ્તકોનાં સંપાદન તેમ જ પ્રકાશન, વ્યાખ્યાનો, જયંતિઓ, મનોરંજન કાર્યક્રમો-વગેરે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવનાર છે.

'ગુજરાતી સાહિત્ય પરિષદ' જોડે સન ૧૯૨૦થી આ સભા સંકળાયેલી છે. અને ' દિલ્હીની સાહિત્ય એકેડેમી 'એ સાહિત્યની સેવા કરતી સંસ્થા તરીકે, આ સભાને સન ૧૯૫૭ થી માન્યતા આપેલી છે.

મહાકવિ પ્રેમાનંદનો ત્રિશતાબ્દી મહોત્સવ, સભાનો સુવર્ણમહોત્સવ, પ્રેમાનંદ સાહિત્યભવનનું ઉદ્‌ઘાટન તથા પ્રેમાનંદ પ્રશસ્તિ શિલા સ્થાપના સમારંભ,-એમ આ ચારે સમારંભો ચાલુ વરસે ઉજવવા નિર્ણય લેવામાં આવ્યો છે. પ્રેમાનંદ સમસ્ત ગુજરાતીભાષી પ્રજાના મહાકવિ છે: એટલે આ સમારંભો " જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત "-એવા ગુજરાતને આવરી લેશે. એ પ્રસંગે પ્રેમાનંદ સાહિત્ય તથા ઇતર સાહિત્યનું સંકલન કરીને એક દળદાર ગ્રંથ, ' સ્મરણિકા ' રૂપે પ્રસિદ્ધ કરવામાં આવશે.

આ પ્રવૃત્તિઓ સહેજ થાય તે માટે નીચે મુજબ નાણાંકીય મદદની જોગવાઇ અંદાજી છે :—

| | | |
|---|---|---|
| (૧) | ભવનનું ચાલુ બાંધકામ પૂરું કરવા | રૂા. ૫૦,૦૦૦ |
| (૨) | સંશોધન ગ્રંથાલય માટે હસ્તલિખિત પોથીઓ તથા દસ્તાવેજોની ખરીદી અને કબાટો, ફરનીચર વગેરે | રૂા. ૧,૦૦,૦૦૦ |
| (૩) | વિશિષ્ટ સાક્ષર-મહાજનોની ' ચિત્ર ગેલેરી ' માટે | રૂા. ૨૫,૦૦૦ |
| (૪) | સભા-ઓફીસ તથા સભાખંડ માટે ફરનીચર, ખુરશીઓ, લાઉડસ્પીકર, પ્રોજેક્ટર, ટેપરેકર્ડર, પડદા, લાઇટ વગેરે માટે | રૂા. ૭૫,૦૦૦ |
| (૫) | સંચાલન માટે સ્થાયી ફંડ | રૂા. ૨,૫૦,૦૦૦ |
| | કુલ | રૂા. ૫,૦૦,૦૦૦ |

સમગ્ર ગુજરાતના સંસ્કાર અને સાહિત્ય જીવનને આવરી લેતો અમારો આ નમ્ર સંકલ્પ છે, જેને પૂર્ણ આકાર આપવા મદદ કરવા, આપને આગ્રહભરી વિનંતી છે.



તા. ૨૧-૧૧-૬૭ ના રોજ 'સમગ્ર સમારંભ કાર્યવાહક સમિતિ' ૪૫ સભ્યોની પ્રેમાનંદ સાહિત્ય ભવનમાં બોલાવવામા આવી. આ બેઠકમાં મેયરશ્રી નાનાલાલ ચોકસી, શ્રી મંજુલાલ મજમુદાર, શ્રી રસેન્દ્ર દેસાઈ, શ્રી નાનાલાલ શાહ, શ્રી રવિશંકર પાઠક, શ્રી લાલચંદ્ર ગાંધી, શ્રી રાજેન્દ્ર ઠાકોર, શ્રી નિવેદિતા બહેન દેસાઇ, શ્રી શ્રીમતીબહેન મજમુદાર, શ્રી ગુણભાઈ વાડીઆ, શ્રી રવિશંકર આચાર્ય, શ્રી નટવરલાલ શેઠ, શ્રી સુરેશ ગાંધી, શ્રી ચંદ્રકાન્ત પટેલ, શ્રી હરિભાઇ દેસાઇ, શ્રી કમળાશંકર પંડ્યા, ડૉ. સુમન્ત પટેલ, પ્રો. કેશવલાલ કામદાર, શ્રી રસિકલાલ પંડ્યા, કુ. સુધાબહેન દેસાઇ તથા શ્રી રમણલાલ શાહ હાજર હતા. પ્રમુખસ્થાને મેયર શ્રી નાનાલાલ ડી. ચોકસી હતા. તે પ્રસંગે નીચે પ્રમાણે સમિતિઓ રચાઇ હતી :—

## ચાર મોટા સમારંભોની કાર્યવાહી સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફત્તેહસિંહરાવ ગાયકવાડ પ્રમુખ, (૨) મેયર શ્રી નાનાલાલ ડી. ચોકસી ચેરમેન, (૩) ડૉ. ચતુરભાઇ શં. પટેલ વાઇસ ચેરમેન, (૪) ડૉ. મંજુલાલ ર. મજમુદાર વાઇસ ચેરમેન અને પ્રમુખ પ્રે. સા. સભા, (૫) શ્રી હરિભાઇ રા. દેસાઇ-ઉપપ્રમુખ, (૬) શ્રી નટવરલાલ ગો. શેઠ, (૭) ડૉ. ચંદ્રકાન્ત ભા. પટેલ-મંત્રીઓ, (૮) શ્રી રવિશંકર વ. આચાર્ય-કોષાધ્યક્ષ, (૯) શ્રી રમણુલાલ ના. શાહ-સભ્ય, (૧૦) શ્રી કમળાશંકર લ. પંડ્યા, (૧૧) ડૉ. ઠાકોરભાઇ પટેલ, (૧૨) ડૉ. જ્યોતીન્દ્ર મહેતા, (૧૩) શ્રી કિસનસિંહ ચાવડા, (૧૪) ડૉ. પ્રસન્ન વકીલ, (૧૫) શ્રી ભોગીલાલ ગાધી, (૧૬) શ્રી ભાઇલાલભાઈ કન્ટ્રાકટર, (૧૭) શ્રી નાનુભાઇ બી. અમીન, (૧૮) શ્રી પ્રભુદાસ પુ. પટેલ, (૧૯) શ્રી સનત્‌કુમાર મહેતા, (૨૦) શ્રી મનુભાઈ મો. પટેલ, (૨૧) શ્રી લક્ષ્મીદાસ મો. પટેલ, (૨૨) શ્રી હર્ષદરાય મહેતા, (૨૩) શ્રી અરવિંદ કે. વૈષ્ણવ, (૨૪) ડૉ. જગમોહનદાસ જ. મોદી, (૨૫) પ્રો. માર્કંડ ભટ્ટ, (૨૬) શ્રી રાજેન્દ્ર ઠાકોર, (૨૭) ડૉ. સુમન્ત એમ. પટેલ, (૨૮) શ્રી સુરેશ ગાધી. (૨૯) શ્રી મંજુલાલ સે. દવે, (૩૦) શ્રી રસેન્દ્ર પી. દેસાઇ, (૩૧) શ્રી નાનાલાલ ના. શાહ, (૩૨) શ્રી રવિશંકર ન. પાઠક, (૩૩) પંડિત લાલચંદ્ર ગાધી (૩૪) પ્રો. કેશવલાલ કામદાર, (૩૫) શ્રી છોટુભાઇ ગિ. ભટ્ટ, (૩૬) ડૉ. રસિકલાલ મા. પંડ્યા, (૩૭) શ્રી સવિતાબહેન અમીન, (૩૮) શ્રી ગુલભાઇ વાડીઆ, (૩૯) શ્રી સરલાબહેન મહેતા, (૪૦) શ્રી નિવેદિતાબહેન દેસાઇ, (૪૧) કુ ડૉ. સુધાબહેન દેસાઇ, (૪૨) સૌ. શ્રીમતીબહેન મજમુદાર (૪૩) શ્રી શારદાબહેન હ દેસાઇ, (૪૪) શ્રી ઊર્મિલાબહેન ભટ્ટ, (૪૫) શ્રી મધુમાલતીબહેન નાયક.

## સમગ્ર સમારંભોની કાર્યવાહી માટે
## એડહોક કમિટી

| | |
|---|---|
| (૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેસિંહરાવ ગાયકવાડ | પ્રમુખ |
| (૨) મેયરશ્રી નાનાલાલ ડા. ચોકસી | ચેરમેન |
| (૩) શ્રી હરિભાઇ રા. દેસાઇ | સયોજકો |
| (૪) ડૉ. પ્રસન્ન ન વકીલ | સયોજકો |
| (૫) ડૉ. ચન્દ્રકાન્ત ભા. પટેલ | સયોજકો |
| (૬) ડૉ. મંજુલાલ ર. મજમુદાર | (૭) શ્રી નટવરલાલ ગોઠ |
| (૮) શ્રી રવિશંકર વ. આચાર્ય | (૯) શ્રી રમણુલાલ ના. શાહ |
| (૧૦) શ્રી કમળાશંકર લ. પંડ્યા | (૧૧) શ્રી કિસનસિંહ ચાવડા |
| (૧૨) શ્રી સનતકુમાર મહેતા | (૧૩) પ્રો. માર્કંડ ભટ્ટ |
| (૧૪) શ્રી રાજેન્દ્ર ઠાકોર | (૧૫) શ્રી સુરેશ કુ. ગાધી |
| (૧૬) શ્રી રસેન્દ્ર પી. દેસાઈ | (૧૭) કુ ડૉ. સુધાબહેન ર. દેસાઇ |
| (૧૮) સૌ. શ્રીમતીબહેન મજમુદાર | (૧૯) ડૉ. સુમન્તભાઇ એમ. પટેલ. |

## એડહોક સમિતિએ નીમેલી વંડોળ સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ (૨) મેયરશ્રી નાનાલાલ ડી. ચોકસી (૪) શ્રી પ્રસન્ન વકીલ (૫) શ્રી ચંદ્રકાન્ત પટેલ (૩) શ્રી હરિભાઇ દેસાઇ (૬) શ્રી મંજુલાલ મજમુદાર

(૭) શ્રી નટવરલાલ શેઠ (૮) શ્રી કમળાશંકર પંડ્યા (૯) શ્રી ઇન્દ્રકાન્ત મગુભાઇ કાંટાવાળા (૧૦) શ્રી રવિશંકર વ. આચાર્ય (ટ્રેઝરર).

## સમગ્ર સમારંભોની કાર્યવાહી સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ–અધ્યક્ષ, (૨) મેયર શ્રી નાનાલાલ ડા. ચોકસી–ચેરમેન, (૩) શ્રી હરિભાઇ રા. દેસાઇ, (૪) શ્રી પ્રસન્ન ન. વકીલ, (૫) શ્રી ચંદ્રકાન્ત ભી. પટેલ–સંયોજકો.

## સ્મરણિકા ગ્રંથ સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ, (૨) મેયર શ્રી નાનાલાલ ડી. ચોકસી, (૩) ડો. મંજુલાલ મજમુદાર, (૪) શ્રી હરિભાઇ ગ. દેસાઇ, (૫) ડો. ચંદ્રકાન્ત પટેલ, (૬) ડો. પ્રસન્ન વકીલ, (૭) શ્રી સનતકુમાર મહેતા, (૮) શ્રી કિસનસિંહ ચાવડા, (૯ શ્રી રમણલાલ શાહ, (૧૦) શ્રી કમળાશંકર પંડ્યા, (૧૧) શ્રી ગ્સેન્દ પી. દેસાઇ, (૧૨) શ્રી નટવરલાલ શેઠ, (૧૩) શ્રી રવિશંકર આચાર્ય, (૧૪) શ્રી સુરેશભાઇ કુ: ગાંધી, (૧૫) શ્રી ત્રિભોવનદાસ ટી. પટેલ, (૧૬) શ્રીમતી સુધાબહેન દેસાઇ.

## વિજ્ઞાપન સમિતિ

'સ્મરણિકા ગ્રંથ સમિતિ'માં ઉપર જણાવેલા સભાસદો ઉપરાંત, વિજ્ઞાપન સમિતિમાં નીચેના સભ્યો નીમવામાં આવ્યા હતા :—

(૧) શ્રી મનહરલાલ કડકીયા–તંત્રી 'લોકસત્તા',
(૨) શ્રી જશવંતલાલ શાહ–તંત્રી 'નવભારત'
(૩) શ્રી જયંતકુમાર શુક્લ–તંત્રી 'સ્વતંત્ર સર્જન'

## મનોરંજન સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ, (૨) મેયર શ્રી નાનલાલ ડા. ચોકસી, (૩) શ્રી હરિભાઇ દેસાઇ, (૪) ડો. પ્રસન્ન વકીલ, (૫) ડો. ચંદ્રકાન્ત પટેલ, (૬) પ્રો. માર્કંડ ભટ્ટ (૭) શ્રી ઊર્મિલાબહેન ભટ્ટ, (૮) ડો. સુધાબહેન દેસાઇ, (૯) પ્રો. અંજલિબહેન મેઢ, (૧૦) સૌ. શ્રીમતીબહેન મજમુદાર, (૧૧) ડો. સુમન્તભાઇ પટેલ, (૧૨) કુ. પ્રતિભાબહેન પંડિત, (૧૩) શ્રી નિવેદિતાબહેન દેસાઇ, (૧૪) શ્રી કમળાશંકર પંડ્યા, (૧૫) શ્રી સુરેશભાઇ ગાંધી, (૧૬) શ્રી અરવિંદભાઇ વૈષ્ણવ, (૧૭) શ્રી ધાર્મિકલાલ પંડ્યા.

## સંકલન સમિતિ

(૧) શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ, (૨) મેયર શ્રી નાનાલાલ ડાહ્યાભાઇ ચોકસી (૩) શ્રી હરિભાઇ દેસાઇ, (૪) ડો. પ્રસન્ન ન. વકીલ, (૫) ડો. ચન્દ્રકાન્ત પટેલ, (૬) શ્રી કમળાશંકર પંડ્યા (૭) શ્રી રમેન્દ્રભાઇ દેસાઇ, (૮) શ્રી કિસનસિંહ ચાવડા, (૯) ડો. મંજુલાલ મજમુદાર.

'પ્રેમાનંદ સાહિત્યસભાના' સભ્યોની એક સમગ્ર સભા તા. ૧૦–૪–૬૮ ના રોજ શ્રી પ્રેમાનંદ સાહિત્ય ભવનમાં શ્રી. મંજુલાલ મજમુદારના પ્રમુખસ્થાને મળી. તેમાં ૪૦ એક સભ્યો હાજર હતા. આ સભામાં ચાર મોટા ઉત્સવો અંગે તા. ૨૨ તથા તા. ૨૩ એપ્રીલ ૬૮ નો વિગતવાર કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો.

' સ્વાગત સભ્યો ' નોંધવા માટે આ પ્રસંગે સભાના સજ્જનોએ ઉત્સાહથી આ કામ ઉપાડી લીધું તેના પરિણામે, આજે અઢીસો ઉપરાંતના ' સ્વાગત સભ્યો ' નોંધાયા છે. તે બદલ સાથ આપનાર સર્વે સભ્યોને અભિનંદન ઘટે છે.

સભાના ઉત્સવો જુનપર મુલતવી રહેવાથી, મળેલા સમયમાં પ્રથમ તબક્કે મંગાવેલો લેખકોનો પરિચય અપૂરતો હોવાથી, તા. ૨૬–૪–૬૮ થી છાપેલા પરિપત્ર મોકલી, નવેસર વિગતવાર અને મુદ્દાસર લેખક-પરિચય માટેની કાર્યવાહી હાથ ધરવામાં આવી. તેના પરિણામે ૨૫૦ ઉપરાંત વિદેહ તથા વિદ્યમાન સાક્ષરોની ચરિત્ર નોંધ તૈયાર થઇ છે.

આ આખુંયે પુસ્તક તૈયાર કરવામાં ફોટોગ્રાફ, બ્લૉક અને ચરિત્રો મેળવવામાં ઘણીજ મુશ્કેલીઓ હોવા છતાં, દરેકના સાથ સહકારથી જીવન-નોંધ, સભાનો ઇતિહાસ, ભાવિ યોજનાઓ વગેરેનું નિવેદન તૈયાર કરવામાં સભાના મંત્રી અને શ્રી. રા. વ. સ. ના સંયોજક ડૉ. ચંદ્રકાન્ત બા. પટેલે ખૂબજ રસપૂર્વક અને અથાગ શ્રમ લઇ, અવિરત કામગીરી આપી ગ્રંથ તૈયાર કર્યો છે.

પચાસ વર્ષનાં સાંસ્કૃતિક પરિબળોને સમજાવવા માટે સ્મૃતિગ્રંથમાં સને ૧૮૯૦ થી સર્જાએલી સાહિત્યોચિત ભૂમિકાના ભાગરૂપે રાજવંશી સારસ્વતોથી આરંભી, સંતો, આચાર્યો, પંડિતો, ભાગવતકથાકારો તથા માણ-કથાકારો વગેરેનાં છાયાચિત્રો દાખલ કર્યાં છે.

આ પુસ્તિકામાં પીઢ-સર્જકો તથા સાક્ષરોના અપ્રાપ્ય ફોટોગ્રાફ અને ચરિત્ર મેળવવામાં પણ ખૂબજ સંશોધન અને પ્રયત્નો કરી કેટલાક અજ્ઞાત સાક્ષરોને શોધી, અંધકારમાંથી પ્રકાશમાં મૂકયા છે. ઊગતી પેઢીના સારસ્વતો ( સરસ્વતી-ઉપાસકો ) ને પ્રોત્સાહન આપવા માટે અને તેમની સાહિત્ય-પ્રેરણા વેગવંતી બનાવવા માટે તેમને તથા સાહિત્યમાં હમેશાં ઓતપ્રોત રહેનાર નીવડેલા સારસ્વતોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

વિદેહ તથા વિદ્યમાન સારસ્વતોની જીવન-નોંધ તથા તેમનાં છાયાચિત્રો કકકા-વારી પ્રમાણે છાપવામાં આવ્યાં છે; આ કાર્યના બે ત્રણ તબક્કા પડી ગય છે; કારણ કે ચરિત્રો તથા ફોટોગ્રાફો પ્રાપ્ત થવામાં પણ બે ત્રણ તબક્કા પડી ગયા છે. આ પરિસ્થિતિને લીધે કોઇને મનઃક્ષોભ ન થાય એવી અમારી હાર્દિક વિનંતી છે.

સભાના સમારંભો અને પ્રેમાનંદ કવિની માહિતી આપવા માટે, તેમજ સભાની પ્રવૃત્તિઓ વગેરેનો વ્યવસ્થિત પ્રચાર થાય, અને જનતાને તેની જાણ થાય તે હેતુથી એક " પત્રકાર પરિષદ " પણ તા. ૨૪-૩-૬૮ ના રોજ પ્રેમાનંદ સાહિત્ય ભવનમા બોલાવવામાં આવેલી. તેમાં પત્રકાર-ભાઇઓએ સારી હાજરી આપીને સારી એવી નોંધ લઇ, જનતા સમક્ષ એ સઘળી બાબતો મૂકેલી. તેની સહર્ષ નોંધ લઇએ છીએ.

એડહોક કમિટિએ નીમેલી સમિતિઓએ પણ વ્યવસ્થિત કામ કરી સહકાર આપ્યો છે. છેલ્લે ' વ્યવસ્થા સમિતિ ' ' સ્વયંસેવક સમિતિ તથા સહકાર સમિતિ ' નીમીને, તે દરેકના સાથ-સહકારથી ઉત્સવ સારી રીતે ઉજવવાનો પ્રબંધ કરવામાં બનતો પ્રયાસ કર્યો છે.

આ મહોત્સવો માટે બહાર પાડેલી ' અપીલ 'ના અનુસંધાનમાં રૂ. પાંચલાખની અપેક્ષામાં, જાહેરાત, દાન, ફંડ મળીને એકંદરે રૂપીઆ પચાસએક હજાર રકમ જમા થઈ છે. તેની સાભાર નોંધ લઇએ છીએ.

---

કદાચ કોઇને પાંડિત્ય ગમતુ હોય કે સામાન્ય વાચનનો શોખ હોય તેમણે શું કરવુ ?

વડોદરાની પુસ્તકાલય યોજના જગતભરમા હવે વિખ્યાત બની ગઇ છે. બાળકો, સ્ત્રીઓ, અભ્યાસીઓ, વાચનશોખીનો અને પડિતોને માટે વડોદરાના પુસ્તકાલયો પૂરતા સાધનો આપી રહે છે મારાથી તો વડોદરા પુસ્તકાલયનો ઉપકાર ક્ષણુ પણ વીસરી શકાય એમ નથી

વડોદરાની સસ્કૃત વિદ્વત્તા પણ એક પાઠશાળાદ્વારા પોષાતી ચાલી આવે છે બદરીનાથ, છોટુમહારાજ અને મણુનાથ શાસ્ત્રીના નામો હિંદભરના સંસ્કૃત વિદ્વાનોમા જાણીતા છે.

સગીત ? હા, હા સગીત શીખવા માટે વડોદરામા જે સગવડ છે તે બીજે નહિ જ મળે. શિક્ષણ મફત ભારતીય સગીતશાળામા ગીત અને વાદ્ય બનેના શિક્ષણ મળે. ફૈઝમહમદ તથા મૌલાબક્ષ વડોદરાના સુપ્રસિદ્ધ સગીતાચાર્યો આજ પણ હિંદભરમા જાણીતા થયેલા ફૈયાઝખાન, ઇંદન તથા લક્ષ્મીબાઈ વડોદરાના જ નિવાસી પડિત ઓમકારનાથ વડોદરા રાજ્યના રહીશ છે.

ઉપરાત એ સગીત પ્રજાસમક્ષ મૂકવાના વડોદરાના પ્રયોગો પણ વિશિષ્ટતાભર્યા છે શહેરના જુદા જુદા બગીચાઓમા વારાફરતી બેન્ડ તથા હિંદી સમૂહવાદનના કાર્યક્રમો ગોઠવાયલા જ રહે છે. વળી કીર્તિમદિરમા તેમ જ સગીતશાળામા ગવૈયાઓ પણ જાહેર પ્રજા માટે પોતાનો ગીત-ઉપક્રમ રાખે છે. ગણેશોત્સવ તથા શ્રીમત મહારાજા સાહેબની જન્મઉજવણીના અઠવાડિયામા ગીત તથા નૃત્યના નિષ્ણાતો જાહેર પ્રજા સમક્ષ પોતાની કલા દર્શાવે છે

સગીતની વાત કરતા મને વડોદરાના પ્રજાજીવન સાથે સકળાયલા સગીતનો ખ્યાલ આવે છે ગરબા, ગરબી અને રાસ તો સમગ્ર ગુજરાતી જીવનની વિશિષ્ટતા વડોદરાએ એ વિશિષ્ટતા સૈકાથી સાચવી રાખી છે, અને સમયાનુકૂળ બની એને શણગારી છે નવરાત્રમા શેરીએ શેરીએ ગરબા સ્ત્રીજીવનની ઊર્મિઓને અકિત કરી આજ બહુ જ વ્યવસ્થિત ઢબે વ્યાપક બની ગયા છે વર્ષો પહેલા ગરબા સાભળવા શહેરની પુરુષમેદની શેરીએ શેરીએ ફરતી રહેતી કોણ ક્યા ગરબા ગાશે એની માહિતીઓ ફેલાતી, અને જાણીતી સન્નારીઓના ગરબામા ભારે ઠઠ જામતી-અટકલા તોફાનો થયા વગર ઇચ્છા નામના સદ્‌ગત સન્નારીને ગરબા ગાવા માટે સ્થળે સ્થળેથી આમત્રણ હોય એમના ગરબા, એમનો કઠ મને હજી પણ યાદ છે. એમની અટપટી ઢબના કેટલાક ગરબા તો વડોદરાની ગરબાનિષ્ણાત સન્નારીઓ પણ ઝીલી શકતી નહિ

એક નૂરબાઇ કરીને મુસ્લિમ સન્નારી પણ નવરાત્રિના ગરબામા અગ્રભાગે આવતા વૈષ્ણવબાઇઓના ટોળામા એ મુસ્લિમબાઇ રાધાકૃષ્ણુના અને માતાના ગરબા બહુ મીઠાશથી ગાતા. એ દશ્ય યાદ કરતા મને મુસ્લિમો માટે ઊભા થયેલા પાકિસ્તાનની સભાવના યાદ આવે છે હિંદુ-મુસ્લિમ બને જુદી જાતો છે અને બનેની સસ્કૃતિ વિભિન્ન છે એટલુ નહિ, પરતુ એ જુદાઇ અને સસ્કારવિભિન્નતા એટલા ભારે છે કે બંનેનો મેળ ખાય એમ જ નથી-એમ જ્યારે આગ્રહપૂર્વક કહેવામા આવે છે ત્યારે, અનેક હિંદુઓના હૃદયને સગીતદ્વારા હલાવતી દૂધ વેચનારી એ મુસ્લિમ નૂરબાઇની સ્મૃતિ જાગ્રત થાય છે. અને એ ગરબા સાભળવા એકલા હિંદુઓ જ આવતા ? નહિ, મુસ્લિમો પણ હિંદુઓના ભેગા જ ગરબાઓ સાભળવા રખડતા

હિંદમા પાકીસ્તાન હતુ ખરુ ? કે હિંદુ-મુસ્લિમ બેવકૂફી ઉપર રચાતુ એ રાક્ષસી ચિત્ર છે ? વડોદરાના જીવનમા તો એ ભૂત ભરાયુ નથી જ. વડોદરાના નવાબના કારભારીઓ હિંદુઓ મુસ્લિમ હકીમોની દવા કરાવનાર જોઇએ એટલા હિંદુઓ હિંદુ ગાયકવાડ અને આરબ સૈન્યના સબધો-સારાખોટા-જાણીતા જ છે હાસુમિયા,-જાણુમિયા અને મલ્હારરાવને પકડી બધનમાં રાખ્યા પછી, એક હાથે મગડી પહેરતા જમાદાર

ડોસુમિયાંની વફાદારીની વાત આજ સુધી ચાલ્યા કરે છે. પાકીસ્તાન ! સદ્દભાગ્યે એ વડોદરાની વિશિષ્ટતા નથી જ. ઇદની સવારીમાં હિંદુ મહારાજા હાથીને હોદ્દે ચડે છે ત્યારે, તાબૂતમાં સરકારી તાઝિયા માટે અગ્રસ્થાન મેળવાય છે ત્યારે, મુસ્લિમ જનતા સાથેની એકતા અહીંનું રાજ્ય અનુભવે છે; પ્રજા પણ.

વળી વડોદરામાં થતી ભવાઇની છાપ ઝીલનાર હજી ઘણા વડોદરાવાસીઓ, હશે. શિષ્ટતાના આગ્રહી નીતિમાનો કદાચ એ બીભત્સ અભિનયને આવકારનારી સંસ્થા પ્રત્યે અણગમો બતાવે એ ખરું; પરંતુ ભવાઇ એ માત્ર બીભત્સ દશ્યોનો સંગ્રહ નથી જ; એમાં ઘણું નાટ્યતત્ત્વ રહેલું છે એ જ્યારે ઘડીયાળી પોળના નાકે બંધાતા સમક્ષ થતી નાગરોની, અગર રાજરાજેશ્વર મહાદેવમાં થતી કંસારાઓની ભવાઇ જોવાઇ ગઇ હોય તેને તરત સમજાય એમ છે. અને એ ભવાઇમાં કામ કરતા નાગરો ! લીલમ, હરદેવ, જગુભાઇ, નગીનભાઇ ! શાસ્ત્રીય સંગીતના એ જાણકારો હતા એમ તેમને સાંભળતાં ખરોબર લાગે !

વડોદરાની સાહિત્યસભાએ આ જનસંગીત–ગરબાને સમયાનુકૂળ બનાવવામાં ખૂબ જ્વલંત ભાગ ભજવ્યો છે. 'સાહિત્યસભાના ગરબા' એ આખા વડોદરાના ગરબા બની રહેતા. અચ્છકલાપણું તથા છુપાઇને તોફાન કરવાનું વીરત્વ જરા ઘટી જાય તો સાહિત્યસભાના આ ઉત્સવો સાર્વજનિક બની શકે. સાહિત્યસભાના આજના સભ્યોને એક માહિતી આપું–જો તેઓ ન જાણતા હોય તો. ગુજરાતમાં 'શરદુત્સવ' આજ સ્થાયી બની ગયો છે : એની પ્રથમ સ્થાપનાનું માન વડોદરા સાહિત્યસભાને છે.

વડોદરામાં તોરાકલગીની જાહેર કવિતાસરસાઇઓ ચાલતી અને લાવણીઓ ગાનારા જનરંજની કવિતાઓ લલકારતા ભાષાને સ્પષ્ટતા આપતા હતા. એક લાવણીની કડી તો મારે મોંએ નાનપણથી રહી ગઇ છે :—

મહારાજા ગણપતરાવ મહેરમતવાલા,
તુમ સદા સલામત રહો બડોદેવાલા.

પરંતુ સંગીત અને કાવ્યની બાજુએ આવતા પહેલાં, કોઇ વીરરસપ્રિય પુરુષ – અને સ્ત્રી પણ – એમ પૂછે કે વડોદરામાં માત્ર શાંતિ, સ્વચ્છતા અને સુંવાળાશ જ છે શું ? એ પ્રશ્ન કરનારને વડોદરાની વ્યાયામ–વિશિષ્ટતા પણ બતાવવા સરખી છે. વ્યાયામ અને સંગીતને ગુજરાતમાં જીવતું રાખવા માટે આપણે ગુજરાતમાં વસતા મહારાષ્ટ્રીઓના ખાસ ઋણી છીએ. અને રાજકીય પરિસ્થિતિને લીધે વડોદરા ગુજરાત – મહારાષ્ટ્રનું સંગમસ્થાન બન્યું છે.

અંગ્રેજી રાજઅમલની શાંતિ ગુજરાતના જીવનને પણ ટાઢું પાડી દેતી હતી; અને તેમાંથી નિર્બળતા, કાયરતા, શારીરિક મહેનત પ્રત્યે કંટાળો અને એવા એવા દોષ આપણામાં વિકસતા જતા હતા. હજી એ વિકાસ અટક્યો નથી. છતાં એ શાંતિ – સ્મશાનશાંતિ – ની સામે કોઇ જીવંત પ્રક્રિયા ઊભી થઇ હોય તો તે વ્યાયામ. અને વ્યાયામનું આદ્ય ગુર્જરધામ એટલે વડોદરા.

શ્રીમંત ખંડેરાવ મહારાજની વ્યાયામપ્રિયતા જાણીતી છે. શ્રી સયાજીરાવ અને શ્રી પ્રતાપસિંહ વ્યાયામના નમૂના કહી શકાય. એટલે વડોદરાનું રાજદ્વાર વ્યાયામપક્ષપાતી તો પહેલેથી જ છે.

અને તેને લીધે સાઠમારી, કુસ્તીનાં દંગલ અને વર્તમાન યુગની રમતગમતો એ વડોદરાના નાગરિક જીવનને જાણીતા પ્રસંગો બની ગયા છે; અને પ્રજાજીવનમાં વ્યાયામનો પ્રવેશ પણ મન્ય સ્થળો કરતાં

હિંદમા સસ્થાઓ એથી યે ટૂંકા જીવન જીવે છે પચીસ વર્ષ જીવી હોય એવી કેટલી સંસ્થાએ ગુજરાતમાં હશે ? સંસ્થાઓ જન્મે છે તો ઘણી જ, પરન્તુ તેમાથી જીવે છે કેટલી ? સસ્થાઓનુ આયુષ્યપ્રમાણ આપણે વિચાર્યું છે ? માનવી જેટલું ય લાંબું નહિ !

એટલે જ "વડોદરા સાહિત્યસભા" પચીસ વર્ષનું આયુષ્ય ગાળી, પોતાનો 'રજતમહોત્સવ' ઊજવે એમા મને તો વડોદરાની એક વિશિષ્ટતા જ દેખાય છે.

આપણે મહુ સભ્યો એમા કેમ અભિનંદન ન લઈએ ?

આપણા વ્યક્તિગત અહંને સભાના અહં સાથે આપણે એટલા ઘર્ષણમા આણ્યુ નથી કે જેથી આ સંસ્થાનો ભાગીને ભૂકો થઈ જાય. એ કામ કાંઈ બહુ અઘરુ નથી.

અઘરુ કામ તો છે સસ્થાને નિદાન શતાબ્દી સુધી પહોચાડે એવુ બળ ઉપજાવવાનુ !

આજના સભ્યો એ વિશિષ્ટતા સાધી શકે એમ છે હિંદની માફક વડોદરામાં પણ વ્યક્તિગત ઉત્તમ તત્ત્વો રહેલા છે એને સંગઠિત કરી, એમાથી પ્રાણવાન સંસ્થા ઉપજાવવી એ આપણું કર્તવ્ય અને કસોટી. એ સાધી શકીએ તો આપણામા નવીન વૈશિષ્ટ્ય આવશે ગુજરાતમા શતંજીવી થાય એવી એકબે સસ્થાઓ છે તેમાં વડોદરાની સાહિત્યસભા કેમ ન ઉમેરાય ?

બદો આજ પણ આકર્ષે છે? માણ્યું સાથે નહિ, તો આણુ વગરની પણ એકાદ પ્રેમાનંદપ્રતિમા પ્રેમાનંદની નગરીમાં ન જોઈએ?

દયારામ – ગુજરાતના નારીહૃદયે અપનાવી લીધેલા દયારામ – પણ વડોદરા રાજ્યના. ધીરો અને ભોજો પણ વડોદરા રાજ્યના; બાપુ સાહેબ ગાયકવાડ પણ અને વર્તમાન યુગમાં તો વડોદરાનો સંસર્ગ કયા કયા સાક્ષરને નહિ થયો હોય? 'પ્રાચીન કાવ્યમાળા'નું પ્રાકટ્ય વડોદરામાં રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, મટુભાઈ, હરિહર્ષદ ધ્રુવ, મણિલાલ નભુભાઈ, બાલાશંકર કંથારિયા, મણિશંકર રત્નજી ભટ, છોટાલાલ નરભેરામ ભટ, નૃસિંહાચાર્ય, ઉપેન્દ્રાચાર્ય, દીપકબા દેસાઈ, હીરાલાલ શ્રોફ, છગનલાલ મોદી, જગજીવનદાસ મોદી, બળવંતરાય ઠાકોર, ભાનુસુખરામ, જયસુખરાય જોશીપુરા, રાયચુરા, કનૈયાલાલ મુન્શી, ત્રિભુવન વ્યાસ જેવા કૈંક નામો એક અગર બીજે રૂપે વડોદરા સાથે સંકળાયલાં જ છે.

સાહિત્ય પરિષદ પણ બે વાર વડોદરામાં ભરાઈ : શ્રી. રણછોડભાઈ ઉદયરામ અને લેડી વિદ્યાગૌરી પ્રમુખ

સાહિત્ય, કૌમુદી, ગુણસુંદરી, શારદા, સુવાસ, પુસ્તકાલય જેવાં માસિકો પણ વડોદરામાંથી પ્રગટ થતાં કે થાય છે.

વડોદરા રાજ્યે કરેલી સાહિત્યવિષયક પ્રવૃત્તિનો તો માત્ર ઉલ્લેખ જ બસ છે. એનું વર્ણન જરૂરી નથી.

ગડકરી, રાજશેખર, પટવર્ધન, જોષી જેવી મહારાષ્ટ્રી વાઙ્મયની સુપ્રસિદ્ધ વ્યક્તિઓનો પણ વડોદરા સાથે સંબંધ, નહિ?

પરંતુ હવે વડોદરાની વિશિષ્ટતાઓ ગણાવતા હું પુસ્તક લખી નાખીશ એવો મને ભય રહે છે. તો મ છેલ્લી છતા મહત્ત્વની બે વિશિષ્ટતાઓ હું ગણાવી લઉં.

એક વિશિષ્ટતા તે સદ્ગત શ્રીમંત મહારાજા સયાજીરાવ. એમના વગર આજનું વડોદરા ન હોત, વડોદરાના પ્રાચીન ગૌરવની સ્મૃતિ પણ ન હોત. એમને માટે પૂજ્ય ભાવની અંજલિ સિવાય બીજું કંઈ કહેવાનું હોય નહિ. સહુ એ ભવ્ય ઇતિહાસ જાણે છે.

અને વધારાની બીજી વિશિષ્ટતા 'સાહિત્યસભાનો રજતમહોત્સવ' ન ગણી શકાય? સાહિત્યસભાની પોતાની અનેક વિશિષ્ટતાઓ છે. એ ભાષણો કરાવે છે, લેખો લખાવે છે, બુદ્ધિજન્ય અને કલાજન્ય હરીફાઈઓ ગોઠવે છે, જયંતીઓ ઊજવે છે, ઉત્સવો કરે છે અને વડોદરાની જનતા સાહિત્ય, સંગીત તથા કલા પ્રત્યે અભિમુખ થાય એવા આછાપાતળા પ્રયત્નો કરે છે : એમા પણ આપણા જાહેર જીવનને વળગેલા દોષોનો અભાવ છે એમ તો મારાથી ન જ કહેવાય. શિથિલ માનસ, બેદરકારી, અંગત રીતે કાંઈ ન આવે ત્યા, બંધારણને બહાને ઊભા થતા ઝઘડા, હરીફાઈ અને એવા એવાં પ્રગતિરોધક તત્ત્વ એમા નથી એમ કહી, હું તેને વિશિષ્ટતા આપવા માગતો નથી.

પરંતુ એ વિશિષ્ટતાઓ આપણી સહુની છે, હિંદવાસીઓની છે. વ્યક્તિ અને સંસ્થા સ એ વિશિષ્ટતા.

આજ તો આ 'સાહિત્ય સભા'-જેવી છે તેવી, પચીસ વર્ષ પૂરાં કરે છે! એ ઓછી વાત છે? મને તો એમા વિશિષ્ટતા લાગે છે. હિંદમા મનુષ્યો ટૂંકજીવી હોય છે-બાવીસ તેવું વયપ્રમાણ.

બંદો આજ પણ આકર્ષે છે. માર્યું સાથે નહિ, તો આપણ વગરની પણ એકાદ પ્રેમાનંદપ્રતિમા પ્રેમાનંદની નગરીમાં નહ્નેઇએ ?

દયારામ – ગુજરાતના નારીહૃદયે અપનાવી લીધેલા દયારામ – પણ વડોદરા રાજ્યના. ધીરો અને ભોજો પણ વડોદરા રાજ્યના; બાપુ સાહેબ ગાયકવાડ પણ અને વર્તમાન યુગમાં તો વડોદરાનો સંસર્ગ કયા કયા સાક્ષરને નહિ થયો હોય ? 'પ્રાચીન કાવ્યમાળા'નું પ્રાકટ્ય વડોદરામાં રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, મટુભાઇ, હરિહર્ષદ ધ્રુવ, મણિલાલ નભુભાઇ, બાલાશંકર કંથારિયા, મણિશંકર રત્નજી ભટ, છોટાલાલ નરભેરામ ભટ, નૃસિંહાચાર્ય, ઉપેન્દ્રાચાર્ય, દીપકબા દેસાઇ, હીરાલાલ શ્રોફ, છગનલાલ મોદી, જગજીવનદાસ મોદી, બળવંતરાય ઠાકોર, ભાનુસુખરામ, જયસુખરાય જોશીપુરા, રાયચુરા, કનૈયાલાલ મુન્શી, ત્રિભુવન વ્યાસ જેવા કૈંક નામો એક અગર બીજે સ્વરૂપે વડોદરા સાથે સંકળાયલાં જ છે.

સાહિત્ય પરિષદ્ પણ બે વાર વડોદરામાં ભરાઇ - શ્રી. રણછોડભાઇ ઉદયરામ અને લેડી વિદ્યાગૌરી પ્રમુખ.

સાહિત્ય, કૌમુદી, ગુણસુંદરી, શારદા, સુવાસ, પુસ્તકાલય જેવા માસિકો પણ વડોદરામાંથી પ્રગટ થતાં કે થાય છે.

વડોદરા રાજ્યે કરેલી સાહિત્યવિષયક પ્રવૃત્તિનો તો માત્ર ઉલ્લેખ જ બસ છે. એનું વર્ણન જરૂરી નથી.

ગડકરી, રાજશેખર, પટવર્ધન, જોષી જેવી મહારાષ્ટ્રી વાઙ્મયની સુપ્રસિદ્ધ વ્યક્તિઓનો પણ વડોદરા સાથે સબંધ, નહિ ?

પરંતુ હવે વડોદરાની વિશિષ્ટતાઓ ગણાવતાં હું પુસ્તક લખી નાખીશ એવો મને ભય રહે છે. તો ય ઉલ્લી છતાં મહત્ત્વની બે વિશિષ્ટતાઓ હું ગણાવી લઉં.

એક વિશિષ્ટતા તે સદ્ગત શ્રીમંત મહારાજા સયાજીરાવ. એમના વગર આજનું વડોદરા ન હોત, વડોદરાના પ્રાચીન ગૌરવની સ્મૃતિ પણ ન હોત. એમને માટે પૂજ્ય ભાવની અંજલિ સિવાય બીજું કંઇજ કહેવાનું હોય નહિ. સહુ એ ભવ્ય ઇતિહાસ જાણે છે

અને વધારાની બીજી વિશિષ્ટતા 'સાહિત્યસભાનો રજતમહોત્સવ' ન ગણી શકાય ? સાહિત્યસભાની પોતાની અનેક વિશિષ્ટતાઓ છે એ ભાષણો કરાવે છે, લેખો લખાવે છે, બુદ્ધિજન્ય અને કલાજન્ય હરીફાઇઓ ગોઠવે છે, જયંતીઓ ઊજવે છે, ઉત્સવો કરે છે અને વડોદરાની જનતા સાહિત્ય, સંગીત તથા કલા પ્રત્યે અભિમુખ થાય એવા આછાપાતળા પ્રયત્નો કરે છે : એમાં પણ આપણા જાહેર જીવનને વળગેલા દોષોનો અભાવ છે એમ તો મારાથી ન જ કહેવાય શિથિલ માનસ, બેદરકારી, અંગત રીતે ફાવતું ન આવે ત્યાં, બંધારણને બહાને ઊભા થતા ઝઘડા, હરીફાઇ અને એવા એવા પ્રગતિરોધક તત્ત્વો એમાં નથી એમ કહી, હું તેને વિશિષ્ટતા આપવા માગતો નથી.

પરંતુ એ વિશિષ્ટતાઓ આપણી સહુની છે, હિંદવાસીઓની છે. વ્યક્તિ અને સંસ્થા સર્વની એ વિશિષ્ટતા.

આજ તો આ 'સાહિત્ય સભા'–જેવી છે તેવી, પચીસ વર્ષ પૂરાં કરે છે ! એ ઓછા આશ્ચર્યની વાત છે ? મને તો એમાં વિશિષ્ટતા લાગે છે. હિંદમાં મનુષ્યો ટૂંકજીવી હોય છે–બાવીસ તેવીસ વર્ષનું તેનું વયપ્રમાણ

હિંદમાં સંસ્થાઓ એથી યે ટૂંકાં જીવન જીવે છે. પચીસ વર્ષ જીવી હોય એવી કેટલી સંસ્થાઓ ગુજરાતમાં હશે ? સંસ્થાઓ જન્મે છે તો ઘણી જ, પરંતુ તેમાંથી જીવે છે કેટલી ? સંસ્થાઓનું આયુષ્યપ્રમાણ આપણે વિચાર્યું છે? માનવી જેટલું ય લાંબું નહિ !

એટલે જ, "વડોદરા સાહિત્યસભા" પચીસ વર્ષનું આયુષ્ય ગાળી, પોતાનો 'રજતમહોત્સવ' ઊજવે એમા મને તો વડોદરાની એક વિશિષ્ટતા જ દેખાય છે.

આપણે 'સહુ સભ્યો એમા કેમ અભિનંદન ન લઈએ ?

આપણા વ્યક્તિગત અહંને સભાના અહં સાથે આપણે એટલા ઘર્ષણમાં આવ્યું નથી કે જેથી આ સંસ્થાનો ભાંગીને ભૂકો થઈ જાય. એ કામ કાંઇ બહુ અઘરું નથી.

અઘરું કામ તો છે સંસ્થાને નિદાન શતાબ્દી સુધી પહોંચાડે એવું બળ ઉપજાવવાનું !

આજના સભ્યો એ વિશિષ્ટતા સાધી શકે એમ છે. હિંદની માફક વડોદરામા પણ વ્યક્તિગત ઉત્તમ તત્ત્વો રહેલા છે. એને સંગઠિત કરી, એમાથી પ્રાણવાન સંસ્થા ઉપજાવવી એ આપણું કર્તવ્ય અને કસોટી. એ સાધી શકીએ તો આપણામાં નવીન વૈશિષ્ટ્ય આવશે. ગુજરાતમાં શતંજીવી થાય એવી એકબે સંસ્થાઓ છે. તેમાં વડોદરાની સાહિત્યસભા કેમ ન ઉમેરાય ?

# રાજવંશી સારસ્વતો



શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ
(ઈ. ૧૮૬૩ થી ઈ. ૧૯૩૯)



અ. સૌ. શ્રીમંત મહારાણી ચિમનાબાઇ સાહેબ
(ઈ. ૧૮૭૧ થી ઈ. ૧૯૧૨)



શ્રી હિતેન્દ્રભાઈ દેસાઈ



શ્રીમત ફતેહસિંહરાવ ગાયકવાડ



**કાકાસાહેબ કાલેલકર**
જગનાથના રાષ્ટ્રીય વિદ્યાલયના અધ્યાપનથી ગુજરાતમાં શરૂ
થએલી અતિતેજસ્વી સારસ્વત કારકિર્દી



**ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશી**
વડોદરા કૉલેજમાં શ્રી અરવિંદ ઘોષની રાષ્ટ્રીયતા
અને વિદ્વત્તાનો અગનતણખો પામીને પ્રકટેલા
સ્વપ્નદ્રષ્ટા સારસ્વત અને રાજપુરુષ



**શ્રીમન્નારાયણ અગ્રવાલ**
ગુજરાતના ગુણગરવા રાજ્યપાલ • પત્રકાર, શિક્ષણકાર
તથા ગાંધી અર્થશાસ્ત્રના નિષ્ણાત પુરસ્કર્તા



**શ્રી પ્રેમાનંદ સાહિત્યસભા · ટ્રસ્ટીમંડળ ૧૯૬૭–૧૯૬૮**

ડાબી બાજુથી: શ્રી રમણલાલ શાહ · સભ્ય, ડૉ. ચન્દ્રકાન્ત પટેલ · મંત્રી, શ્રી રવિશંકર આચાર્ય · કોષાધ્યક્ષ, ડૉ. મન્જુલાલ મજમુદાર · પ્રમુખ, શ્રી હરિભાઈ દેસાઈ · ઉપપ્રમુખ, શ્રી નટવરલાલ શેઠ · મંત્રી, શ્રી કમલાશંકર પંડ્યા સભ્ય



શ્રી ઉમાશંકર જોશી

કુલપતિ, ગુજરાત યુનિવર્સિટી
પ્રમુખ, ત્રિશતાબ્દી મહોત્સવ
તા ૧-૭-૬૮



ડૉ. જ્યોતીન્દ્ર મહેતા

રા બા હરગોવિંદદાસ કાંટાવાળાની
અર્ધ-પ્રતિમાના ઉદ્‌ઘાટક
તા ૨-૭-૬૮



ડૉ. ચતુરભાઈ પટેલ

બરોડા કૉલેજ સેંટ્રલ હૉલને
'મહાકવિ પ્રેમાનંદ રિડિંગ હૉલ'નું
નામ જેમણે અપાવ્યું છે



શ્રીમતી ઇલાબહેન મહેતા

' મહાકવિ પ્રેમાનંદ ત્રિશતાબ્દી સ્મૃતિગ્રંથ 'ના ઉદ્ઘાટક



શ્રીમતી લીલાવતી મુનશી

' પ્રેમાનંદને અંજલિ 'ના અર્ઘ્ય આપનાર



શ્રીમતી લીનાબહેન મંગળદાસ

પ્રેમાનંદના ' નળાખ્યાન 'ની નૃત્યનાટિકા, અમદાવાદમા તા. ૨૦, ૨૧, ૨૨ એપ્રીલે રજૂ કરી, પ્રેમાનંદ ત્રિશતાબ્દીનું મંગલાચરણ કર્યું.



શ્રી નાનાલાલ દાહ્યાભાઈ ચોકશી બી એ, એલએલ બી
મેયર, વડોદરા મ્યુનિ કૉર્પોરેશન ૧૯૬૮
અધ્યક્ષ, પ્રેમાનંદ ત્રિશતાબ્દી મહોત્સવ સમિતિ



શ્રી નટવરલાલ છગનલાલ શાહ
જૂની 'દેસાઈશાહ કન્સ્ટ્રક્શન'ના ભાગીદાર
પ્રેમાનંદ સાહિત્ય ભવનના સ્થપતિ



શ્રી હરિભાઈ રાયજી દેસાઈ બી ઈ (સિવિલ)
પ્રેમાનંદ સાહિત્ય ભવનના એન્જિનીઅર
ઉપપ્રમુખ, પ્રેમાનંદ સાહિત્યસભા



બરહાનપુરમાંની 'ઓખાહરણ'ની પ્રતમાંનું એક ચિત્ર 'અનિરુદ્ધનો વરઘોડો'



નાગકુમાર મકાતી
સભાના મંત્રી ૧૯૪૧-'૪૨
'સભાની પહેલી પચ્ચીસી'ના લેખક



ડૉ. ચંદ્રકાન્ત પટેલ
સભાના મંત્રી ૧૯૬૧થી ચાલુ
'સભાની બીજી પચ્ચીસી'ના લેખક

# સાહિત્ય સભાનો ઉદ્‌ગમ



ગુર્જર સાહિત્યની સેવામાં અને અભિવૃદ્ધિમાં કામ કરનાર શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા વર્ષો જૂની છે. આ સંસ્થાનો પ્રાદુર્ભાવ કેવા સંજોગોમાં થયો એ રસપ્રદ બીના જાણવા જેવી છે.

ઇ. સ. ૧૮૯૦ માં વડોદરા રાજ્યના વતની અને ગુજરાતીભાષી એવા દીવાન બહાદુર શ્રી મણિભાઇ જશભાઇ દીવાન થયા. તે વખતે કેળવણીખાતું રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સંભાળતા હતા. 'પ્રાચીન કાવ્યમાળા'ના પ્રકાશનની યોજના પણ દી. બા. મણિભાઈના વખતમાં પગભર થઇ હતી. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ તેના સભ્ય હતા.

શ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી, શ્રી બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા, શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (કવિ કાન્ત), ડૉ. હરિ હર્ષદ ધ્રુવ,–એ બધાનો આ વખતે વડોદરામાં વસવાટ હતો. શ્રી ત્રિભુવનદાસ ગજ્જર અને શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ ' કલાદીપ ' તથા શ્રી છોટાલાલ જીવણલાલ માસ્તર ' વિશ્વવંદ્ય ' વગેરેની સાહિત્ય પ્રવૃત્તિઓ ચાલતી હતી.

તેમની જામેલી ભૂમિકાથી ઇ. સ. ૧૯૧૨ માં ' ગુજરાતી સાહિત્ય પરિષદ 'નું ચોથું સંમેલન અહીં વડોદરામાં મળ્યું હતું. આ પરિષદના સ્થાનિક મંત્રીઓ શ્રી મટુભાઇ કાંટાવાળા તથા શ્રી નંદનાથ કેદારનાથ દીક્ષિતના ઉત્સાહથી, અહીં સાહિત્યનું સારું વાતાવરણ સર્જાયું હતું.

પરિષદના પ્રમુખ દીવાન બહાદુર શ્રી રણછોડભાઇ ઉદયરામ દવે હતા. આ પ્રસંગે શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડે હાજર રહી, વિવધ જ્ઞાનનાં પુસ્તકોના ગુજરાતી, મરાઠી અને હિન્દી અનુવાદો માટે બે લાખ રૂપિયાની રકમ જુદી કાઢી. તેના વ્યાજમાંથી પુસ્તકો પ્રગટ કરાવવાનું, તે વખતે ' ખાનગી કારભારી ' હતા એવા શ્રી મનુભાઈ નંદશંકર મહેતા દ્વારા, જાહેર કર્યું હતું.

સને ૧૯૧૪ માં શ્રી મટુભાઇ કાંટાવાળાએ " સાહિત્ય–જુનું અને નવું " નામનું માસિક શરૂ કર્યું. અને સાહિત્યના વાતાવરણમાં પૂર્તિ કરી. અને સને ૧૯૧૬ માં વડોદરાની ' સાહિત્ય સભા ' જન્મ પામી.

સ્થાપના :—છેલ્લાં ૫૦—૫૫ વર્ષથી વટપદ્રની મનોહર ભૂમિમાં સાહિત્ય, સંગીત અને કલાની જ્યોત ઝળહળતી રાખનાર અને જનતામાં રસ, આનંદ અને સંસ્કારિતાનાં સતત

પૂર વહાવનાર "વડોદરા સાહિત્ય સભા"ની સ્થાપના તા. ૧૧ મી નવેમ્બર ૧૯૧૬ ના મંગલ દિને થઈ હતી.

સાહિત્યમાર્તંડ રાજરત્ન રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા, રાજરત્ન નગરશેઠ મગનભાઈ પુરુષોત્તમદાસ હરિભક્તિ, શેઠશ્રી ચિમનલાલ શામળબેચરવાળા, શેઠશ્રી ચિમનલાલ ઝવેરલક્ષ્મીચંદવાળા, ન્યાયમૂર્તિ અબ્બાસઅલી તૈયબજી, શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્ય, વકીલ શ્રી. ગિરધરલાલ ડોસાભાઈ પરીખ, શ્રી. માણેકલાલ અંબારામ ડૉક્ટર, શેઠશ્રી પેસ્તનજી ફરામજી કૉન્ટ્રાક્ટર, ઈત્યાદિ તે વખતના અનેક અગ્રગણ્ય નાગરિકોના સહકારથી આ સંસ્થાનો પાયો નખાયો હતો.

ઉદ્દેશ–ગુજરાતી ભાષા અને સાહિત્યની ઉન્નતિ થાય તથા જનસમાજમાં જ્ઞાનનો પ્રચાર થાય એ શુભ હેતુથી સભાની સ્થાપના કરવામાં આવી હતી. સાહિત્યોપયોગી જ્ઞાનપ્રચારક ભાષણો, કલા અને સાહિત્યપોષક ઉત્સવો, દેશી તથા વિદેશી સાહિત્યકારોની સન્માન જયન્તીઓ દ્વારા અને સાહિત્ય-પ્રકાશનદ્વારા આ ઉદ્દેશને બર લાવવા સભા સતત પ્રયત્ન કરતી રહી છે.



## પહેલી પચ્ચીસી (૧૯૧૬-૧૯૪૧)

જનતાની જ્ઞાનક્ષુધા સંતોષવામાં અને સાહિત્ય તરફ લોકરુચિ કેળવવામાં ભાષણો મુખ્ય ભાગ ભજવે છે. એ કારણે શ્રી. ક. મા. મુન્શી, શ્રી. ચંદ્રશંકર પંડયા, શ્રી. ભાનુસુખરામ મહેતા, કવિશ્રી ન્હાનાલાલ, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. રાયચુરા, ગઢવી મેઘાણંદ, આચાર્ય વિજયવલ્લભસૂરિ, ડૉ. ઇ. સ્ટેન્લી જોન્સ, પ્રો. કે. ટી. શાહ, પ્રો. અ. ક. ત્રિવેદી, પ્રો. બ. ક. ઠાકોર, પ્રો. મંજુલાલ મજમુદાર, શ્રી. જગજીવનદાસ મોદી, કવિ શયદા, કવિશ્રી સુન્દરમ્, કવિશ્રી ઉમાશંકર જોશી, શ્રી. ચંદ્રવદન મહેતા,–આદિ અનેક વિદ્વાનોનાં વ્યાખ્યાનોનો લાભ વડોદરાની જનતાને મળ્યો છે.

શરદુત્સવ :, ૧૯૨૩ થી ઉત્સાહી મંત્રી શ્રી ભરતરામ મહેતા આવ્યા; ને સંસ્થાની પ્રવૃત્તિઓને વેગ મળ્યો. શરદુત્સવ, પ્રેમાનંદ જયન્તી અને ઈનામી નિબંધની યોજનાઓ અમલમાં આવી. શરદુત્સવ નિરખવાને બહારગામથી સેંકડો રસિકો વડોદરા આવતા. આ ઉત્સવના ખર્ચને પહોંચી વળવા શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી સભાને દરેક વખતે રૂ. ૨૦૦) ભેટ મળતા. ગુજરાતમાં અનેક જગાએ આ ઉત્સવનું અનુકરણ થવા લાગ્યું.

**પ્રેમાનંદ જયન્તી :**—મહાકવિ પ્રેમાનંદ ગુર્જર કવિવૃંદના સમ્રાટ્પદે હજીયે શોભે છે. તેમની જયન્તી પ્રતિવર્ષે ઉજવવાનું નક્કી કર્યું. ને તે પ્રસંગે વિદ્વાનોને આમંત્રવામાં આવતા. મહાકવિ ન્હાનાલાલ, દી. બા. કેશવ હ. ધ્રુવ, સર રમણભાઇ નીલકંઠ, બેરિસ્ટર ડાહ્યાભાઈ પી. દેરાસરી, શ્રી અંબાલાલ જાની, શ્રી ક. મા. મુન્શી, પ્રો. બ. ક. ઠાકોર, શ્રી રામનારાયણ પાઠક, શ્રી ગજેન્દ્રશંકર પંડયા, રા. બા. પ્રહલાદ ચંદ્રશેખર દીવાનજી જેવા નામાંકિત વિદ્વાનોનાં 'જયન્તી પ્રવચનો' યોજાયાં હતાં; અને યશકલગી સમો 'પ્રેમાનંદ અંક' પ્રસિદ્ધ કરી, કવિશ્રીને યોગ્ય અંજલિ આપી છે. તેની અદ્યતન આવૃત્તિ 'સાહિત્યકાર પ્રેમાનંદ' ૧૯૬૭ માં ડૉ. મંજુલાલ–સંપાદિત બહાર પાડી છે.

સાહિત્યકારોની જન્મશતાબ્દીઓમાં 'નર્મદ જયંતી' ( ૨૪ ઓગષ્ટ ૧૯૩૩ ), રા. બા. નંદશંકર ( ૧૯૩૫ ) દી. બા. રણછોડભાઈ, ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી ૧૯૩૮ માં, શ્રી નવલરામની ૧૯૩૭ માં, અને કવિશ્રી ન્હાનાલાલનો 'સુવર્ણમહોત્સવ' ૧૯૩૮ માં ઉજવવામાં આવ્યો હતો.

**શ્રીમંત હીરક મહોત્સવ :**— ઈ. સ. ૧૯૩૫ માં શ્રીમંત મહારાજા સાહેબનો 'હીરક મહોત્સવ' ઉજવાતાં, સભાએ શ્રીમંતને સુખડના કાસ્કેટમાં માનપત્ર અર્પણ કર્યું હતું, અને

સાહિત્યકાર ત્રૈમાસિકનો "હીરકમહોત્સવ ખાસ અંક" પણ કાઢવામાં આવ્યો હતો. શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવ ગાયકવાડના રાજ્યારોહણ પ્રસંગે પણ, સંસ્થા તરફથી તેઓ નામદારને 'અભિનંદનપત્ર' અર્પણ કરવામાં આવ્યું હતું.

**કાલિદાસ સ્મૃતિદિન** :--સંસ્કૃત સાહિત્યના કવિકુલગુરુ કાલિદાસનો સ્મૃતિદિન સન ૧૯૪૦ માં ઊજવવામાં આવ્યો હતો; અને વિદ્વાનોનાં વ્યાખ્યાનો થયાં હતાં. તેનો સંગ્રહ "કાલિદાસ સ્મૃતિપર્વ"ના નામથી પ્રસિદ્ધ થયો છે.

**દીવાન સર મનુભાઇ ઇનામી નિબંધ** :--વડોદરાના નાગરિકો તરફથી ૧૯૧૮ માં સર મનુભાઇને અભિનંદન આપવા મેળાવડો કરવા માટે કરેલા ઉઘરાણામાંથી બચેલા રૂા. ૧૫૪૫-૬-૩ ના વ્યાજમાંથી, દર વર્ષે અર્થશાસ્ત્રના વિષય ઉપર ગુજરાતીમાં નિબંધ-સ્પર્ધા યોજીને, ઉત્તમ નિબંધ-લેખકને રૂા. ૧૦૦) પારિતોષિક આપવામાં આવતું.

**ઉત્સવો ને સંમેલનો** :--શરદુત્સવ તથા વસંતોત્સવદ્વારા સાહિત્ય, સંગીત અને કળાની ખીલવણીમાં સંસ્થાએ સુંદર ફાળો આપ્યો.

**વકતૃત્વકળાની હરિફાઇ**– વડોદરામાં મળેલી ગુ. સા. પ. ની ચોથી બેઠક પ્રસંગના ઉઘરાણામાંથી બચત રહેલી થોડી રકમ, રાજ્ય-વિદ્યાધિકારી સાહેબને ત્યાં જમા મૂકેલી. તેના વ્યાજમાંથી ઈનામોની યોજના કરી, પ્રતિવર્ષે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની વકતૃત્વ-સ્પર્ધાઓ યોજાતી. તે કેળવણી-પોષક અને આનંદદાયક નીવડી હતી.

**સંગીત-સ્પર્ધાઓ** :—સંગીતના જ્ઞાનનો સારો વિકાસ થાય તે હેતુ અર્થે, સ્રીઓ માટે 'કુસુમસુંદરી કપ,' અને પુરુષ વિભાગ માટે 'ઘેલા પારેખવાળા શિલ્ડ' ઇનામ અંગે રાખી, સંગીતની સ્પર્ધાઓ યોજવામાં આવેલી.

**સુશાયરા**–કવિ સંમેલનો દ્વારા પાઠમૂર્તિ અને શીઘ્ર કવિતાની કળાને ઉત્તેજન મળે તે હેતુથી, સુશાયરા અને કવિ-સંમેલનો યોજાયેલાં, જેનો હજારોની સંખ્યામાં પ્રેક્ષકોએ લાભ લીધો છે.

**સ્વાધ્યાયમંડળ**–સાહિત્યવિષયક ચર્ચાઓ, વિવેચનો અને સંભાષણોદ્વારા આ પ્રવૃત્તિથી સાહિત્યના અભ્યાસને વેગ મળ્યો છે.

**અન્ય પ્રવૃત્તિઓ**—૧૯૨૫ માં જૂની હસ્તલિખિત પોથીઓ તથા રાંધણ કળાનું પ્રદર્શન ભરેલું.

પ્રો. અ. ક. ત્રિવેદીની વિજ્ઞપ્તિથી, મુંબાઇ યુનિવર્સિટીને ગુજરાતીના ક્રમિક અભ્યાસક્રમની વિગત સભાએ પૂરી પાડી હતી. ૧૯૩૯ માં 'લિપિ સુધારણા' અંગે મુસદ્દા સંબંધી સભાએ અગત્યની સૂચનાઓ શ્રીમંત સરકારને મોકલી આપી હતી.

રેલસંકટમાં થોડી આર્થિક સહાય પણ સભાએ કરી હતી.

આનંદ અને સંસ્કૃતિ પ્રેરવા ' સાહિત્યકાર ત્રૈમાસિક ' સભાએ શરૂ કર્યું હતું, તેને માટે છ સભ્યોના તંત્રીમંડળની નિમણૂંક કરી હતી. તેના પ્રમુખ પ્રો. અ. ક. ત્રિવેદી હતા. આર્થિક તંગીને કારણે તે દીર્ઘજીવી ન બન્યું.

' અવિભક્ત કુટુંબના લાભાલાભ 'ની સભાએ ગોઠવેલી ચર્ચા-સભામાં, શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે પ્રત્યક્ષ પધારી, સંસ્થાને ગૌરવ આપ્યું હતું.

**સભાના કાર્યવાહકો**—સ્થાપનાથી આજસુધીના ' પ્રમુખો 'માં સાહિત્યચાર્ય, હરગોવિંદદાસ કાંટાવાળા, શ્રી. મટુભાઇ કાંટાવાળા, રા બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી, રાજરત્ન સાક્ષરશ્રી રમણલાલ વ. દેસાઇ ને 'મંત્રીઓ'માં શ્રી હરિરાય બુચ, શ્રી ચંદુલાલ મગનલાલ ડોકટર, શ્રી ભરતરામ મહેતા; શ્રી રવિશંકર આચાર્ય, શ્રી ઘનશ્યામ મહેતા, શ્રી નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી, શ્રી ઉમાકાંત સૈયદ, શ્રી રઘુનાથ પરીખ, શ્રી મંજુલાલ મજમુદાર, શ્રી રમણલાલ દલાલ, શ્રી બાલુભાઇ દેસાઇ ને શ્રી નાગકુમાર મકાતી, શ્રી ભદ્રાયુલાલ મજમુદાર, શ્રી મૂળજીભાઇ શાહ, શ્રી અરવિંદરાય બુચ, ને શ્રી ચિમનલાલ શિ. પાઠકે અનન્ય સેવા બજાવી છે.

**રજતજયંતી મહોત્સવ ગ્રંથ**—સભાને ૨૫ વરસ પૂરાં થતાં, વડોદરાનો પચીસ વર્ષનો વિકાસ, અને સંસ્કાર દર્શાવતી પ્રવૃત્તિઓ સંબંધી ઉપયોગી લેખો તેમાં સંગ્રહેલા છે.



# બીજી પચ્ચીસી ( ૧૯૪૨–૧૯૬૭ )

સભાએ પહેલી પચ્ચીસી વટાવ્યા છતાં નૂતન-નવયૌવન ધારણ કરતી, ધૂપછાંવ જોતી જોતી, વડોદરાની જનતામા સંસ્કાર-સુવાસ ફેલાવતી, આગે કદમ કૂચ પ્રેમાનંદ સાહિત્ય સભા કરી રહી છે આ પચ્ચીસીમા પ્રથમ પચ્ચીસીની યોજનાઓ અને પ્રવૃત્તિઓને બિરદાવી, નવીન પ્રગતિ પણ સધાઈ છે. શ્રી. ર. વ. દેસાઈના જીવનની અર્ધ શતાબ્દી પ્રસંગે અભિનંદન ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ( ૧૯૪૩ )

વડોદરા સાહિત્ય સભાનું નામ ૧-૧-૪૪ થી 'શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા' રાખવામાં આવ્યુ છે. અને તે વખતે કરેલા ઠરાવને મૂર્તરૂપ અપાયું છે. સંસ્થા માટે સ્થાયી જગાની જે ઊણપ હતી તે દૂર થઈ છે તેની નોંધ લેતાં આનંદ થાય છે. અને સભાએ કાયમી સ્વરૂપ-"શ્રી પ્રેમાનંદ સાહિત્ય ભવન" અને "રાજ્યરત્ન રમણલાલ દેસાઈ સભાગૃહ" એ રૂપે લીધું છે. આ બન્ને-મધ્યકાલીન અને વર્તમાન-વડોદરાની વિભૂતિઓ ( મહાકવિ પ્રેમાનંદ અને શ્રી રમણલાલ દેસાઈ ) પ્રત્યેનું ઋણ અદા કરીને સભા કૃતકૃત્ય થઈ છે.

શ્રી. ર. વ. દેસાઈ, દી. બા. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી જગજીવનદાસ મોદી, ભાનુસુખરામ મહેતા, ચુનીલાલ વ. શાહ, ભરતરામ, રાયચુરા, સ્વામી પ્રણવતીર્થ, કવિ શયદા, ગોવર્ધનરામ વગેરેના શતાબ્દી-સન્માન-સમારંભો યોજાયા છે. સાહિત્યના પ્રચાર માટે વ્યાખ્યાનો વડોદરામાં જુદે જુદે લત્તે રાખવાની યોજના, સાહિત્યકારોની પ્રવાસ-યોજના અને લેખકોના સંમેલન પણ યોજવામા આવ્યા છે.

સર મનુભાઈ ઈનામી નિબંધ માટે દરવર્ષે નવા નવા વિષયો યોજી સ્પર્ધાદ્વારા ઘણા વિષયોની વિચારણા કરવામા આવી છે. હવે અર્થશાસ્ત્રને બદલે સાહિત્ય સાથે સંબંધ ધરાવતા વિષયોની પસંદગીનુ ધોરણ અપનાવવામાં આવ્યું છે 'પ્રેમાનંદ સ્વાધ્યાય શ્રેણી'ના સ્વરૂપમાં પ્રાચીન સાહિત્ય ઉપર લેખો લખાવી પુરસ્કાર આપી પ્રકાશન કરાવ્યા છે, તથા સાત વિદેહી અને સાત વિદ્યમાન સાક્ષરોના સાહિત્યની વ્યાખ્યાનમાળા યોજાઈ છે.

વક્તૃત્વકળાની સ્પર્ધાઓ અને સંગીતની સ્પર્ધાઓ માટેના વિષયોમાં તથા રાગોમાં વૈવિધ્યનું નાવિન્ય જાણવા મળે એવી દૃષ્ટિ અપનાવેલી છે. પ્રાથમિક, માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણવાળા તથા સ્ત્રી-વિભાગો રાખી વિજેતાને પુરસ્કૃત કરવામાં આવ્યા છે.

સંગીતશાસ્ત્રી પંડિત ઓંમકારનાથજીનુ વ્યાખ્યાન યોજવામાં આવેલું. પુસ્તકોની સમીક્ષા

કરાવવામાં આવતી. બરોડા કોલેજમાં કવિ પ્રેમાનંદનું 'બસ્ટ' મુકાવવામાં સભાએ સક્રિય ભાગ લીધો છે.

પ્રેમાનંદ જયંતી, ગાંધી જયંતી, રમણલાલ દેસાઈ જયન્તી, દયારામ જયન્તી, શરદુત્સવ, મિલન સમારંભ, કવિ સંમેલન, મુશાયરા, લોકસાહિત્યના કવિઓના ડાયરા, સંગીત સ્પર્ધા, નિબંધ-વાર્તાસ્પર્ધા વગેરે યોજાયેલાં છે.

સોલંકીયુગના નવલકથાકારોમાં શ્રેષ્ઠ લેખક કોણ?, નાટકમા સંગીતની જરૂર છે કે કેમ? ચલચિત્રોની સમાજ પર અસર, વિદ્યાર્થીઓના શિક્ષણમાં કરવા જોઈતા સુધારા, સ્ત્રીઓની આજની સુખની ભાવના; સહશિક્ષણ, ભાવિ હિંદમાં વિદ્યાર્થીઓનો ફાળો, રાજતંત્ર તરીકે લોકશાહી સંપૂર્ણ સફળ કેમ થતી નથી?, સિનેમા ક્ષેત્રમા સ્ત્રીઓને ભાગ લેવાથી થતા લાભાલાભ જેવા, અનેક વિષયો ચર્ચવામાં આવ્યા છે.

'ભાષાવાર પ્રાન્ત-રચના' માટે સરકારમાથી અભિપ્રાય પૂછાવતાં, તેની ચર્ચા કરાવી સરકારમાં કમિશનર તરફ તેની નોંધ મોકલી હતી.

ડાંગની ભાષા મરાઠી રાખવી કે કેમ? મુંબઈ સરકારના ઠરાવથી થનારા અન્યાય સામે સભાએ વિરોધ કરી, ચર્ચાઓ યોજી, બીજી સાહિત્ય-સંસ્થાઓના અભિપ્રાય લઈને તેની નોંધ કરવા અને ડાંગની ભાષા ગુજરાતી રાખવા માટે સમર્થન કરનારાં ૪-૫ પુસ્તકો મોકલી આપ્યાં હતાં. અને ડાંગને સુરત જિલ્લા સાથે જોડવા સરકારને વિનંતી કરીને, બન્નેના ઠરાવની જાણ, માનનીય મંત્રી શ્રી મોરારજી દેસાઈને તારથી કરી હતી.

ભજન સાહિત્ય માટે પ્રો. ચતુરભાઈ પટેલ, ભવાઈ સંબંધી પ્રો. મંજુલાલ મજમુદાર, ટૂંકી વાર્તા-એક સાહિત્યિક રૂપ-પ્રો. ભાઈલાલ કોઠારી, ગુજરાતનુ વાણિજ્ય પ્રો. હર્ષદરાય ધોળકિયા, હાલના સમાજમાં મેવાનું સ્થાન, ડૉ. પેરીનબેન વખારિયા, લોકસાહિત્યમાં વિવિધ દૃષ્ટિ-શ્રી ચંદુલાલ પરીખ-વગેરે વક્તાઓએ રસિક વ્યાખ્યાનો આપ્યાં હતાં. શ્રી મોહનપ્રસાદજીનો નૃત્ય કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

મુંબાઇ ધારાસભાએ 'સરકારી વહીવટી ભાષા કઇ હોવી જોઇએ ?' તે બાબતનો સાહિત્ય સભાનો અભિપ્રાય પૂછાવતા, બીલ વિષેના મુદ્દાને ચર્ચવામા આવ્યા, અને થયેલી ચર્ચાને અનુસરી અભિપ્રાયનો મુસદ્દો તૈયાર કરી, મંજુર કરાવી, સરકારમા મોકલી આપવામાં આવ્યો હતો.

સંસ્થાને શ્રી ચેરિટી કમિશનરની ઓફીસમા મહામંત્રી શ્રી નાગકુમાર મકાતી દ્વારા નોંધાવવામા આવી નોંધણી નંબર ૩ ૧૨૫૭ મળ્યો છે. (૧૯૫૨)

સભાના પ્રમુખ શ્રી રમણલાલ દેસાઇનો ષષ્ઠીપૂર્તિ ઉત્સવ, તથા પ્રો. મંજુલાલનો તથા શ્રી રમાણકરાય શ્રીપતરાય દેસાઇના પણ ષષ્ઠીપૂર્તિ ઉત્સવ ઉજવવામા આવ્યા હતા. પ્રો. ગોવિંદલાલ ભટ્ટનુ, રાષ્ટ્રીય એવોર્ડ મેળવવા બદલ, સન્માન કરવામાં આવ્યું હતું.

વડોદરાના બે સાહિત્ય-અભ્યાસીઓ એવા શ્રી વિષ્ણુપ્રસાદ જાનીએ "અભિનવ પ્રેમાનંદ શ્રી છોટાલાલ ભટ્ટ" ઉપર અને શ્રી ચંદ્રકાન્ત પટેલે "૧૮ મા સૈકામાં પ્રતિબિંબિત ગુજરાતનું સમાજજીવન" પર મહા-નિબંધો લખીને "સાહિત્ય-મહોપાધ્યાય"ની પદવીઓ મેળવ્યા બદલ, તેમનો સન્માન-સમારંભ યોજવામાં આવ્યો હતો.

સરકાર તરફથી સાહિત્ય માટે પુરસ્કૃત થયેલ વ્યક્તિઓનો સત્કાર-સમારંભ યોજી સન્માન કરવામાં આવ્યાં હતા. ૨૦ થી ૩૫ જેટલા વડોદરાના નિવાસી અને સાહિત્યમાં ફાળો આપનાર લેખક, લેખિકાઓના સન્માન-સમારંભો યોજવામાં આવ્યા હતા. જે પ્રસંગે તે પ્રત્યેકે પોતાના સાહિત્ય-જીવનની ઘડતર-કથા રસપ્રદ રીતે વર્ણવી હતી. સભાના ભૂતપૂર્વ મંત્રીઓ અને કારોબારી સભાસદોનો પણ સન્માન સમારંભ યોજીને તેમનો અનુભવ સાંભળવાનો લાભ મેળવ્યો હતો. આ બધી હકીકત પ્રસિદ્ધ થવાની છે.

'પી. ઇ. એન'ના ' લેખકોનો એક મિલન-સમારંભ યોજવામાં આવ્યો હતો. ' સાહિત્ય સૌરભ ' નામનું વ્યાખ્યાન પ્રસિદ્ધ કરાવ્યું હતું. ભૂદાન-પ્રવૃત્તિના પ્રણેતા શ્રી. વિનોબાજી સાથે સાહિત્યકારોનો મિલન સમારંભ યોજવામાં આવ્યો હતો.

શિશુભારતીવાળા શ્રી કમળાશંકર પંડિતનું જાપાન જતાં, ને ડૉ. ઉમાકાંત શાહનું અમેરિકા જતાં સન્માન કરી સફળતા ઇચ્છયાં હતાં. ઉપકુલપાત શ્રીમતી હંસાબેન મહેતાનો વિદાય-સન્માન સમારંભ યોજવામાં આવ્યો હતો.

સાહિત્ય-પ્રવચનોની શ્રેણીમાં-'શ્રી ઉપેન્દ્રાચાર્ય કવિ અને નાટયકાર' ઉપર શ્રી મહેન્દ્રકુમાર દેસાઈએ, 'ભક્ત કવિ દયારામનું જીવન ને કવન' ઉપર પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, ડૉ. મંજુલાલ, પ્રો. જગમોહનદાસ મોદી, ડૉ. ચંદ્રકાંત પટેલ, ગોસ્વામી ઇંદિરાબેટીજી, રવિશંકર પાઠક, શ્રી ચ્યવનરાય શુકલનાં વ્યાખ્યાનો થયાં હતાં. સભાની બહેનોના ગરબાથી દયારામ-જયંતી ઉજવવામાં આવેલ છે અને પ્રતિવર્ષ ઉજવાય છે.

'સંત વિનોબાની સાહિત્ય દૃષ્ટિ'-ઉપર શ્રી. હરીશ વ્યાસ. 'શ્રી. ર. વ. દેસાઇ જીવન અને કાર્ય'ના સાલવાર નિવેદકો ડૉ. ચંદ્રકાન્ત પટેલ અને કુ. શ્રદ્ધાદેવી મજમુદાર તથા વ્યાખ્યાતાઓ ડૉ. સુસ્મિતાબેન મેઢ, શ્રી. જયંતિ દલાલ, શ્રી. બાલમુકુંદ દવે, 'પંચદંડ' ઉપર ડૉ. સોમાભાઈ પારેખ, ' વૈષ્ણવી દ્વારકા ' અને 'ઓખામંડળના વાઘેર'-ઉપર શ્રી. કલ્યાણરાય જોશી, સાહિત્ય ઉપર કાકાસાહેબ કાલેલકર ને મામા ફડકે, 'દીપકબાનાં કાવ્યો ' ઉપર ડૉ. હર્ષદ ( પ્રાસન્નેય ) ત્રિવેદીએ મનનીય વ્યાખ્યાનો આપ્યાં હતાં.

કાવ્યવાચન-સ્પર્ધા, પાદમૂર્તિ ને બાલગીત-સ્પર્ધા યોજી હતી. તે પ્રસંગે પ્રમુખ તરીકે શ્રી રાજેન્દ્ર ઠાકોર ને અતિથિ-વિશેષ તરીકે શ્રી. ચંદ્રકાંત શેઠ પારેખવાળા હતા,

## 'પ્રાચીન કાવ્યમાળા'ના સંયોજકો



પ્રમુખ: દી. બા. મણિભાઈ જસભાઈ (૧૮૯૦-૧૮૯૫)
(૧૮૪૪-૧૯૦૦)



સમિતિસભ્ય: દી. બા. અંબાલાલ સાકરલાલ
(૧૮૪૪ ૧૯૧૪)



સર મનુભાઈ નંદશંકર મહેતા
(૧૮૬૮-૧૯૪૭)

જેમણે ૧૯૧૨ની ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રસંગે શ્રીમંત સયાજીરાવ
ગાયકવાડ વતી રૂપિયા બે લાખના 'ભાષાંતર નિધિ'ની જાહેરાત કરી હતી



કલાદીપ: શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ
'પ્રાચીન કાવ્યમાળા'ના ટીકાકાર: 'અભિનવ પ્રેમાનંદ'
(૧૮૫૦-૧૯૩૭)

વડો. ાના • ાચાર્યો • ાન પીઠતા



શ્રય સાધક શ્રીમન્ નૃસિંહાચાર્યજી
(૧૮૫૩ ૧૮૯૭)



શ્રીમદ ઉપે દ્રાચાયજી
(૧૮૮૭ ૧૯૩૭)



વિદ્યાભૂષણ
આચ યશ્રી હીર લાલ વ્રજભૂષણદાસ શ્રોફ
(૧૮૬૭ ૧૯૩૦)



સ હિ યમણિ
આચાર્ય મૂળર કર માણેકલાલ યાજ્ઞિક
(૧૮૮૬ ૧૯૬૫)

## સંતોની છત્રછાયામાં


(સ્વ ) શ્રી નીરાંત મહારાજ
(સં ૧૮૨૬ થી ૧૯૦૨)


(સ્વ ) શ્રી વિદ્યાનંદજી મહારાજ, મહામંડલેશ્વર
વડોદરા ગીતામંદિર


(સ્વ ) શ્રી નારાયણસ્વામી
નારાયણ આશ્રમ કુમાઉન પ્રદેશ (હિમાલય)


(સ્વ ) શ્રી પુનિત મહારાજ
પુનિતાશ્રમ વડોદરા


(સ્વ ) શ્રી વિજયવલ્લભસૂરિજી
'પંજાબકેસરી'


(સ્વ ) શ્રી ન્યાયવિજયજી


(સ્વ ) શ્રી યતિ હેમચન્દ્રજી લોંકાગચ્છ

# સંતોની છત્રછાયામાં



દંડીસ્વામી શ્રી શાન્તાનંદજી
નારાયણમઠ સરસિયા તળાવ
વડોદરા



શ્રી અભિનવસચ્ચિદાનંદ તીર્થ
શારદાપીઠ • દ્વારકા



શ્રી યોગીજી મહારાજ
સ્વામીનારાયણમંદિર અટલાદરા



શ્રી રંગઅવધૂત મહારાજ
નારેશ્વર નિવાસી



આચાર્ય શ્રી વિનોબા ભાવે

## ભાગવત કથાકારો



શ્રી નરહરિ મહારાજ અકોલકર
વૈષ્ણવ કથાકાર



શ્રી બદ્રીનાથ કાશીનાથ શાસ્ત્રી
ભાગવતાચાર્ય



શ્રી રામચંદ્ર ડોંગરેજી મહારાજ



શ્રી હરિહરપ્રસાદ ભટ્ટ
કીર્તનકાર



માઈભક્ત શ્રી માર્કંડરાય ધોળકિયા

# પ્રેમાનંદ સાહિત્ય સભાનાં મંત્રીઓ



સૌ કુમુદબહેન હર્ષદરાય ઠાકોર



કોકિલાબહેન જ પડયા, બી એ ,બી ટી



શ્રી કુસુમબહેન હ દેસાઈ



મદનરાય શ્રીપતરાય દેસાઈ



મહેન્દ્ર પુરુષોત્તમરાય બક્ષી



રઘુનાથ પાનાચંદ પરીખ, બી એ



શેઠ ચન્દ્રકાન્ત પરીખ
ઘેલાપારેખવાળા



પ્રો રશ્મિકાન્ત ર શાહ
એમ એ ,બી ટી



અરવિંદરાય હરિરાય બુચ
બી એ ,એલએલ બી



સાહિત્યમાર્તંડ રા બ હરગોવિંદદાસ દ્વા કાંટાવાળા
(ઈ ૧૮૪૮–૧૯૩૧)
સભાના સ્થાપક અને પહેલા પ્રમુખ (ઈ સ ૧૯૧૬ ૧૯૩૦)

નીચે શ્રી જગજીવનદાસ દયાળજી મોદી
વડોદરાના પીઢ સાક્ષર





ડાબી બાજુ રા બ હરગોવિંદદાસ કાંટાવાળાની આરસની અર્ધપ્રતિમા (મૂળ વડોદરા કીર્તિમંદિર માટે બનાવેલી) જે એમના કુટુંબીઓ ત રફથી સભાને ભેટ મળી છે ને જેનો અનાવરણવિધિ તા ૨૫ ૪ '૬૮ના રોજ થયો

# પ્રેમાનંદ સાહિત્ય સભાના પ્રમુખો



રાજરત્ન
રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ
બી એ ,એલએલ બી. (૧૯૩૮-૧૯૩૪)



શ્રી મટુભાઈ કાંટાવાળા, એમ. એ.
(૧૯૩૦-૧૯૩૨)



પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
એમ.એ., એલએલ બી. (૧૯૩૫-૧૯૩

પ્રો. ચન્દ્રકાન્ત શુક્લ, એમ.એ.
(ઈ. ૧૯૫૯-૧૯૬૦)



રાજરત્ન
શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ.એ.
(૧૯૩૮-૧૯૫૪)



પ્રો. ગોવિંદલાલ હરગોવિંદલાલ ભટ્ટ, એમ. એ.
(૧૯૫૫-૧૯૫૮)



ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમુ
એમ. એ., પીએચ. ડી.; એલએલ
(૧૯૬૧થી ચાલુ)

વડોદરાના તેમજ ગુજરાતના નામાંકિત સાહિત્યકારો, દેશનેતાઓ, પંતપ્રધાન અને વડા પ્રધાનનાં અવસાન નિમિત્તે સભાએ શોક–સભા ભરી માનાંજલિ આપી છે.

બીજી પચ્ચીસીમાં બંધાએલા ભવનની મુલાકાત લેનાર વ્યક્તિઓમાં–ડૉ. જીવરાજ મહેતા, ગુજરાત રાજ્યના પ્રથમ રાજ્યપાલ શ્રી. મહેંદીનવાઝજંગ, શ્રી. રમણભાઈ બી. અમીન, શ્રી ગંગોપાધ્યાય, શ્રીમતી હંસાબહેન મહેતા, શ્રી. રમાબેન થાણાવાળા, શ્રી. નાનાલાલ ચોકસી, પંતપ્રધાન શ્રી. બળવંતરાય મહેતા, શ્રીમતી સરોજબેન મહેતા, શ્રી. જશવંતલાલ શાહ, પ્રધાન શ્રી. ઇન્દુમતીબહેન શેઠ, શ્રી. મનુભાઈ પટેલ, શ્રી. મોરારજીભાઈ દેસાઈ, શ્રી. કે. કે શાહ, શ્રી. ભક્તદર્શન, શ્રી. બાબુભાઈ જશભાઈ, ચેરિટી કમિશનર શ્રી. ચોખાવાળા –વગેરે જેવા ગુજરાતના પ્રધાનો, કેન્દ્રના પ્રધાનો તથા અન્ય મહાનુભાવોએ મુલાકાત લઇ સંતોષ વ્યક્ત કર્યો છે.

સાહિત્યકારોમાં શ્રી. બચુભાઇ રાવત, શ્રી. મનુભાઈ જોધાણી, શ્રી ઇંદ્રિ વસાવડા, શ્રી. બાલમુકુંદ દવે, કવિ સુન્દરમ્, શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. હુલેરાય કારાણી, શ્રી. ચિમનભાઈ ભટ્ટ, શ્રી. હરિદાનજી મહારાજ, શ્રી. મીઠાભાઇ પરસાણા, શ્રી. રવિશંકર રાવળ તથા ‘ હરિઓમ્ ’ આશ્રમવાળા પૂજ્ય શ્રી મોટાએ મુલાકાત લઈ સંસ્થાને આશીર્વાદ આપ્યા છે.

સભાએ બીજી પચ્ચીસીમાં ભવન માટે જમીન મેળવી છે. બાંધકામ માટે કેન્દ્રની આર્થિક સહાય રૂા. ૧૨૦૦૦) મેળવી છે. પુસ્તક–પ્રકાશન માટે રૂા. ૨૮૦૦) ની કેન્દ્રની ગ્રાન્ટ મેળવી છે. અને ૬૧૬૦ ચો. ફુ. જમીન ઉપરાંત, બીજી પાછળની ૨૭૦૦ ચો. ફુ. વધુ જમીન સાહિત્યકારોના અતિથિગૃહ માટે મેળવી છે. તે બદલ નામદાર કેન્દ્ર સરકારનો, નામદાર ગુજરાત સરકારનો અને વર્તમાન બાંધકામ મંત્રી શ્રી બાબુભાઈ જશભાઈ પટેલનો સભા સહર્ષ આભાર માને છે. અને નાનાં મોટાં દાન આપનાર સર્વ દાતાઓનું અહેશાન માને છે.

સભાએ ‘ શ્રીમંત સયાજીરાવ જન્મ શતાબ્દી ૯૬૮ ’ સંભાળ્યા બાદ, દર વર્ષે ૧૭ મી માર્ચે “ શ્રીમંત સયાજીરાવની જન્મજયંતિ ” શ્રીમંત સાથે સીધા સંપર્કમાં આવ્યા હતા તેવા વિવિધ વક્તાઓનાં વ્યાખ્યાનો, નિબંધો અને વ્યાખ્યાનો દ્વારા આજ સુધી ઉજવી છે.

મકાનને અંગે અને પુસ્તક પ્રકાશનના કામનું ભારણ વધતા; વિવિધ પ્રકારની સ્પર્ધાઓ બંધ કરી, તેની શિલ્ડ જેને તેને સાભાર પરત આપવામાં આવી છે.

સાહિત્યકારોના પરસ્પર મિલન માટે ‘ સાહિત્યનો ચોતરો ’ નામની શ્રેણી શરૂ કરી. તેનો પ્રારંભ કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ પંડયાના શુભ હસ્તે કરાવ્યો હતો. તેમણે પ્રેમાનંદ કવિ-રચિત ‘કુંવરબાઈનું મામેરુ” ગાગર–સાજ સાથે રજૂ કર્યું હતું, ને શ્રી સયાજી ગર્લ્સ હાઈસ્કૂલનાં આચાર્યા શ્રી અનિલાબહેન અને શ્રી સ્નેહલતાબહેનના સહયોગથી ‘મામેરાનાં ચિત્રો’નુ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, જેને શ્રોતાજનોએ રસપૂર્વક નિહાળ્યુ હતું.

મહાકવિની વિશિષ્ટ યાદગીરીરૂપે, વાડીના ટાવરે કવિના જન્મસ્થળે, પ્રેમાનંદના જીવન અને કવનની એક ' પ્રશસ્તિ શિલા ' પણ સ્થાપવા નક્કી કર્યું છે.

શ્રી નટવરલાલ ઈચ્છારામ દેસાઈની સૂચનાથી ' લક્ષ્મણા-હરણ 'ની રચનાને આધારે મહાકવિ પ્રેમાનંદનો ' ત્રિશતાબ્દી ઉત્સવ ' ઉજવવા નક્કી કર્યું છે સાથે સાથે સભાને સ્થપાયે ૫૦ વર્ષ પુરાં થતાં, તેનો ' સુવર્ણ મહોત્સવ ' ઉજવવાનું પણ નક્કી કરવામાં આવ્યુ છે. તે અંગે એક પ્રકાશન કરવાનું પણ ઠરાવ્યું છે. સભાના 'સાહિત્ય ભવન'નું ઉદ્ઘાટન અને 'શિલા-સ્થાપના સમારંભ ' યોજવાનું નક્કી કરી, નજીકના ભવિષ્યમાં મોટા ઉત્સવો ઉજવવાનું નક્કી કર્યું છે.

આ પચ્ચીસીના પ્રમુખોમાં શ્રી રમણલાલ દેસાઈ, પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, પ્રો. ચંદ્રકાન્ત શુકલ ને ડૉ. મંજુલાલ મજમુદાર ચાલુ છે. જ્યારે મંત્રીઓમાં સૌ. કુમુદબહેન ઠાકોર, શ્રીમતી કુસુમબહેન દેસાઈ, શ્રી હરિપ્રસાદ અધ્યાપક, શ્રી યાદવેન્દ્ર બક્ષી, શ્રી મહેન્દ્રકુમાર દેસાઈ, શ્રી સુરેશ મજમુદાર, શ્રી ગજેન્દ્ર મહેતા, શ્રી ચંદ્રકાન્ત પટેલ, શ્રી કોકિલાબેન પંડયા, પ્રો. રશ્મિકાન્ત શાહ, ડૉ. સુધા દેસાઈ, શ્રીરસિકલાલ પંડયા, શ્રી નટવરલાલ શેઠ વગેરે ઉલ્લેખનીય છે.

પ્રમુખ ડૉ. મજમુદાર અને મંત્રી ડૉ. ચંદ્રકાન્ત પટેલની સંયુક્ત ભાગીદારીથી સભાનું કામ ઈ. સ. ૧૯૬૧ થી ચાલુ છે. તેમ જ ઉપપ્રમુખ તરીકે શ્રી હરિભાઈ દેસાઈ એટલી જ નિષ્ઠાથી સભાને પોતાની સેવા આપી રહ્યા છે. કોષાધ્યક્ષ તરીકે શ્રી રવિશંકર આચાર્ય છેલ્લા ચાર દાયકાથી એકધારી સેવા આપી રહ્યા છે.



# પ્રેમાનંદ સાહિત્યભવન અને સભાગૃહનું નિર્માણ

સને ૧૯૧૬ માં સ્થપાએલી સભાની પ્રવૃત્તિઓ દિનપ્રતિદિન વધતી જતી હોવાથી, સભાને પોતાનું કાર્યાલયનું સ્થાન હોય તે માટેની જરૂરિયાત જણાવા લાગી.

વડોદરામાં વાડી, વચલી પોળમાં વસેલા મહાકવિ પ્રેમાનંદની યાદમાં, તા. ૧૮–૧૦–૪૩ના ઠરાવ પ્રમાણે, સાક્ષર શ્રી જગજીવન દયાળજી મોદીની સૂચનાથી પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદીના પ્રમુખપદે "વડોદરા સાહિત્ય સભા"નું નામ "પ્રેમાનંદ સાહિત્ય સભા" રાખવાનું ઠરાવવામાં આવ્યું જેથી આપેલા નવા નામને આ સભા પાત્ર નીવડે અને પ્રેમાનંદ–પ્રીત્યર્થે "પ્રેમાનંદ સાહિત્ય મંદિર" સરખું કાર્ય ઉપાડી લે–આવી ભાવનાથી, સભાનું નવું નામકરણ કરવામાં આવ્યું છે.

વડોદરામાં લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે મળેલા 'ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન'માં પ્રેમાનંદ કવિનું સ્મારક કરવા સંબંધી ૧૯૪૩ ના ડીસેમ્બરમાં નીચેનો ઠરાવ થયો હતો:—

"કવિવર પ્રેમાનંદના નિવાસસ્થાન વડોદરામાં ભરાયેલું આ સંમેલન એ કવિવરનું સ્મરણ નિત્ય તાજું રહે એટલા માટે—

(૧) ગુજરાતીના ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને પોષે એવી એક સંસ્થા વડોદરામાં સ્થાપી, તેની સાથે પ્રેમાનંદનું નામ જોડવાની શ્રીમંત ગાયકવાડ સરકારને વિનંતી કરે છે.

આ સંમેલન શ્રીમંત સરકારને વિશેષ વિનંતી કરે છે કે 'કવિવર પ્રેમાનંદ શિલ્પાકૃતિ' વડોદરા કોલેજ જેવા વિદ્યાલયમાં ઊભી કરવી, જેથી ભાવિ પ્રજામાં કવિવરનું સ્મરણ વડોદરામાં નિત્ય ઉપસ્થિત રહે.

(૨) સંમેલન પરિષદને સૂચના કરે છે કે મધ્યકાલીન શિષ્ટ ગુજરાતી સાહિત્યના ગ્રંથોનું શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદન કરાવવું. અને તેને 'પ્રેમાનંદ સ્મારક ગ્રંથમાળા'નું નામ આપવું.

આ હેતુ પાર પાડવા માટે 'પ્રેમાનંદ સ્મારક ભંડોળ' ઊભું કરવાની આ સંમેલન પરિષદને સૂચના કરે છે."

– ઠરાવ મૂકનાર–પ્રો. રામનારાયણ પાઠક, અનુમોદન આપનાર શ્રી રમણલાલ દેસાઈ, પ્રો. ઉમાશંકર જોશી, શ્રી ઝીણાભાઈ દેસાઈ, શ્રી ગોકુલદાસ રાયચુરા, અને શ્રી કનૈયાલાલ મુન્શી.

સાહિત્ય સંમેલન માટે એકત્ર થયેલી અને બચેલી રકમમાંથી રૂા. ૩૦૦૦) કે ૪૦૦૦) સુધી ખર્ચ ખાતે લખીને, "પ્રેમાનંદ સાહિત્ય મંદિર" માટે બીજભૂત તરીકે ખર્ચ કરવા માટે ઠરાવ કરી, માગણી કરવામાં આવી; અને તેમાંથી બચેલી રકમમાંથી મહાકવિ પ્રેમાનંદની કાંસાની અર્ધપ્રતિમા યોગ્ય સ્થળે મૂકાવવા ઠરાવ કરવામાં આવ્યો.

શ્રીમંત મહારાજા સાહેબ તરફથી બરોડા કોલેજમાં પ્રેમાનંદની અર્ધપ્રતિમા (બસ્ટ) મૂકવા હુકમ થયેલો. પ્રેમાનંદ સ્મારક સમિતિ અને સાહિત્ય સભાના સહકારથી તે પ્રસંગે પ્રેમાનંદ જયંતી ઉજવવાનું ઠર્યું હતું.

સદરહુ પ્રતિમા પહેલાં કોલેજના કંપાઉન્ડમાં, ખુલ્લામાં ઊંચી બેઠક પર રાખવામાં આવેલી હતી. પરંતુ તેનું યોગ્ય રક્ષણ ન થવાથી, તે પછી 'શ્રીમતી હંસા મહેતા લાયબ્રેરી'ના પ્રવેશદ્વાર આગળ આરસનું સિંહાસન બનાવી, તે ઉપર આ પ્રતિમા સ્થાપન કરવામાં આવી છે.

પંદર–સોળ વર્ષ જેટલા દીર્ઘ સમય સુધી સભાના પ્રમુખપદે રહેલા શ્રી રમણલાલ દેસાઈને લાગ્યું કે વડોદરાની સુધરાઇએ તેમની પોળના નામના પાટિયા સિવાય, કવિનું કંઈ પણ સ્મારક કર્યું નથી. આ ગરવા સપૂતનું ધર્મ–ઋણ વડોદરાએ વાળ્યું નથી. તેથી તેમણે સંકલ્પ કરીને, અંગત ઉત્સાહથી, પોતાની સરસૂબા તરીકેની લાગવગથી, રૂા. ૯૦૦૦)નું ભંડોળ એકત્ર કર્યું.

**ર. વ. સ્મારક ફંડ :** દૈવયોગે આવા ભાવનાશીલ પ્રમુખ શ્રી રમણલાલ દેસાઈનું તા. ૨૦–૯–૫૪ ના દિવસે અકાળે નિધન થયું. અને ઉપરના સંકલ્પની પૂર્તિ માટે 'રમણલાલ દેસાઈ સ્મારક ફંડ' નામથી નાણાં ભેગાં કરવાના કાર્યની, સભાએ પોતાની શિલકમાંથી રૂા. ૧૦૦૧) આપીને, શરૂઆત કરી.

શ્રી રમણલાલ દેસાઈના કોલેજના પ્રશંસકો, મિત્રો તથા અધ્યાપકો તરફથી એક ફાળો પ્રો. ભાઈલાલ કોઠારીદ્વારા રૂા. ૬૦૦૦) જેટલો એકત્ર થયો.

મુંબઈના ત્રિપાઠીવાળા શ્રી પરમસુખ પંડ્યા, શ્રી ધીરજલાલ મોદી, શ્રી મંગળદાસ ગોરધનદાસ તથા સભાના શ્રી નટવરલાલ ગો. શેઠ–એમની બનેલી મુંબઈની 'ર. વ દેસાઈ સ્મારક સમિતિ'એ શ્રી પ્રભુલાલ દ્વિવેદી રચિત 'સત્તાને માટે' નાટક, 'દેશી નાટક સમાજે' મુંબઈમાં ભાંગવાડી થિયેટરમાં ભજવ્યું; ને તેના ઉત્પન્નમાંથી ખર્ચ બાદ જતાં, રૂા. ૮૦૦૦) સભાને પ્રાપ્ત થયા.

શ્રી. રમણલાલ દેસાઈ વડોદરા યુનિવર્સિટીની સિન્ડિકેટના સભ્ય હતા. તથા યુનિવર્સિટીના કુલપતિ શ્રીમંત ફતેહસિંહરાવ ગાયકવાડના નિકટ પરિચયમાં આવેલા હોવાથી, શ્રીમંતે કૃપાવંત થઈ રૂા. ૧૦૦૦૦) તેમના સ્મારક ફંડમાં તેઓશ્રીએ આપ્યા છે.

સ્મારક મકાન કરવા માટે સુધરાઈમાંથી પ્લોટ મળવાની શકયતા ન જણાતાં, શ્રી. મદનરાય શ્રીપતરાય દેસાઈની સૂચનાથી, સભાના તે વખતના એકંદર ભંડોળ રૂા. ૨૩૦૦૦) વડે બ્રહ્મપુરી હાંડીઆ બજારમાં એક 'માતૃછાયા' નામનું શ્રી. છો. છો ફાટકનું મકાન રૂા. ૨૩૦૦૦) માં ખરીદ કરવામાં આવ્યું. (તા. ૨૯-૪-૬૦) અને તેનું 'શ્રી. ૨. વ. દેસાઇ સ્મૃતિભવન' એવું નામ રાખવામાં આવ્યુ.

આ મકાન ત્રણ માળનું હોવા છતાં, ઉપર-નીચે ભાડૂતો હતા, ને તે ખાલી કરે તેમ ન હતું. વચલા માળે બે રૂમ અપૂરતા હતા. તેથી સગવડ વધારવા સુધરાઈને નકશા બતાવ્યા, પણ મંજૂરી ન મળી. તેથી સ્વતંત્ર પ્લોટ મેળવી 'સ્મારક ભવન' બાંધવાનો વિચાર થયો.

શહેર સુધરાઈ તરફથી ૩૨×૪૮=૧૫૩૬ ચો. ફુ. જમીનનો પ્લોટ પોલીસ પરેડ ગ્રાઉન્ડ પાસે મળ્યો. નકશા તૈયાર કરાવ્યા. અંદાજી ખર્ચ રૂા. ૬૦૦૦૦) બતાવાયો. સભા પાસે રૂા. ૪૫૦૨૦) હતા. અને ખૂટતા મેળવવાના હતા.

દરમ્યાન સંસ્થાના મકાન માટે મધ્યસ્થ ( કેન્દ્ર ) સરકાર તરફથી રૂા. ૧૨૦૦૦) ની ગ્રાન્ટ મેળવી શકાઈ. તેની સાનંદ નોંધ લેવામાં આવી; અને નામદાર કેન્દ્ર સરકારનો આભાર માન્યો.

સુધરાઈના પ્લોટ ઉપર તા. ૧૦-૫-૬૨ ના રોજ સુધરાઇના પ્રમુખ શ્રી. નાનાલાલ ચોકસી તથા અ. સૌ. તારાબહેન ચોકસીના હસ્તે ખાતમુહૂર્ત કરાવવામાં આવ્યુ. આ પ્રસંગે સભાનો સંકલિત ઇતિહાસ પહેલવહેલો રજૂ કરવામાં આવ્યો હતો.

'પ્રેમાનંદ સ્મારક' નામે અલગ કાઢેલી રૂા. ૧૦૦૦૦) ની રકમ, આ થનારા સ્મારકમાં અંતર્ગત કરવાના હેતુથી સુધરાઇએ સભાને તે ભેટ આપી. તેની આભારસહ નોંધ લેતાં આનંદ અનુભવીએ છીએ.

ખાતમુહૂર્ત બાદ, પ્લોટનો રસ્તાપર પડતો ભાગ ખૂબ ઓછો હોવાથી, તેની બાજુની સરકારી જગામાંથી ૨૦ ફુટ જમીનની પટ્ટી આપવા ડૉ. જીવરાજભાઈને પ્રમુખશ્રી મંજુલાલ મજમુદારે નકશાસહિત વિનંતી-પત્ર લખ્યો. ઉત્તરમાં તેઓશ્રીએ સ્થળ ઉપર આવી યોગ્ય કરવાનું વચન આપ્યુ.

ખાડા-ટેકરાવાળી જગા મળેલા પ્લોટની જોઇને, જીવરાજભાઇએ કહ્યુ કે 'આ જગા મહાકવિ પ્રેમાનંદના સ્મારક માટે યોગ્ય નથી. તેના કરતાં બીજી કોઇ જગા બતાવો તો વિચાર કરું.'

સુધરાઈ પ્રમુખ શ્રી નાનાલાલ ચોકસીએ સુધરાઇના કેટલાક પ્લોટ ગણાવ્યા; પરંતુ તે શહેરથી દૂર હતા. તેથી તેમણે શ્રી ખાસેરાવ જાધવના બંગલા પાસેની સરકારી જમીન બતાવી. ડૉ. જીવરાજભાઈએ ઢીંચણ-સમા ઊગેલા ઘાસમાં, કલેકટર શ્રી ગંગોપાધ્યાય અને એન્જિનિયર શ્રી મણિભાઇ દેસાઈની હાજરીમાં જાતે માપ લેવડાવી, તે જમીન આપવાની ભલામણ

વડોદરાના પ્રસિદ્ધ કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ ચુનીલાલ પંડ્યાએ "કુંવરબાઈનું મામેરું" ગાગર-સાજ સાથે, ગાઇ સંભળાવીને, ૩૦૦ વરસ ઉપર થઇ ગયેલા આ લત્તાના કવિ પ્રેમાનંદનું પુણ્યસ્મરણ તાજું કરાવી, વાડીની જનતાને આનંદ આપ્યો હતો.

પ્રશસ્તિ શિલા કોતરાવવાનો ખર્ચ રૂા. ૧૦૦૧] શ્રી ગાંધી ઓઇલ મિલવાળા શ્રી મંગુભાઇ શેઠે, પોતાનાં સ્વર્ગસ્થ પત્ની સૌ. ધીરજબહેનના શ્રેયાર્થે, સભાને આપ્યો છે. શિલા-પૂજનવિધિ તેમના પુત્ર અને પુત્રવધૂને હસ્તે થઈ હતી. શિલાલેખ તૈયાર થયેથી મહમ્મદ વાડીના ટાવરની રસ્તાપરની ભીંતે સ્થાપન કરવા, વડોદરા મ્યુનિસિપલ કોર્પોરેશનને વિનંતી કરવામાં આવી છે. આ કાર્યક્રમ ચાલુ માસમાં યોજાઇ રહ્યો છે.

આર્થિક સહાય--સભાના સાહિત્ય ભવન માટે મળેલી આર્થિક સહાય નીચે મુજબ છે:-

- રૂા. ૯૦૦૦=૦૦ પ્રમુખશ્રી રમણલાલ દેસાઈએ ભેગું કરેલું મકાન ફંડ
- રૂા. ૬૦૦૦=૦૦ શ્રી. ર. વ. દેસાઈના કોલેજના પ્રશંસકો, મિત્રો, તથા અધ્યાપકો તરફથી તેમના સ્મારક ફંડ રૂપે પ્રો. ભાઈલાલ કોઠારી દ્વારા એકત્ર થયેલો ફાળો.
- રૂા. ૮૦૦૦=૦૦ શ્રી. ર. વ. દેસાઇ સ્મારક સમિતિ, મુંબઈ તરફથી શ્રી. એન. એમ. ત્રિપાઠીવાળા શ્રી. પરમસુખ પંડ્યા, શ્રી. ધીરજલાલ મોદી, જસ્ટીસ શ્રી. મંગળદાસ ગોરધનદાસ તથા સભાના શ્રી. નટવરલાલ ગો. શેઠ એમની બનેલી સમિતિદ્વારા નાટકમાંથી મળેલા ઉત્પન્નના.
- રૂા. ૧૦,૦૦૦=૦૦ શ્રીમંત મહારાજા ફત્તેહસિંહરાવ ગાયકવાડ તરફથી ર. વ. દેસાઇ સ્મારક ફંડમાં મળેલા.
- રૂા. ૧૨,૦૦૦=૦૦ કેન્દ્ર સરકારના સાંસ્કૃતિક તથા વૈજ્ઞાનિક વિભાગ–દિલ્હી તરફથી મળેલા મકાન ફંડના.
- રૂા. ૧૦,૦૦૦=૦૦ શ્રી સયાજીરાવ ડાયમંડ જ્યુબિલી ટ્રસ્ટ તરફથી.
- રૂા. ૧૦,૦૦૦=૦૦ વડોદરા શહેર નગરપાલિકા તરફથી કવિ પ્રેમાનંદના સ્મારક માટે મળેલી ભેટ
- રૂા. ૧૨,૫૦૦=૦૦ શ્રી નારાયણસ્વામી ટ્રસ્ટના મુખ્ય ટ્રસ્ટી શ્રી હરિભાઇ દેસાઈ તરફથી
- રૂા. ૧૦,૦૦૦=૦૦ શેઠ એમ. સી. ધીયા ટ્રસ્ટ તરફથી.
- રૂા. ૩૦૦૦=૦૦ ગુજરાતના પ્રથમ રાજ્યપાલ નામદાર મહેંદી નવાઝજંગ તરફથી ભેટ.
- રૂા. ૨૫૦૦=૦૦ શ્રી બરોડા ગ્લાસ વર્કસ તરફથી.
- રૂા. ૧૦૦૦=૦૦ બેંક ઓફ બરોડા તરફથી.
- રૂા. ૧૦૦૦=૦૦ મહારાજાશ્રી પ્રવીણસિંહજી ચેરીટી ટ્રસ્ટના પ્રમુખ શ્રી જીભાઈ બારોટ તરફથી.

---

રૂા. ૯૫,૦૦૦=૦૦ કુલ એકંદર.

ગુજરાત રાજ્યના પ્રથમ પંતપ્રધાન ડૉ. જીવરાજ મહેતા
પ્રેમાનંદ સાહિત્ય સભા માટેની જગ્યાનું નિરીક્ષણ કરી રહ્યા છે (૧૯૬૨)

ગુજરાત રાજ્યના બાંધકામખાતાના પ્રધાન શ્રી બાબુભાઈ જસભાઈ પટેલ (મધ્યમાં)
જેમણે સંશોધન-કેન્દ્રના અતિથિગૃહ માટે ૨૭૦૦ ચો. ફૂ. જગ્યા સરકારમાંથી ભેટ અપાવી. (૧૯૬૭)

મોકલવા સૂચના કરી. તદનુસાર આ સરકારી જમીનમાંથી ૬૧૬૦ ચો. ફુ. ( બજારભાવે જેની કિંમત રૂા. ૪૮૦૦૦ ) થાય તે, ' મહાકવિ પ્રેમાનંદ તથા રાજરત્ન રમણલાલ દેસાઈ સભાગૃહ સ્મારક ' માટે તા. ૧૫–૧૨–૬૨ ના રોજ ભેટ અપાવી. તેનો કબજો તા. ૩૧–૧૨–૬૨ ના રોજ મળ્યો. સભાને તેની સનંદ મળી છે. તે બદલ નામદાર ગુજરાત સરકારનો તથા ડૉ. જીવરાજભાઇ મુખ્યમંત્રીનો આ સભા આભાર માની, તેની સહર્ષ નોંધ લે છે.

દાડીયા બજાર લકડીપૂલ સામે મળેલા આ પ્લોટમા બધાનાર સમગ્ર ઈમારતને "મહાકવિ પ્રેમાનંદ સાહિત્યભવન " એ નામ આપવા ઠરાવ્યું.

સાહિત્યભવનના નીચેના વિશાળ ખંડને " રાજરત્ન શ્રી રમણલાલ દેસાઇ સભાગૃહ " નામ આપવા નક્કી કર્યું.

પ્લાન બનાવવાનું કામ શ્રી નટવરલાલ શાહ આર્કિટેકટ તથા શ્રી ગોવિંદ વામન મરાઠે આર્કિટેકટને સોંપવામાં આવ્યું. શ્રી. મરાઠેએ પ્લાન મંજૂર કરાવ્યા, અને પ્રમુખશ્રીના નામથી ટેન્ડરો મગાવવાની જાહેરાત કરી.

વિશાળ જગાવાળો સ્વતંત્ર પ્લોટ ભેટ મળવાથી, સુધરાઇએ આપેલો પ્લોટ સાભાર પરત કરવામાં આવ્યો. ત્યાં ડ્રેનેજ માટે સભાએ ખર્ચેલા રૂા. ૫૦૦) પરત અપાવવા સુધરાઇપ્રમુખને વિનંતી કરતાં, તે રકમ સભાને મળી ગઇ છે.

અનુકૂળ મુહૂર્ત આવતુ ન હોવાથી, સારું મુહૂર્ત સાચવવાના હેતુથી તા. ૨૮–૧–૬૩ ના રોજ ભૂમિપૂજન શ્રી. કનૈયાલાલ માધવલાલ જ્યોતિષીના હસ્તે કરાવવામાં આવ્યું. આ પ્રસંગે ગુજરાતના રાજ્યપાલ માનનીય શ્રી. મહેદી નવાઝજંગ સાહેબ, પ્રો. અરવિંદ ઘોષનું નિવાસ–સ્થાન જોવા માટે ત્યાં પધારેલા તે, તે વખતે ત્યા આવ્યા; અને સભાનો ઈતિહાસ પૂછી લઈ રૂા. ૧૦૦૦) ની મગળ ભેટ સભાને દેણગીરૂપે આપી.

ત્યારબાદ બીજે વરસે બાધકામ ચાલુ થયેલુ જોઈ, સભાગૃહમાં લાઇટની સજાવટ માટે રૂા. ૨૦૦૦) ની બીજી દેણગી આપી, જેની નોંધ લેતાં અમે ગારવ અનુભવીએ છીએ.

પંતપ્રધાન માનનીય ડૉ. જીવરાજભાઈ, વિધાનસભાના રોકાણને લીધે અધવચમાં વડોદરા આવી શકે તેમ ન હોવાથી, પ્રેમાનંદ સાહિત્યભવનનો શિલાન્યાસ નગરપતિ શ્રી નાનાલાલ અને સૌ. તારાબહેન ચોકસીના હસ્તે તા. ૨૮–૨–૬૩ ના રોજ સવારે નવ વાગે શ્રી ગોવિંદરાવ મરાઠેએ મંજૂર કરાવેલા નકશાને અનુસરી કરાવવામાં આવ્યો.

આ પ્રસંગે કેન્દ્રના નાણાંપ્રધાન માનનીય શ્રી મોરારજીભાઇ દેસાઈ, ગુજરાતના મુખ્ય મંત્રી માનનીય શ્રી ડૉ. જીવરાજભાઈ મહેતા, કાકાસાહેબ કાલેલકર, સાક્ષરવર્ય શ્રી ચુનીલાલ

વર્ધમાન શાહ, પ્રો. મોહનલાલ પા. દવે, શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજી, શ્રી ઇશ્વર પેટલીકર અને શ્રી પુષ્કર ચંદરવાકર વગેરે જેવી મહત્વની વ્યક્તિઓના શુભેચ્છા સંદેશ આવ્યા હતા.

કાર્યક્રમના પ્રારંભમાં, મંત્રી શ્રી ચંદ્રકાંત પટેલે 'તીર્થધામ પ્રેમાનંદભવન' નામે પોતાનું કાવ્ય અને શ્રી અધ્યાપન-પાઠશાળાની કન્યાઓએ પ્રાર્થના સ્તવન કર્યું હતું.

શિલાન્યાસ-વિધિ બાદ, નગરપતિ શ્રી નાનાભાઇ ચોકસી, શ્રી સનતકુમાર મહેતા, પ્રમુખ મંજુલાલ મજમુદાર, પ્રો. કેશવલાલ કામદાર, શ્રી હરિભાઈ દેસાઈ, શ્રી રમણલાલ ના. શાહ વગેરેએ પ્રાસંગિક પ્રવચન કર્યાં હતાં. આ પ્રસંગે સભાનો ટૂંકો ઇતિહાસ પ્રથમવાર એકત્ર કરીને સમિયાનામાં ઉપસ્થિત સભાજનોને વહેંચવામાં આવ્યો હતો.

**બાંધકામ**-ભવનના બાંધકામ માટે ટેન્ડરો (૧) મેસર્સ મરાઠે બ્રધર્સ રૂા. ૯૧૩૯૦) (૨) બંકીમ કન્સ્ટ્રક્શન રૂા. ૧૦૨૬૦૭) (૩) શ્રી ચંદ્રકાંત હીરાભાઈ રૂા. ૮૮૩૬૬) અને (૪) શ્રી ગોવિંદભાઈ મિસ્ત્રી રૂા. ૯૭૪૭૩)-આમ ચાર ટેન્ડરો આવેલાં.

સભાના હિતની દષ્ટિએ આ ચારે ટેન્ડરો બાજુ પર રાખી, શ્રી હરિભાઇ દેસાઇએ પોતે, સેનિટરી તથા ઇલેક્ટ્રીક ફીટીંગ વગેરેનો બાવીસ હજારનો ખર્ચ ટેન્ડરો પરથી એકુણાંત કરેલા રૂા. ૮૩૦૦૦) માં ઉમેરીને, એકંદર રૂા. ૧૦૫૩૦૦) માંથી, ૧૫ ટકા કંટ્રાકટરના નફાના જતા કરી, રૂા. ૮૯૫૦૧) માં સંપૂર્ણ કામ માસ નવમાં પૂરું કરી આપવાનો, સ્ટાંપપેપર પાકો કરાર કરી આપ્યો. તે તેમની ઉદાત્ત ભાવનાની અને સંસ્થા પ્રત્યેની શુભેચ્છાની પ્રતીતિ કરાવે છે.

સભાને જેમજેમ દાનમાં નાણાં મળતાં ગયાં તેમતેમ તે નાણાં શ્રી હરિભાઈ દેસાઇને ચૂકવાતાં ગયાં છે. છતાં હજી કેટલીક મોટી રકમ, વિશેષ થયેલાં કામો માટે, તેમને આપવાની બાકી રહે છે.

**કાષ્ઠશિલ્પની ભેટ**—શ્રી નાનાલાલ ચોકસીએ મહેતા પોળમાં પોતાને મળેલ શ્રી ખુશાલચંદ શેઠની હવેલીનું નવેસર મકાન બંધાવતાં, તેમાંના કાટમાળમાંથી કોતરેલી કાષ્ઠની ચાર પુતળીઓ, કમાન અને કોતરણીવાળા થાંભલા વગેરે કાષ્ઠ-શિલ્પની તેમણે સભાને ભેટ કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મકાન ફંડમાં રૂા. ૧૦૦૧) અને તે ઉપરાંતની રકમ આપનાર દાનાઓનાં નામ આરસની તકતી ઉપર અંકિત કરવાનું નકકી કરવામાં આવ્યું છે.

**પ્રેમાનંદ-પ્રશસ્તિ શિલાપૂજન**—મહાકવિ પ્રેમાનંદ-પ્રશસ્તિ શિલાપૂજન વિધિનો સમારંભ વસંતપંચમી તા. ૧૪-૨-૬૭ ના રોજ રાતે સાડા આઠ વાગે કવિના જન્મસ્થળ વાડીમાં રામચોકમાં નગરપતિ શ્રી નાનાલાલ ડાહ્યાભાઇ ચોકસીના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે શુભેચ્છા-સંદેશા શ્રીમંત મહારાજા સાહેબ ફતેહસિંહરાવ ગાયકવાડ, શ્રી મનુભાઈ જોધાણી અને શ્રી આર. આર. શેઠની કું. વાળા વગેરે તરફથી આવ્યા હતા.

ગુજરાત રાજયના પ્રથમ રાજ્યપાલ નામદાર મેહદી નવાઝ જંગ
બંધાઈ રહેલા પ્રેમાનંદ સાહિત્ય ભવનની મુલાકાતે (૧૯૬૩)

ગુજરાત રાજ્યના શિક્ષણ પ્રધાન શ્રીમતી ઈન્દુમતીબહેન શેઠ તથા નાયબ શિક્ષણપ્રધાન શ્રી મનુભાઈ પટેલ
બંધાઈ રહેલા પ્રેમાનંદ સાહિત્ય ભવનની મુલાકાતે (૧૯૬૩)

(બંને ફોટો પ્રો. ચંદ્રમૌલી મજમુદાર, એમ. એ.)

શ્રી પ્રેમાનંદ સાહિત્યભવનનું ખાતમુહૂર્ત
વડોદરા નગરપાલિકાના પ્રમુખ શ્રી નાનાલાલ ચોકશી તથા સૌ. તારાબહેન ચોકશીને હસ્તે (૧૯૬૩)

ખાતમુહૂર્તના મંગલ પ્રસંગે હાજર રહેલા સાહિત્યસભાના કાર્યકરો

(બંને ફોટો પ્રો. ચંદ્રમૌલી મજમુદાર—એમ. એ.)

ગુજરાત રાજ્યના પ્રથમ રાજ્યપાલ નામદાર મેંહદી નવાઝ જંગ
બંધાઈ રહેલા પ્રેમાનંદ સાહિત્ય ભવનની મુલાકાતે (૧૯૬૩)



ગુજરાત રાજ્યના શિક્ષણ પ્રધાન શ્રીમતી ઇન્દુમતીબહેન શેઠ તથા નાયબ શિક્ષણપ્રધાન શ્રી મનુભાઈ પટેલ
બંધાઈ રહેલા પ્રેમાનંદ સાહિત્ય ભવનની મુલાકાતે (૧૯૬૩)

(બંને ફોટા પ્રો. ચંદ્રમૌલી મજમુદાર, એમ. એ.)

શ્રી પ્રેમાનંદ સાહિત્યભવનનું ખાતમુહૂર્ત
વડોદરા નગરપાલિકાના પ્રમુખ શ્રી નાનાલાલ ચોકશી તથા સૌ તારાબહેન ચોકશીને હસ્તે (૧૯૬૩)

ખાતમુહૂર્તના મંગલ પ્રસંગે હાજર રહેલા સાહિત્યસભાના કાર્યકરો
(બને ફોટો. પ્રો. ચંદ્રમૌલી મજમુદાર, એમ. એ.)

પ્રેમાનંદ સાહિત્ય ભવન
ફોટો. પ્રો ચન્દ્રમૌલી મજમુદાર, એમ એ



શ્રી અરવિન્દ કેન્દ્ર
સરકારી બંગલો નં. ૨૫, દાંડિયા બજાર, વડોદરા
પ્રેમાનંદ સાહિત્ય ભવન આ બંગલાના કમ્પાઉન્ડમાં નિર્માણ થયું



શ્રી અરવિંદ ઘોષ
વડોદરામાં પ્રોફેસર હતા ત્યારે
(૧૮૯૩ ૧૯૦૭)

આ પ્રમાણે દાતાઓ તરફની દેણગીરૂપે રૂ. ૯૫૦૦૦) ની રકમ ફેબ્રુઆરી ૧૯૬૮ સુધીમાં સભાને પ્રાપ્ત થઈ છે. આ બધી રકમ બાંધકામ પેટે શ્રી હરિભાઇ દેસાઈને આપવામાં આવી છે. છતાં હજી કેટલીક રકમ, વિશેષ થયેલાં કામો માટે, આપવાની બાકી રહે છે.

**વિશેષ જમીન**—સંશોધન કેન્દ્ર અંગે અભ્યાસીઓ સારુ અતિથિગૃહ બાંધવા માટે સાહિત્ય ભવનની પાછળની ખુલ્લી સરકારી જમીન મેળવવા, ગુજરાત સરકારમાં માગણી કરવામાં આવતાં, ગુજરાત રાજ્યના માનનીય બાંધકામ-મંત્રી શ્રી બાબુભાઇ જશભાઈ પટેલ-એમની તા. ૯ સપ્ટેમ્બર ૧૯૬૭ ના રોજ ભવનની મુલાકાત ગોઠવતાં, તે પ્રસંગે સભાની આ જરૂરીઆત તેઓશ્રીને સમજાવી હતી.

ભવનમાં સંશોધન કેન્દ્ર શરૂ થતાં સંશોધન કાર્ય અંગે આવનાર અતિથિઓને ઉતરવાનું "અતિથિગૃહ" તથા બીજી સગવડ કરવાની અગત્ય હોવાથી, પાછળની સરકારી જમીન ૬૦' × ૪૫' = ૨૭૦૦ ચો. ફુ. ની માગણી, બાંધકામ મંત્રીશ્રીએ મંજુર કરી છે. આવી મદદ માટે નામદાર ગુજરાત સરકારનો તથા વર્તમાન બાંધકામ મંત્રીશ્રી બાબુભાઇ પટેલનો સભા અંતઃકરણપૂર્વક આભાર માને છે.

મુલાકાત પ્રસંગે પધારેલા મંત્રીશ્રીએ "સાહિત્યના સંસ્કાર જનતામાં કેવી રીતે પહોંચાડશો ?"—આ વિષય ઉપર સાહિત્યપ્રચુર, અને કાલિદાસ તથા પ્રેમાનંદ કવિનાં કાવ્યાવતરણો ટાંકી, રસિક શૈલીમાં પ્રવચન આપીને, શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા તે નોંધવું ઘટે છે.

**પ્રેમાનંદની ખડકી**—વાડીમાં આવેલું કવિના જન્મસ્થળનું મકાન જે 'પ્રેમાનંદની ખડકી'ને નામે ઓળખાય છે તે, જેમની પાસે હાલમાં છે તેમની પાસેથી સરકાર ખરીદી લે અને તેમાં 'પ્રેમાનંદ વાંચનાલય' કે એવું નામ આપી, કવિનું સ્મારક સચવાઈ રહે તેવા હેતુથી ગુજરાત સરકારમાં નિવેદન કર્યું છે. આ કાર્યમાં વડોદરા શહેર જિલ્લા કોંગ્રેસ-સમિતિના ભૂતપૂર્વ પ્રમુખશ્રી લક્ષ્મીદાસ મોહનલાલ પટેલ-એમણે ઉત્સાહભર્યો ભાગ લીધો છે.

આમ કવિના સ્મારક માટે 'પ્રેમાનંદ સાહિત્ય ભવન' તથા 'રાજરત્ન રમણભાઇ દેસાઈ સભાગૃહ'ના નિર્માણનો ક્રમિક ઇતિહાસ છે.

---

નોંધ :—આર્થિક સહાયમાં જણાવેલી રકમો પૈકી શેઠ એમ. સી. ધીઆ ટ્રસ્ટ તરફથી વચન મળેલું છે. અને એ રકમ ચાલુ સાલે રૂ. ૫૦૦૦) તથા આવતી સાલે રૂ. ૫૦૦૦) એ રીતે હવે પછી મળવાની છે. આશ્રય દાતા-ઉપઆશ્રય દાતા વગેરે આજીવન સભ્યો તરફની મળેલી રકમો આમાં બતાવી નથી. ફક્ત દાનમાં મળેલી રકમો જ બતાવેલી છે.

# ભાવિ પ્રવૃત્તિઓ

રૂપરેખા—(૧) વડોદરા ગ્રંથકાર ચિત્રશ્રેણી.

(૨) સંદર્ભ ગ્રંથોનું પુસ્તકાલય.

(૩) હસ્તલિખિત ગ્રંથો, પોથીઓ, સનંદો, દસ્તાવેજો, હસ્તાક્ષરો વગેરેનો સંગ્રહ અને તેનું વિગતવાર સૂચિ સહિત, સંપાદન અને સંરક્ષણ.

(૪) સંશોધન કેન્દ્ર.

(૫) ત્રિશતાબ્દી મહોત્સવ નિમિત્તે પ્રકાશન.

(૬) સભાનો સુવર્ણ મહોત્સવ.

(૭) સભાની પ્રકાશન પ્રવૃત્તિ.

## ગ્રંથકાર ચિત્રશ્રેણી

સાહિત્યભવનના ઉપરના મજલે આગળના ભાગમાં 'શો–કેસ'માં એક કાયમી પ્રદર્શન યોજવામાં આવશે. જેમાં મહા–કવિ પ્રેમાનંદનાં સચિત્ર આખ્યાનો પણ પ્રદર્શિત થશે.

વડોદરાના સંસ્કાર-જીવનના ઘડવૈયાઓ ગમે ત્યારે અને ગમે તેટલા સમય માટે, વડોદરામાં વસી ગયેલા અને હાલમાં વસતા એવા ગુજરાતી, મરાઠી, હિંદી તથા અંગ્રેજી ભાષામાં ગ્રંથો રચનાર તથા કલાક્ષેત્રે યશસ્વી બનેલા, વિદેહી અને વર્તમાન ગ્રંથકારો તથા મહાનુભાવોની છબીઓની એક ચિત્રશ્રેણી ગોઠવવાનો નિર્ધાર કર્યો છે. ગુજરાતભરમાં આ પ્રકારની યોજના, અથવા ગ્રંથકારોનું એક પ્રકારનું " કીર્તિમંદિર " પહેલવહેલું અહીં મૂર્ત થશે.

આ ઉપરાંત, સમગ્ર ગુજરાત સાથે વડોદરાને સાંકળી રાખનારા એવા, ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખો તથા ગુજરાતના પ્રાચીન–અર્વાચીનમાંથી મુખ્ય કવિઓની પણ એક વિશિષ્ટ ચિત્રશ્રેણી તેમાં સમાવિષ્ટ થશે.

એકંદરે ત્રણસો ઉપરાંત મહાનુભાવોની સ્મૃતિ એક સ્થળે સંગ્રહિત કરવાની આ યોજના છે.

ચિત્રશ્રેણી માટેના ફોટોગ્રાફ ( ૧૨" x ૧૦" કદના ) એકસરખા રાખવાનું યોગ્ય માન્યું છે. તેની નીચે ગ્રંથકારનો ટૂંકો પરિચય, ગ્રંથરચનાના વર્ષ સાથે, આપવામાં આવશે.

ગ્રંથકારોના ફોટોગ્રાફને, પોતપોતાના કાર્યક્ષેત્ર પ્રમાણેના વિશિષ્ટ જૂથમાં, નાના ખંડોમાં,

ગોઠવવામાં આવશે. જેમકે સાહિત્યકારો, વ્યાયામ–વીરો, ધર્મ–ગુરુઓ, કવિઓ, સ્ત્રી–લેખકો વગેરેના જૂથવાર, વિવિધ ખંડોમાં ફોટોગ્રાફની સંયોજના કરવાની ભાવના છે.

આ યોજનાનો પ્રારંભ થઈ ગયો છે; અને કલાવિદ્ શ્રી રવિશંકર રાવળ તથા શ્રી બચુભાઈ રાવતનો સહકાર તથા માર્ગદર્શન તે માટે મળ્યાં છે; અને કેટલાક એન્લાર્જ ફોટો ખરીદ કરી, યોજનાનું મંગલાચરણ કરવામાં આવ્યું છે.

આ યોજનાને અંગે સક્રિય સહાય માટે સાહિત્યકારોને અથવા તેમનાં સંતાનોને આગ્રહ-પૂર્વક વિનંતી કરવામાં આવશે કે સૂચિત ચિત્રશ્રેણીમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરાવવાને માટે સભાને ભારે ખર્ચ થવાનું છે તે ધ્યાનમાં લઇ, ૧૨' × ૧૦' નાં એન્લાર્જમેન્ટ કરાવવા માટે તથા તેના માઉન્ટ તથા ફ્રેમ વગેરે સારું રૂા. ૨૫) નો ફાળો મોકલાવી, યોજનાને સફળ બનાવવા સહાયક બનશે એવી આશા રાખવામાં આવે છે.

ગુજરાતની પ્રાચીન હુન્નરકળાને સાથે સાથે યાદ કરાય તે હેતુથી, અને ગ્રંથકાર ચિત્રશ્રેણી નમૂનારૂપ અને આકર્ષક તીર્થધામ સમાન બની રહે તે હેતુથી, ફોટોગ્રાફ એકસરખા કદના રાખી, તે દરેકની ફ્રેમ **સંખેડાના લાખકામથી** સુશોભિત તૈયાર કરાવવાનું નક્કી કર્યું છે.

ભાવનગરના 'ગાંધી–સ્મૃતિ મંદિર'માં જે ધોરણે ફોટોગ્રાફની સજાવટ અને ગોઠવણી સ્વ. શ્રી બળવંતરાય મહેતાએ કરી છે તેનો નમૂનો આ ચિત્રશ્રેણી માટે નજર સમક્ષ રાખવામાં આવ્યો છે.

## સંદર્ભગ્રંથોનું પુસ્તકાલય

મુદ્રિત સંદર્ભગ્રંથોનું પુસ્તકાલય સભાગૃહના રંગમંચના ઉપરના મજલે, ફરતી ભીંતોમાં સ્ટીલનાં કબાટના ઘોડા ગોઠવી, આ સંદર્ભગ્રંથોના પુસ્તકાલયની રચના કરવામાં આવશે.

ભાવિ 'સંશોધન કેન્દ્ર'ની પ્રાથમિક ભૂમિકા તરીકે, આવું સંદર્ભગ્રંથોનું પુસ્તકાલય હોય તે અત્યંત આવશ્યક છે. તે હેતુને અનુસરીને શ્રી આર. આર. શેઠની કંપનીએ શ્રી રમણલાલ દેસાઈનાં સમગ્ર પ્રકાશનોનો સૅટ, અને તેને સુરક્ષિત રાખવા માટે એક સ્ટીલના કબાટ સહિત, ભેટ આપ્યાં છે. અને એ રીતે આ પુસ્તકાલયની શુભ શરૂઆત કરવામાં આવી છે. તે બદલ તેમનો આભાર પ્રગટ કરીએ છીએ.

ચિત્રશ્રેણીમાં સમાવિષ્ટ ગ્રંથકારો તરફથી ભેટ મળેલાં પોતપોતાનાં પ્રકાશનો પણ આ 'સંદર્ભ પુસ્તકાલય'નો કીંમતી ભાગ બની રહેશે એવી ગણત્રી છે.

આ પ્રમાણે વડોદરામાં સ્વાધ્યાયરત એવા મહાનુભાવો પ્રત્યે પણ અમારી દૃષ્ટિ ફરી વળી છે. સાહિત્યભૂષણ શ્રી હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રોફના કેટલાક કીંમતી ગ્રંથો,

'શ્રોફ મેમોરિયલ હાઈસ્કૂલ' ના સંગ્રહમાં છે. તે તેમના ટ્રસ્ટીઓ શ્રી હરિભાઈ દેસાઈ તથા મંત્રી શ્રી મૂળશંકર જોશી—એમના તરફથી એ સંગ્રહ, એક કબાટ સહિત, ભેટ મળવાનો છે. તે પણ આ સંદર્ભ પુસ્તકાલયને સમૃદ્ધ બનાવશે.

સભાના સ્વ. પ્રમુખ પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટના સુપુત્રો તરફથી કેટલાંક પુસ્તકો, સભાના ઉપપ્રમુખ શ્રી હરિભાઈ દેસાઈ તરફથી તેમનો ગાંધી–તત્ત્વજ્ઞાન, ખાદીપ્રચાર તથા સર્વોદય સંબંધી કીમતી સાહિત્ય–સંગ્રહ, 'નારાયણ વિદ્યાલય'ના આચાર્ય શ્રી છોટુભાઈ ગિ. ભટ્ટ તરફથી કેટલોક પુસ્તક–સંગ્રહ, ડૉ. કુ. સુધાબહેન દેસાઈ તરફથી તેમના પિતાજી તથા દાદાજીના સંગ્રહમાથી કેટલાંક પુસ્તકો, શ્રી નાજુકલાલ નંદલાલ ચોકસીનો કેટલોક વિરલ વિશિષ્ટ પુસ્તક–સંગ્રહ તેમના સુપુત્ર શ્રી પ્રબોધ ચોકસી તરફથી મળવાનો છે.

નિવૃત્ત ન્યાયમંત્રી શ્રી. મંજુલાલ સેવકલાલ દવે તરફથી, સંસ્કૃત પાઠશાળાના આચાર્ય સ્વ. લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી તરફથી, 'વ્યાયામ જ્ઞાનકોશ'ના પ્રણેતા શ્રીમંત દત્તાત્રય ચિંતામણ મુજુમદાર તરફથી, સંસ્થાના સન્માનિત સભ્ય, પુરાતત્ત્વ અને ઇતિહાસવિદ્ પ્રો. કેશવલાલ કામદાર તરફથી તેમનો સાહિત્ય–સંગ્રહ, ઘણે ભાગે કબાટસહિત આપવા માટે તેમના તરફથી તત્પરતા બતાવવામાં આવી છે.

આ રીતે આ 'સંદર્ભ પુસ્તકાલય' ઉપયોગી ગ્રંથોથી માતબર બનશે એમાં શંકા નથી. તે બદલ આ સર્વ સજ્જનોનો એકસાથે આભાર માનીએ છીએ.

આ બધા ઉપરાંત, 'સંશોધન કેન્દ્ર'નું નામ સાર્થક થાય એવા એકલ હેતુથી એકઠો કરેલો મુદ્રિત પુસ્તકોનો વિરલ સંગ્રહ. સભાના સન્માનિત સભ્ય શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઈએ શ્રમપૂર્વક નિર્માણ કર્યો છે. તેમનો આ સંગ્રહ અભ્યાસીઓને તથા સંશોધનકારોને મોટું આકર્ષણ બની રહે છે. તે તેમના વતી સભામાં, સભાના પુસ્તકાલય ખંડમા, કોઈપણ રીતે સહર્ષિત થાય એવી ભાવના સેવવામાં આવે છે.

રાજકોટ મ્યુઝિયમના પ્રથમ ક્યુરેટર તથા સંસ્કૃત પંડિત અને પુરાતત્ત્વવિદ્ શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્યના સુપુત્ર શ્રી રવિશંકર વલ્લભજી આચાર્ય, એમ. એ—જે આ સભાના લગભગ ચાર દસકાથી કોષાધ્યક્ષ તરીકે માનદ સેવા આપી રહ્યા છે—તેમણે ભેગો કરેલો કીમતી પુસ્તકો, માસિકો તથા ફાઈલોનો સંગ્રહ એમના તરફથી અલગ કબાટસહિત સભાને ભેટ મળશે એવી શ્રદ્ધા છે.

આ સિવાય સભાના અનેક સભ્યો તરફથી પુસ્તકો ભેટ મળવાની સંભાવના છે, જેથી આ પુસ્તકાલય ખરેખરું સમૃદ્ધ બનશે એમાં શંકા નથી.

## હસ્તલિખિત ગ્રંથો, પોથીઓ તથા દસ્તાવેજોનો સંગ્રહ.

સંશોધન કેન્દ્રને અનુરૂપ હસ્તલિખિત ગ્રંથો, પોથીઓ અને દસ્તાવેજો વગેરે સાહિત્ય–સંગ્રહ પણ એકત્ર કરી, ભવનના આ 'સંશોધન કેન્દ્ર'માં તેને સંગ્રહિત કરીને, સુરક્ષિત રાખવા તેના વિગતવાર સૂચિપત્ર-સહિત સંપાદન તથા સંરક્ષણ અંગેની યોજના વિચારવામાં આવી છે.

સભાના પ્રમુખ પ્રો. મંજુલાલ મજમુદારે પોતાના ઉપયોગ માટે એકત્ર કરેલી હિંદી, ગુજરાતી તથા સંસ્કૃત વગેરે ભાષાની ૧૦૦ થી ૨૦૦ પોથીઓ તથા ફારસી સનદો અને દસ્તાવેજોનો સંગ્રહ પણ આ વિભાગમાં રાખવામાં આવશે.

ડૉ. કુ. સુધાબહેન દેસાઇ તરફથી તેમના પિતાજી શ્રી રમણલાલ દેસાઇએ એકત્ર કરેલો હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ પણ આ વિભાગમાં ઉમેરાશે.

મુરબ્બી સાક્ષરશ્રી જગજીવનદાસ દયાળજી મોદીનો હસ્તલિખિત સંગ્રહ પણ, તેમના સુપુત્ર ડૉ. જગમોહનદાસ મોદી તરફથી સભાને ભેટ મળવાનો છે જેથી એમાં ઉપયોગી વૃદ્ધિ થશે.

વડોદરા શહેરના સંભાવિત સરદારો, મહાજનો, તથા નગરશેઠોની પાસે તેમનાં વતન, જાગીર અને નિમણુંક સંબંધી મળેલી ઐતિહાસિક સનદો તથા દસ્તાવેજો–જેનો આજના બદલાયેલા રાજકારણમાં ભીજો કંઇ ઉપયોગ નથી–તેવા પ્રકારની મોગલ તથા મરાઠા સમયની અગત્યની ઐતિહાસિક સામગ્રી પણ અધ્યયન માટે ભેગી કરવાનો સંકલ્પ રાખવામાં આવ્યો છે.

આવી કેટલીક સનદો અને દસ્તાવેજો શેઠશ્રી બાપાલાલ હરિભક્તિ–એમણે સાહિત્યસભાને આપવાની ઇચ્છા કેટલાએ સમય પહેલાં વ્યક્ત કરી છે તેની નોંધ લેતાં આનંદ થાય છે.

ગઈ સદીના વડોદરાના ઐતિહાસિક રાજસેવકો, પંડિતો, ગ્રંથકારો તથા બીજા મહાજનોના હસ્તાક્ષરો, પત્રોરૂપે અથવા તેમની સાહિત્યકૃતિની સ્વહસ્તે કરેલી નકલરૂપે મેળવી, એનો ઐતિહાસિક સંગ્રહ પણ કરવાની અમારી નેમ છે.

## ત્રિશતાબ્દી મહોત્સવ

મહાકવિ પ્રેમાનંદે રચેલા "લક્ષ્મણાહરણ"ની રચના–સંવત ૧૭૨૦ને આધારે, મહાકવિ પ્રેમાનંદની ત્રિશતાબ્દી ઉજવવા માટે સુયોગ મળ્યો છે એવું સૂચવનાર મુંબાઈ 'ગુજરાતી પ્રેસ'ના માલિક તથા પરમશ્રેયઃસાધક, અને પ્રાચીન સાહિત્યના રસિક અભ્યાસી એવા શ્રી નટવરલાલ ઈચ્છારામ દેસાઇ હતા, તેનું શ્રેય તેમને ઘટે છે.

આ જ અરસામાં મહાન અંગ્રેજ કવિ 'શેકસપીઅર'ની 'ચારસોમી જન્મ જયંતી' દુનિયાભરમાં ઉજવાઈ હતી. તેમાંથી પણ પ્રેરણા મેળવીને, ગુજરાતના મહાકવિ પ્રેમાનંદનો 'ત્રિશતાબ્દી મહોત્સવ' યોજવાનો નિર્ણય પાકો થયો છે.

આવા પ્રસંગે, કવિના જન્મ-સ્થળ ( મિયાં મહમદની ) વાડીમાં કવિની જીવનકથા નિરૂપતી ' પ્રશસ્તિ ' આરસની તકતીઓમાં કોતરાવીને, તેની સ્થાપના જાહેર સ્થળે ( વાડીના ટાવરે ) મૂકાવવાનું નક્કી કર્યું છે.

## આખ્યાનોનું પ્રકાશન

કવિનો અક્ષરદેહ—તેમનાં 'આખ્યાનો' આજની પ્રજાને સુલભ બનાવવા માટે, આ પ્રસંગ-નિમિત્તે કવિ પ્રેમાનંદે રચેલાં, નરસિંહ મહેતાના જીવનના પાંચ પ્રસંગોનાં પાંચ આખ્યાનો-' મામેરું ', ' હુંડી ', ' શ્રાદ્ધ ', ' શામળશાનો વિવાહ ' તથા ' હારમાળા 'નો સંયુક્ત સંગ્રહ તથા નરસિંહ મહેતાનું જીવનચરિત્ર-ભક્તચરિત્ર, પ્રસ્તાવના સહિત એકજ પુસ્તકમાં ' પ્રથમ ભાગ ' તરીકે પ્રગટ કરવાની અગત્ય છે.

બીજા ભાગમાં નરસિંહ મહેતાએ સ્વયં સ્વમુખે કહેલાં પોતાના જીવન-પ્રસંગોનાં પદ, તથા મહાકવિ પ્રેમાનંદના પુરોગામીઓએ રચેલાં નરસિંહ મહેતા સંબંધી છુટક છુટક આખ્યાનો, તેના તુલનાત્મક વિવેચન સહિત પ્રસિદ્ધ કરવાનું નિર્ધાર્યું છે. જેથી પ્રેમાનંદની કૃતિઓ લોકસુલભ બને.

## ' સ્વાધ્યાય મંડળ ' અથવા ' સાહિત્યનો ચૉતરો '

સ્થાનિક સાહિત્યકારો તથા સાહિત્યરસિકો પરસ્પર એકબીજાને મળી શકે, સાહિત્યની ચર્ચા કરે, અને નિકટના પરિચયમાં રહે તે હેતુથી, અમદાવાદની શ્રી બચુભાઇ રાવતની સ્થાપેલી " બુધ કવિ-સભા "ની જેમ, આ સભાએ પણ દર રવિવારે સભાના પ્રાંગણમા મિલન સ્થાન યોજવાનું નકકી કર્યું છે.

આ વિચારના અનુસંધાનમાં તા. ૨૩-૩-૬૬ બુધવારે ચૈત્રી પડવા ( ગૂડી પડવા )ને દિવસે, 'સાહિત્યના ચૉતરા'નુ ઉદ્ઘાટન ગુજરાતના જાણીતા કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ ચુનીલાલ પંડ્યા, 'સંગીતવિશારદને હસ્તે કરાવવામાં આવ્યું હતું.

તેમણે આ પ્રસંગે મહાકવિ પ્રેમાનંદનું ' કુંવરબાઇનું મામેરું ' માણ સહિત અસલ ઢબમાં રજૂ કર્યું હતું.

## સાહિત્ય-વાચનાલય : ( મેગેઝિન લાયબ્રેરી )

સાહિત્ય-સભાના સભાસદોને તથા આ વિસ્તારની જનતાને સામયિકો, માસિકો વગેરે દ્વારા સાહિત્યનો અદ્યતન સંપર્ક તથા પરિચય મળતો રહે, અને પરિણામે સભા પ્રત્યેનો સદ્ભાવ ફેલાતો જાય એવી, જનતાની આવશ્યક સેવાભાવનાના હેતુથી દોરાઇને, સાહિત્યના વિષયને ચર્ચતાં એવાં સામયિકો, માસિકો વગેરેની આપ-લે કરે એવું એક " સાહિત્ય વાચનાલય " પણ આ સભાગૃહમાં શરૂ કરવાની અભિલાષા છે. તે કાર્યમાં સૌનો સહકાર મળતો રહેશે એવી ભાવના સેવવામાં આવે છે.

## પ્રોજેક્ટરદ્વારા ચલચિત્રો પ્રદર્શિત કરવાની યોજના

આ સભાગૃહમાં વિવિધ માહિતીપૂર્ણ ચલચિત્રોને પ્રોજેક્ટર વગેરેની મદદથી બતાવી શકાય એવા પ્રકારનું એક 'મંડળ' બનાવી, સંયોજના કરવાનો પણ સભાનો સંકલ્પ છે. જે દ્વારા ઇતિહાસ, શિલ્પ, સાહિત્ય, ભૂગોળ, પુરાતત્ત્વ વગેરે, સાહિત્યનાં પૂરક અંગો તરીકે, આ ચિત્ર-પ્રદર્શન-વિભાગદ્વારા સંસ્કાર ફેલાવવાની ભાવનાને સફળ બનાવશે.

સભામાં યોજાતા કેટલાક કીંમતી કાર્યક્રમોમાંથી, 'ટેપ-રેકોર્ડર 'ની મદદથી, કેટલુક સાહિત્ય, સભાના કાર્યાલયમાં સાચવી રખાય એવો પ્રબંધ કરવાની પણ સભાની ભાવના છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

પ્રકાશિત થયેલાં અને હવે પછી થનારાં પ્રકાશનો હવે જણાવિયે. સાહિત્ય સભાએ તેની સ્થાપનાથી માંડી આજ સુધીમાં કરેલાં પ્રકાશનો નીચે મુજબ છેઃ—

### પ્રકાશનો

**( ૧-૨-૩ ) સાહિત્યકાર :** ( ત્રૈમાસિક ) વર્ષ ૧૯૩૫, ૧૯૩૬, ૧૯૩૭. તંત્રી-મંડળના પ્રમુખ : પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી, એમ.એ.,એલએલ.બી. ( અપ્રાપ્ય )

**(૪) સાહિત્યકાર પ્રેમાનંદ :** સંપાદકઃ ડૉ. મંજુલાલ મજમુદાર, એમ.એ,પીએચ.ડી., એલએલ.બી. (૧૯૩૭) બીજું અદ્યતન સંસ્કરણ (૧૯૬૭) કિં. ૬=૨૫

**(૫) પ્રેમાનંદ સાહિત્ય-સભા રજતમહોત્સવ ગ્રંથ :** સંપાદકઃરાજરત્ન રમણલાલ દેસાઈ, એમ.એ. (૧૯૪૧) કિં. રૂ. ૪=૦૦

**(૬) શ્રી રમણલાલ દેસાઇ અર્ધ-શતાબ્દી અભિનંદન ગ્રંથ :**—( ૧૯૪૨ ) કિં. રૂ. ૪=૦૦.

**(૭) કવિકુલગુરુ કાલિદાસ સ્મૃતિપર્વ :**—અંજલિ સંગ્રહઃ સંપાદક : પ્રો. અ. ક. ત્રિવેદી, એમ એ., એલએલ. બી. ( ૧૯૪૫ ).

**(૮) પુષ્પોની સૃષ્ટિમાં** —( નાટિકા ) શ્રી રમણલાસ વ. દેસાઈ, એમ. એ. (૧૯૪૮) કિં, રૂ. ૦=૫૦.

**(૯) સાહિત્ય ગંગા :**--( કેટલાંક પુસ્તકોની સમીક્ષા ) : સમીક્ષક શ્રી ગજેન્દ્ર પંડ્યા, એમ. એ. ( ૧૯૪૯ ) કિં. રૂ. ૧=૨૫.

**(૧૦) સાહિત્યકાર શામળભટ્ટ :**—સંપાદક : ડૉ. મંજુલાલ મજમુદાર ( ૧૯૪૭ ) કિં. રૂ. ૪=૦૦,

(૧૧) સાહિત્યકાર અખોભગત :—સંપાદક : ડૉ. મંજુલાલ મજમુદાર ( ૧૯૪૯ ) કિં. રૂા. ૪=૦૦.

(૧૨) સાહિત્યકાર વલ્લભભટ્ટની વાણી :—સંપાદક : ડૉ. મંજુલાલ મજમુદાર ( ૧૯૬૨ ) કિં. રૂા. ૩=૦૦.

(૧૩) સ્વાતિબિંદુ :—શ્રી રમણલાલ દેસાઈની 'સૂક્તિઓ'નું સંકલન : ' સુવર્ણરજ 'નું અનુસંધાન : લેખકના જીવન-પરિચય સહિત, : સંપાદિકા : સૌ. શ્રીમતીબાલા મજમુદાર ( ૧૯૬૮ ) કિં. રૂા. ૬=૦૦.

(૧૪) ભ્રમરગીતા :—કવિ બ્રહ્મદેવ ( સં. ૧૬૦૯ ) તથા અન્ય કવિઓની 'ભ્રમરગીતા' તથા ' ઉદ્ધવ સંદેશ ' : સંપાદકો : ડૉ. મંજુલાલ મજમુદાર તથા ડૉ. ચીમનલાલ વૈદ્ય ( ૧૯૪૬ ) કિં. રૂા. ૫=૦૦.

(૧૫) ગનીમની લડાઈનો પવાડો : –કવિ વિશ્વનાથ રચિત ઐતિહાસિક–સામાજિક પવાડો. ઈ. સ. ૧૭૦૫માં બાબાપ્યારાનો ઘાટ ઓળંગી આવેલા મરાઠાઓનો પ્રસંગ : સંપાદકો : ડૉ. મંજુલાલ મજમુદાર તથા શ્રી ગણેશ કૃષ્ણ ગોખલે (૧૯૬૫) કિં. રૂા. ૧=૫૦.

(૧૬) સાહિત્યકાર પ્રેમાનંદ-પૂર્વાર્ધ :—સંપાદક : પ્રો. ડૉ. મંજુલાલ મજમુદાર ( ૧૯૬૭ ) કિં. રૂા. ૬=૨૫.

## હવે પછી છપાશે

(૧) સાહિત્યકાર પ્રેમાનંદ :—( ઉત્તરાર્ધ ) સંપાદક : પ્રો. ડૉ. મંજુલાલ મજમુદાર એમ. એ., પી.એચ. ડી, એલ.એલ. બી.

(૨) સાહિત્યકાર ઘડતર કથા :–સભાના સન્માનિત સભ્યોએ સ્વમુખે કહેલાં પોતાનાં સાહિત્ય–સ્મરણો : સંપાદક : ડૉ. ચંદ્રકાન્ત બી. પટેલ, સાહિત્યરત્ન, સાહિત્યમહોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ.

(૩) અભિનવ પ્રેમાનંદઃ—એટલે પ્રેમાનંદને નામે પ્રગટ થયેલાં નાટકો તથા પ્રેમાનંદ-પુત્ર વલ્લભનું સર્જન કરનાર. " પ્રાચીન કાવ્યમાળા "ના ટીકાકાર. કલાદીપ : શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ : બાહ્ય તથા આંતર પ્રમાણોથી સંદિગ્ધ કૃતિઓનો કરેલો આખરી સ્ફોટ : મહાનિબંધ : લેખક ડૉ. વિષ્ણુપ્રસાદ ચુનીલાલ જાની, હિંદી ભાષારત્ન, વિદ્યાવાચસ્પતિ, સાહિત્ય-મહોપાધ્યાય.

(૪) કવિ શામળભટ્ટના સમયનું ગુજરાતી સમાજ જીવન :—અખો, પ્રેમાનંદ, શામળભટ્ટ તથા વલ્લભભટ્ટના કાવ્ય-સાહિત્યના આધારે મહાનિબંધ : લેખક ડૉ. ચન્દ્રકાન્ત બાબાલાલ પટેલ, હિંદી સાહિત્યરત્ન (વિશ્વવિદ્યાલય પ્રયાગ), વિદ્યાવાચસ્પતિ, સાહિત્યમહોપાધ્યાય.

**(૫) ગુજરાતી કવિતામાં રાસ-યુગઃ**—ગરબો, ગરબી અને રાસના વિકાસ તથા વિવેચન સહિત મહાનિબંધઃ લેખક ડૉ. મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ, સાહિત્યમહોપાધ્યાય.

**(૬) ગુજરાતમાં લગ્નનાં મંગલ પ્રતીકોઃ**—લગ્ન વિધિમાં યોજાતી સામગ્રીના તથા તેનાં ગીતોના વિવેચન સહિત મહાનિબંધ : લેખક ડૉ. રસિકલાલ માણેકલાલ પંડ્યા, સંગીત-વિશારદ, વિદ્યાવાચસ્પતિ, સાહિત્યમહોપાધ્યાય.

**(૭) શ્રી રમણલાલ વ. દેસાઈ જન્મજયંતિ વ્યાખ્યાનમાળા :**—૧૨મી મે ૧૮૯૨માં જન્મેલા શ્રી રમણભાઈની પ્રતિવાર્ષિક યોજાતી જયંતિ પ્રસંગે અપાતાં વ્યાખ્યાનોનો સંગ્રહ : સંપાદક : ડૉ. ચંદ્રકાંત બી. પટેલ, સાહિત્યરત્ન, સાહિત્યમહોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ.

**(૮) શ્રીમંત મહારાજા ખંડેરાવ ગાયકવાડ :**—અપ્રગટ દસ્તાવેજી સાહિત્યને આધારે તૈયાર કરેલું રસિક જીવનચરિત્ર : લેખક : શ્રી ગણેશ કૃષ્ણ ગોખલે, ઇતિહાસ-સંશોધક, રેકર્ડ ઓફીસ, વડોદરા.

**(૯) શિક્ષણમાં ધર્મનું સ્થાન :**—નીતિ તથા ધર્મ સંબંધી, ઉછરતાં બાળકોને વિશ્વધર્મની દૃષ્ટિએ, જ્ઞાન આપવા માટે, કેવી રીતે પ્રારંભ કરવો તે સંબંધી વિસ્તૃત ચિંતનાત્મક નિબંધ. લેખક : ડૉ. ચંદ્રકાંત બાપાલાલ પટેલ, સાહિત્યરત્ન, સાહિત્યમહોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ.

## સાહિત્ય પ્રકાશન ફંડ મેળવવાની યોજના

સાહિત્યના સંસ્કાર, સંતોની વાણી, નાનાં નાનાં રસિક ચરિત્રો વગેરેને પ્રગટ કરી, સમાજના બધા ઘરો સુધી તે સાહિત્યને લોકગમ્ય કરવા માટે, દાતાઓ પાસેથી 'પુસ્તક-પ્રકાશન ફંડ' દાનરૂપે મેળવવાં, જેના વ્યાજમાંથી નાની પુસ્તિકાઓ પ્રગટ કરાવવી. આ રીતે સાહિત્યની કુટકળ હાટડીઓ દ્વારા લોકો, સાહિત્ય-આસ્વાદ મેળવી શકશે, એમાં શંકા નથી.



# 'સુવર્ણ મહોત્સવ સ્મૃતિગ્રંથ'ની રૂપરેખા

ઇ. સ. ૧૯૧૬ માં સ્થપાયેલી આ સભાને ૫૦ વર્ષ પૂરાં થયાં છે. તેથી તેનો 'સુવર્ણ મહોત્સવ' ઉજવવાના ધન્ય પ્રસંગને અનુરૂપ 'સાહિત્ય-સભા સુવર્ણ મહોત્સવ સ્મૃતિગ્રન્થ' (સ્મરણિકા) પ્રગટ કરવાનો નિર્ણય કરેલો છે. પરંતુ ટૂંકા સમયમાં તેવો વીગતપૂર્ણ ગ્રંથ સંપૂર્ણ પ્રસિદ્ધ થઇ શકે તેમ ન હોવાથી, પ્રસ્તુત પુસ્તિકા તેની સંક્ષિપ્ત પ્રતિકૃતિરૂપે, રજૂ કરવામાં આવી છે.

ભવિષ્યની પ્રજાને વડોદરાનાં છેલ્લાં પચાસ વર્ષની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના ઇતિહાસ તરીકે, એક સંદર્ભ ગ્રંથરૂપે કામ લાગે એવા હેતુથી, આ 'સ્મૃતિ ગ્રંથ' યોજવામાં આવ્યો છે. તેની રૂપરેખા નીચે પ્રમાણે છે :—

સાહિત્ય સભાનો ઉદ્‌ગમ, સભાની પહેલી પચ્ચીસી, સભાની બીજી પચ્ચીસી, સાહિત્ય ભવન અને સભાગૃહનું નિર્માણ, ભાવિપ્રવૃત્તિઓ, ત્રિશતાબ્દી મહોત્સવ-(પ્રેમાનંદ પ્રશસ્તિ, પ્રેમાનંદનાં આખ્યાનોનું પ્રકાશન, નરસિંહ મહેતાનાં છુટક આખ્યાનોનું તુલનાત્મક વિવેચન.

પ્રેમાનંદની કાવ્યપ્રસાદીરૂપે કવિનાં આખ્યાનોમાંથી ચોટદાર પ્રસંગો, રેખાચિત્રો, પ્રસંગચિત્રો, વ્યંગચિત્રો વગેરે, સંકલિત કરવામાં આવનાર છે.

તદુપરાંત, જે વિસ્તૃત વિગતો સંકલિત કરવાની યોજના વિચારી છે તે તે વિભાગના લેખકો તરફથી ઘણી માહિતી લેખરૂપે આવી પણ ગઇ છે. થોડીક વિગતો હજી આવવાની બાકી છે. તે તમામનો સંકલનકર્તાના નામ સાથે ટૂંકો પરિચય અને ઇતિહાસ અહીં જાણ માટે આપવામાં આવ્યો છે જે નીચે પ્રમાણે :—

**પ્રેમાનંદ સંબંધી બીજી સંસ્થાઓ**—પ્રેમાનંદ જયંતિ સંબંધે-પ્રેમાનંદના નિવાસ-સ્થાન વાડીમાંની "પ્રેમાનંદ નાગરિક સભા" સંબંધી : નોંધના સંકલનકાર શ્રી છગનભાઈ પટેલ અને આચાર્ય શ્રી લક્ષ્મીદાસ પટેલ તરફથી હકીકત આવી છે.

પ્રેમાનંદના જ્ઞાનિજનોએ શરૂ કરેલી સંસ્થા સંબંધે શ્રી પનાલાલ પંડયાની નોંધ મળી ગઈ છે.

### ભાષાવાર સાહિત્યિક પ્રવૃત્તિઓની સ્વતંત્ર નોંધો.

'મરાઠી વાઙ્મય પરિષદ' અને 'સહવિચારિણી સભા'-સંપાદક ડૉ. જાવડેકર, પ્રો. દેશપાંડે અને શ્રી ગણેશ કૃષ્ણ ગોખલેની નોંધો આવી છે.

'હિંદી સાહિત્ય પરિષદ'–સંબંધે પ્રો. જયનારાયણ લુહાર, શ્રી વિશ્વકર્મા અને શ્રી વેણીભાઇ ગો. જોશીની નોંધો આવવાની તૈયારીમાં છે. હિંદી ભાષા સંબંધી ઈતર પ્રવૃત્તિઓ અને પરીક્ષાઓ સંબંધી–શ્રી છગનભાઈ પટેલ અને ડૉ. ચન્દ્રકાન્ત પટેલે સંકલન કર્યું છે.

બંગાળી ભાષા વિષયક પ્રવૃત્તિઓ સંબંધે ડૉ. સેન તથા શ્રી ઘોષની નોંધો આવવાની બાકી છે.

તામિલ ભાષાની અને 'કેરલ સમાજ'ની ભાષાવિષયક પ્રવૃત્તિની નોંધો પણ આવશે.

ઉર્દૂ સાહિત્યની પ્રવૃત્તિઓના સંકલનકાર પ્રો. કાઝી, શ્રી 'દર્દી' શ્રી અજીજી તરફથી નોંધો હવે પછી આવવાની છે.

સિંધી ભાષાવિષયક પ્રવૃત્તિઓનું શ્રી ભાનુપ્રસાદ કરૂણાશંકર વૈદ્યનું સંકલન આવી ગયું છે.

'સંસ્કૃત વિદ્વદ્ સભા' અને ઈતર પ્રવૃત્તિઓની નોંધ–શ્રી બદરીનાથ શાસ્ત્રી (પ્રમુખ) અને શ્રી પ્રદ્યુમ્નભાઇ તૈયાર કરી રહ્યા છે. 'રંગઅવધૂત મંડળ'ની નોંધ પંડિત શ્રી મણિશંકર ઉપાધ્યાયની આવી ગઇ છે.

અંગ્રેજી ભાષાવિષયક પ્રવૃત્તિઓ–'શેક્સપીઅર સોસાયટી'નું સંકલન પ્રો. રમેશ ભટ્ટે તૈયાર કરી મોકલી આપવા સંમતિ આપી છે.

જર્મન ભાષાવિષયક પ્રવૃત્તિઓનું સંકલન ડૉ. અરૂણોદય જાની કરી રહ્યા છે.

રશિયન ભાષાવિષયક પ્રવૃત્તિઓની નોંધ શ્રી ચંદ્રકાન્ત ન. પટેલની આવી ગઇ છે.

ભાષા શાસ્ત્ર 'લિંગ્વી–સ્ટિક્સ' વિભાગ પરિચયનો ઈતિહાસ કુ. શુભદા લોમેશ દેસાઇનો મળી ગયો છે.

### વર્તમાનપત્રો અને સામયિકો

વડોદરાનાં વર્તમાન પત્રો, માસિકો, પાક્ષિકો, સાપ્તાહિકો સંબંધી, પ્રારંભથી આજસુધીની માહિતી પત્રકાર શ્રી ચ્યવનરાય શુકલ, તંત્રી શ્રી રવિશંકર પાઠક, કવિ–પત્રકાર શ્રી સુરેશ ગાંધી તરફથી મળી ગઇ છે.

'પત્રકાર સંઘ'ની માહિતી શ્રી નાથાલાલ બ્રહ્મભટ્ટ હવે મોકલી આપવાના છે.

### વડોદરાની પુસ્તક–પ્રકાશન સંસ્થાઓ.

આ સંબંધી માહિતી–નોંધ, 'વિશ્વમાનવ'ના તંત્રી શ્રી ભોગીલાલ ગાંધી, તથા 'પુસ્તકાલય સહકારી પ્રકાશન સંસ્થા'ની હકીકત શ્રી લક્ષ્મણસિંહ પરમાર તરફથી મળી

ગઈ છે. 'પ્રાચ્ય વિદ્યામંદિર'નાં પ્રકાશનો સંબંધી ડૉ. ભોગીભાઈ પારેખે નોંધ મોકલી આપવાનું વચન આપ્યું છે.

સાહિત્ય-સભાનાં પ્રકાશનો ઇલાહેદાં દર્શાવવામા આવ્યાં છે જ.

## સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અને સ્પર્ધાઓ

નૃત્ય, નાટ્ય, ગરબા–રાસ, શાસ્ત્રીય અને સુગમ સંગીત, અને ઇતર સ્પર્ધાઓ સંબંધી સંસ્થાઓની નોંધ શ્રી સુધાબહેન મુન્શી અને શ્રી ઠાકોરભાઈ શાહ તરફથી મળી ગઈ છે.

## મેળા વરઘોડા ને સવારીઓ

આ સુંદર વિષય સંબંધી શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઇએ રસિક નોંધ મોકલી છે.

## કવિ સંમેલનો

મુશાયરા અને કવિઓની સંસ્થાઓ સંબંધી ઇતિહાસ કુ. સ્વપ્નસેવી–મીરાબેન સત્યવીર-તરફથી મળી ગયો છે. 'યુનીવર્સિટી ક્ષેત્રે કવિ સભા' સંબધી નોધ શ્રી. કનુભાઇ કાપડીઆની આવી ગઈ છે.

## કીર્તનકારો, કથાકારો અને પ્રવચનકારો

આ સંબંધી નોંધ શ્રી પંડિત રવિશંકર પાઠક, કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ પંડ્યા, ડૉ. ચંદ્રકાન્ત પટેલ, અને મહારાષ્ટ્રી સંસ્થાઓના સર્વજ્ઞ શ્રી ગોખલેનુ સાહિત્ય મળી ગયું છે.

## સિનેમાગૃહો

આ સંબંધી વડોદરાનો ઇતિહાસ 'કલામંદિર'વાળા ભાઈશ્રી રાજેન્દ્ર ઠાકોરનો આવી ગયો છે.

## જયંતી ઉજવણી :

ધાર્મિક અને સાહિત્યિક, શંકર જયંતી, નાનક જયંતી, કબીર જયંતી–સંબધી કબીર વાણીના અભ્યાસી શ્રી મણિલાલ તુ. મહેતા, આચાર્ય શ્રી હરિપ્રસાદ છ. મહેતા, સદ્ગત-ભાસ્કર શ્રી મંજુલાલ દવેની નોંધો આવી ગઈ છે.

ગોસ્વામી શ્રી ઇન્દિરાબેટીજીએ 'વૈષ્ણવ મહિલા મંડળ' તથા 'વલ્લભ જયંતી' અંગે માહિતી મોકલી આપવા સંમતિ આપી છે.

## શ્રેયઃસાધક અધિકારી વર્ગની પ્રવૃત્તિઓ

શ્રી નૃસિંહાચાર્યજી, શ્રી ઉપેન્દ્રાચાર્યજી અને શ્રી સુરેશ્વરાચાર્યજી સંબંધી નોંધો શ્રી વિષ્ણુપ્રસાદ મજમુદાર તરફથી થોડા વખતમાં આવી જશે.

## વ્યાયામ વિષયક પ્રવૃત્તિઓ અને રમતગમતો :

વડોદરાની આ આગવી પ્રવૃત્તિ સંબંધી સંકલન કરીને 'ગુજરાત ક્રીડા મંડળ'વાળા આચાર્યશ્રી છોટુભાઈ ગિ. ભટ્ટ, અને 'વ્યાયામ' માસિકના સંપાદક શ્રી ગોખલેની નોંધો મળી ગઇ છે.

આયુર્વેદ સંબંધે શ્રી મોહનલાલ વૈદ્યની નોંધ મળી ગઇ છે.

રેડક્રોસ સંબંધી ડો. શ્રી નાગેન્દ્ર દલાલ અને શ્રી અરવિંદ વૈષ્ણવની નોંધ હવે પછી આવશે.

બાલચમૂ સંબંધી કુ. સુશીલા પંડિતની નોંધ આવી ગઇ છે.

સમાજ કલ્યાણની પ્રવૃત્તિઓ સંબંધી–વડોદરાની સામાજિક સંસ્થાઓનો ઇતિહાસ અને વિકાસ સંબંધી સંકલન કરીને, શ્રી હરિભાઇ દેસાઇ અને શ્રી કુસુમબહેન દેસાઈ થોડા વખતમાં નોંધ મોકલી આપશે.

કારેલીબાગ આશ્રમની પ્રવૃત્તિઓનું સંકલન પંડિત શ્રી પ્રતાપચંદ્રજીનું મળી ગયું છે.

## જ્ઞાતિમંડળોની પ્રવૃત્તિઓ

શ્રી જયંતિલાલ આચાર્ય, શ્રી કાંતિલાલ ખરાનપુરીઆ, શ્રી ચંદ્રકાન્ત રાવ, શ્રી છોટુભાઇ ભટ્ટ, શ્રી મોહનલાલ વ. ઠક્કર, વકીલ શ્રી ભાઈલાલભાઇ સંઘવી, શ્રી રવિશંકર પાઠક, શ્રી ગણેશ કૃષ્ણ ગોખલેની નોંધો મળી ગઈ છે. કેટલાકના લખાણ આવવાનાં બાકી છે.

આ કાર્યમાં ઉત્સાહી ભાઈબહેનોનાં નામ ગણાવીએ તો શ્રી અરવિંદ વૈષ્ણવ, શ્રી ચિમનભાઇ અમીન, ડો. સુમન્ત પટેલ, શ્રી જવાહર સુખડીઆ વગેરે તરફથી થોડા વખતમાં માહિતી મળવાની સંભાવના છે.

ઉત્સાહી જ્ઞાતિ-મંડળ-સંચાલકો રસ લઇ, નોંધ તૈયાર કરીને મોકલી આપશે–એવી આશા છે.

## શિક્ષણ સંસ્થાઓનો ઇતિહાસ

વડોદરાની પૂર્વ–પ્રાથમિક, પ્રાથમિક, માધ્યમિક, કૉલેજ, કોચીંગ ક્લાસ, યુનિવર્સિટી

વગેરે સંબંધી પ્રો. હરિપ્રેન્દ્ર મજમુદાર, ડૉ. ચંદ્રકાંત પટેલ અને પ્રો. ડૉ. ભાસ્કરભાઈ દેસાઈની નોંધો આવી ગઈ છે. જ્યારે ડૉ. નાગેન્દ્ર દલાલ, શ્રી હરિભાઈ દેસાઈ, શ્રી કમળાશંકર પંડ્યા, આચાર્ય શ્રી લક્ષ્મીદાસ પટેલ, પ્રો. રશ્મિકાન્ત શાહ, શ્રી મનુભાઈ પટેલ ( આચાર્ય પુ. અ. પાઠશાળા ), શ્રી રમાબહેન ત્રિવેદી ( આચાર્ય સ્ત્રી અ. પાઠશાળા ), તરફથી નોંધો મળવાની હજી બાકી છે.

## આધ્યાત્મિક મંડળો અને સંસ્થાઓ

‘ શ્રી અરવિંદ મંડળ ’ની નોંધ શ્રી છોટુભાઈ ભટ્ટ તરફથી, ‘ દિવ્યજીવન સંઘ ’ની નોંધ શ્રી હરિપ્રસાદ અધ્યાપક તરફથી, અને ‘ રામાયણ પ્રચાર સમિતિ ’ની નોંધ શ્રી મણિભાઈ દેસાઈ તરફથી મળી છે.

## ભજન મંડળો

‘ શ્રી રામકૃષ્ણ ભજન મંડળ ’વાળા શ્રી રણછોડભાઈ ધીયાએ લખેલો ઇતિહાસ મળી ગયો છે.

‘ થિઓસોફીકલ સોસાયટી ’ સંબંધી નોંધ શ્રી બચુભાઈ સુતરીઆ, મંત્રી શ્રી શંકરલાલ દ્વારા મળી જશે.

‘ શ્રેયઃસાધક અધિકારી વર્ગ ’, અને ‘ પુનિત આશ્રમ ’ સંબંધી શ્રી વિષ્ણુપ્રસાદ મજમુદાર, શ્રી સુરેશ્વરાચાર્યજી ને શ્રી રામભક્ત તરફથી લખાણ આવવાનાં હજી બાકી છે.

## વડોદરાની સ્ત્રી સંસ્થાઓનો ઇતિહાસ.

એમાં ‘ શ્રી ચિમનાબાઇ સ્ત્રી સમાજ ’, ‘ અખિલ હિંદ મહિલા સમાજ ’, ‘ સ્ત્રી–જીવન–વસ્તુ–ભંડાર ’, ‘ જ્યોતિ વ્યાયામ મંડળ ’, ‘ ચિમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલય ’, ‘ કસુમાળા ઉદ્યોગ મંદિર ’, વગેરે સંબંધી શ્રી જ્યોત્સનાબેન મજમુદાર, શ્રી સુમુખીબહેન મજમુદાર, શ્રી જયકીર્તિબહેન મહેતા અને શ્રી મણિબેન પટેલ તરફથી નોંધો મળી ગઈ છે.

ગોસ્વામી શ્રી ઇંદિરા બેટીજીના ‘ વૈષ્ણવ મહિલા મંડળ ’ની નોંધ શ્રી પુષ્પાબહેન પરીખ આપવાનાં છે. ‘રાજમહેલ રોડ સ્ત્રી સમાજ’ની નોંધ સૌ. ગુલાબબેન મુન્શી હવે આપવાનાં છે.

## અવેતન નાટ્ય-મંડળો.

‘ વડોદરા અને રંગભૂમિ ’નો ઇતિહાસ શ્રી રમણિક દેસાઈનો લખેલો મળી ગયો છે. જ્યારે વડોદરાનાં અનેક અવેતન નાટ્ય-મંડળોનો ઇતિહાસ પ્રો. માર્કંડ ભટ્ટે, થોડા વખતમાં મોકલવા જણાવ્યું છે.

સંગીત સંબંધી નોંધ મ્યુઝિક કોલેજના આચાર્ય શ્રી રસિકલાલ સી. મહેતાની મળી ગઇ છે.

## સન્માનિત સભ્યોની ઘડતર–કથા.

આનું સંપાદન થઈ ચૂક્યું છે, પ્રકાશનની રાહ જોવાય છે.

## વડોદરાના વિદેહી અને વિદ્યમાન સાક્ષરો

લેખકોના ફોટા–બ્લૉક સાથે કેટલાકની 'ચરિત્ર-નોંધ', મળી ગઇ છે; બાકીના મળવાના બાકી છે. જેટલા મળ્યા તેટલા બ્લૉક આ પુસ્તિકામાં દાખલ થઈ શકયા છે.

હવે પછીનાં બૃહદ્ ગ્રંથમાં બાકીના જે મળશે તે 'પરિશિષ્ટ'રૂપે સમાવિષ્ટ થશે. 'Who is Who' ના ધોરણે તે હકીકત પ્રગટ થશે.

## મહાકવિ પ્રેમાનંદની પ્રસાદી.

કવિનાં 'આખ્યાનો'માંથી આકર્ષક અવતરણો શ્રા રવિશંકર પાઠક, ડૉ. રસિકલાલ પંડયા, ડૉ. વિષ્ણુપ્રસાદ જાની, શ્રી છગનભાઇ પટેલ, ડૉ. ચંદ્રકાંત પટેલ, વગેરેની નોંધ મળી ગઇ છે. જ્યારે ડૉ. જગમોહનદાસ મોદી, ડૉ. મૂળજીભાઈ શાહ, શ્રી હરિપ્રસાદ અધ્યાપક, કુ. શ્રદ્ધાબ્હેન મજમુદાર વગેરે તરફથી થોડા વખતમાં મળશે.

આ સર્વ માહિતીના ભંડારરૂપે "સુવર્ણ મહોત્સવ સ્મૃતિ ગ્રંથ" વિસ્તારપૂર્વક અનુકૂળતાએ પ્રગટ થશે.





—વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ, —
+ ચાતુર્વેદી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ +
+ વડોદરામા વાડીની વચલી પોળમાં રહેતા ભટ
કૃષ્ણરામ ના પુત્ર પ્રેમાનંદ, નાનપણમાજ માતાપિતા
દેવ થવાથી માશીને ત્યા ઊછર્યાં + પંદરમે વર્ષે
વિશ્વામિત્રી નદી ઉપરના કામનાથ મહાદેવ માં
રામચરણ સ્વામીને સેવાથી પ્રસન્ન કરીને, તેમની
સાથે દેશપરદેશની યાત્રામા, સસ્કૃત પુરાણો અને
શાસ્ત્રોનો અભ્યાસ તથા જનસમાજનુ અવલોકન
કર્યુ તેનાથી કવિહૃદય ખીલ્યુ + મિત્ર માધવદાસની
પ્રેરણાથી સ ૧૭૨૦મા પ્રથમ કૃતિ 'લક્ષ્મણા હરણ' રચાઈ

તે પછી ૧૭૨૩મા 'ઓખા હરણ-નાનું' અને ૧૭૨૭ મા 'ચંદ્રહાસ' તથા 'અભિમન્યુ આખ્યાન' રચ્યા '
સ ૧૭૨૯મા દુષ્કાળ પડતા, નંદુરબાર જઈ વસ્યા ત્યાં દુષ્કાળ-શાંતિ અર્થે 'ઋષ્યશૃંગ આખ્યાન',
અને ૧૭૩૦મા નાણાભીડ ટાળનારી 'નરસિંહની હુંડી', તથા લોકસંકટ ટાળવા 'વામન ચરિત્ર'
લખ્યાં સ ૧૭૩૮મા લોકપ્રિય 'સુદામા ચરિત્ર' લખ્યુ, અને ૧૭૩૯માં વડોદરા આવીને, નાગરી નાત
માટે 'કુંવરબાઈનુ મામેરું' ગાયુ + સ ૧૭૪૦મા પાછા નંદુરબાર જઈને 'સુધન્વા આખ્યાન' રચ્યું
ત્યાંના વિદ્યાવિલાસી દેસાઈ 'સરકાર મહેતા શંકરદાસ'ની સૂચનાથી ૧૭૪૧માં રામ રાવણ-યુદ્ધનો
'રણયજ્ઞ' રચ્યો સ ૧૭૪૨માં શંકરદાસના પત્નીનું અવસાન થતાં તેમના આશ્વાસનાર્થે
'નળાખ્યાન' રચ્યુ સં. ૧૭૪૫મા શંકરદાસનું નિધન થયું તે પછી કવિ સુરત તથા વડોદરામાં
રહેતા + ઉત્તરાવસ્થામા રચેલા 'ભાગવત દશમસ્કંધ'ના ૫૩ અધ્યાયને આધારે એમનું શ્રેષ્ઠ
અને લોકપ્રિય સર્જન થયું. જેને લીધે સુરતના તેમના સમકાલીન વલ્લભ કવિએ ફક્ત
બાકીના અગિયાર સ્કંધોજ રચીને સંતોષ માન્યો + એમનાં 'દાણલીલા' 'ભ્રમરપચીશી'
'વિવેક વણઝારો' 'ભગવદ્‌ગીતા' અને 'બારમાસ' જેવાં પ્રકરણ કાવ્યો તથા 'ઓખાહરણ'ની
બાવન કડવાંની રચના એ તેમની છેવટના કાળની રચનાઓ છે પ્રેમાનંદના આખ્યાનો તો ગુજરાતનાં
લોક હૈયે રમ્યા છે શહેર-ગામડાંના અનેક કુટુંબોના ચૈત્ર-વૈશાખના મીનાર્ક 'ઓખાહરણ' વિના
શ્રાદ્ધપક્ષ નરસિંહના 'શ્રાદ્ધ' વિના, સીમન્તના પ્રસંગો 'મામેરા' વિના, ચાતુર્માસ 'દશમસ્કંધ' વિના,
નવરાત્ર 'દેવીચરિત્ર' વિના દર શનિવાર 'સુદામાચરિત્ર' વિના અને રવિવાર 'હુંડી' વિના ભાગ્યે ખાલી વીતતા
હશે + કવિના અમર પાત્રોની એક હારમાળા બની છે ઉષા-અનિરુદ્ધ, નળ-દમયંતી, મદાલસા-
ઋતુધ્વજ, ચંદ્રહાસ-વિષયા જેવા પ્રેમી યુગલો તેમાં છે પુત્ર-ઘેલાં નંદ-જસોદા અને વસુદેવ-દેવકી,
મામેરામાના દામોદર દોશી, સંસાર-ડાહ્યા સાસુ-વહુ અને નાગરી ન્યાતના લોકો, ઉપરાંત 'હુંડી'
માંના શામળશા શેઠ અને બારુકના ઘોડા, નરસિંહ મહેતાની વહેલ, ઋતુવર્ણનો રથ, હંસને
પકડવા જતી દમયંતી, જામાની કસેથી પત્ર છોડીને વાંચતી વિષયા, દ્વારકા જતા સુદામા,
'રણયજ્ઞ'માંના કુંભકર્ણ અને હનુમાન-એ બધાનાં શબ્દચિત્રો ગુજરાતી સાહિત્યમા ચિરંજીવ
બન્યાં છે + લગભગ એંશી વર્ષ જેટલુ જીવેલા પ્રેમાનંદની પહેલી કૃતિની રચનાના સં. ૧૭૨૦
થી ગણતાં, સ ૨૦૨૩માં ત્રણસો ઉપરાંત વર્ષ થયાં એ ત્રિશતાબ્દી-મહોત્સવ-પ્રસંગે
"પ્રેમાનંદ-પ્રશસ્તિ"ની આ શિલા વડોદરાની પ્રેમાનંદ સાહિત્યસભાના ઉપક્રમે, કવિના
જન્મ સ્થળે સ્થાપવામાં આવી છે. સં. ૨૦૨૩ મહા સુદ ૫, વસંત પંચમી તા. ૧૪-૨-૬૭

+ પ્રશસ્તિ લેખક +
શ્રી પ્રેમાનંદ સાહિત્યસભાના પ્રમુખ
પ્રો મંજુલાલ રણછોડલાલ મજમુદાર



+ શિલા-આલેખક +
શર્મા નારાયણલાલ નાથુરામ
મૂર્તિવાલા

મહાકવિ પ્રેમાનંદ સાહિત્ય ભવન, લકડીપૂલ, દાંડિયાબજાર, વડોદરા

## કવિ પ્રેમાનંદના 'ઓખાહરણ'ની સચિત્ર પોથીમાંનાં ત્રણ પાનાં

[ખાનદેશમા બરહાનપુરમા લખાયેલી 'ઓખાહરણ'ની આ સચિત્ર પોથી ઈ. ૧૯૬૬ની સાલમા બ્રિટિશ મ્યૂઝિયમને રૂ ૪૫૦૦)ની કિંમતે વેચાઈ ગઈ છે]



ઓખાબાઈને સૌભાગ્યવતીઓ તેલ ચચારે છે.



ગણેશનુ મ શુ કપાતા શિવગણ હાથીનુ મસ્તક લેવા જાય છે




'સાહેલી રે આંબો મોરીયો'

શ્રીકૃષ્ણના કુટુમ્બના અનિરુદ્ધને લોકપ્રિય ગીતથી બિરદાવે છે.



સુરતના વિન્ચેસ્ટર (હાલના સરદાર) મ્યુઝિયમમાંની પ્રેમાનંદના 'ઓખાહરણ'ની સચિત્ર પોથીનું પાનું જેમાં પખિણી કાયાવાળી ચિત્રલેખા દેખાય છે

'હારમાળા'ની સચિત્ર પોથીમાંથી હાર માટે દામોદરરાયને નરસિંહ મહેતા વિનવે છે તે પ્રસંગ (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના સંગ્રહમાંથી)





ઉપર: પાર્વતી સ્નાન કરે છે ઋષિ નારદ આવે છે
નીચે: હજાર હાથવાળો બાણાસુર શિવ પાસે વરદાન માગે છે

(બન્ને ચિત્રો ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના સંગ્રહમાંના 'ઓખાહરણ'માંથી)





પ્રતનું પહેલું પાનુ — નરસિંહ મહેતાની ભગવાન શંકરને સ્તુતિ



પ્રતનુ પૃ. ૪/૧ — નરસિંહ મહેતાની વેલ



પ્રતનું પૃ. ૫/૧ — નરસિંહ મહેતાના વેવાઈ તથા વેવાણો

## પ્રેમાનંદના મામેરાની સચિત્ર પોથી

અમદાવાદના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર (ઇન્સ્ટિટ્યૂટ ઑવ ઈન્ડૉલૉજી)ના સંગ્રહમાની પ્રેમાનદ કૃત 'મામેરા'ની, સણુવા ગામમાં ઉતારેલી સુચિત્રિત હસ્તલિખિત પ્રતમાંનાં, 'મામેરા'ના પ્રસંગો નિર્દેશતાં કેટલાંક સચિત્ર પાનાં: એ વિદ્યામદિરના સૌજન્યથી

પ્રતના છેલ્લા પાના ઉપર નીચે મુજબની પુષ્પિકા સ્પષ્ટ વાંચી શકાશે: "નીરપેત્ર વડોદરુ ને ગુજરાત મધ્યે ગ્રાંમજી, ચતુરવેદી જ્ઞાતિ બ્રાંહ્મણ ભટ પ્રેમાણદ નાંમજી॥ સવત સત્તર ઉગણચાલી વર્ષે અશ્વિન સુદ નોમ રવિવારેજી, પૂરણ ગ્રંથ થયો તે દાડે કર્યો બુદ્ધિમાને વિસ્તારજી॥ પ્રીત કરીને જે સાભલસ્યે ગાયે દાલિબ્રજાયેજી, કહે પરમાણંદ પરમેશ્વરને રાખો હદયવસમાહેજી॥ ઈતિશ્રી નરસૈં મેતાનું માહામેરુ સંપૂર્ણ॥ યાદસ્યં પુસ્તકં દૃષ્ટ્વા તાદસ્ય લિખિતં મયા યદિ સુદ્ધમસુદ્ધં વા મમઃ દોશો ન દીયતે ॥ ૧ ॥ રાજગુરન દાંનજી સુત નાગજીને લિપિ આપ્યું છે. ગ્રામ સણુવા મધ્યે॥ શ્રુ ૦



પ્રતનુ પૃ. ૧૩/૨ — મામેરા માટે રથમા શ્રી કૃષ્ણનું પ્રસ્થાન



પ્રતનું પૃ. ૧૪/૨ — શ્રી કૃષ્ણ છાબ ઉપાડીને જાય છે



પ્રતનું પૃ. ૧૭/૧ — નાગરોની વેશભૂષા



પ્રતનુ પૃ. ૧૭/૨ — પરસાળમાં મૂકેલી છાબ



પ્રતનું પ ૧૯/૧ છાબમાં મૂકેલા નાનાવિધ ભાતના વસ્ત્રો



પ્રતનું પ ૧૯/૨ નાગર સ્ત્રીઓની વેશભૂષા



પ્રતનું પ ૨૧/૧ ન સિંહ મહેતા, કુંવરબાઈ તથા વેવાઈ વેવાણ



પ્રતનું પ ૨૨/૨ પ્રતનું છેલ્લું પાનું નરસિંહ મહેતા





**રોજનામું નગદી, સરકાર મહેતા શંકરદાસનું**

[ઘરખર્ચની યાદીમાંથી બે પાનાં]

કવિ પ્રેમાનંદને નંદુરબારમાં આશ્રય આપનાર ત્યાંના ગુજરાતી વિદ્યાવિલાસી દેસાઈ મહેતા શંકરદાસ નંદુરબારના 'દેશાધિપતિ' (દેસાઈ), જમીનદાર અને કાનુન્ગો હતા. તેમના પૂર્વજ દશાપોરવાડ વણિક નારાયણ મહેતા અમદાવાદમાં રહેતા હતા. તેમને, અકબરના સૂબા અઝીઝ કોકાએ ઈ. સ. ૧૫૭૩માં સનદ આપી હતી. તેનો ફારસી—ગુજરાતી દસ્તાવેજ મળેલો છે.

ખાનદેશમાં નંદુરબારમાં વસેલા શંકરદાસે અનેક પૌરાણિકોનો તથા કવિઓનો સત્કાર કર્યો હતો. સુરતના મહારાષ્ટ્રી હરિ કવિ ઉર્ફે ભાનુભટ્ટે સંસ્કૃતમાં શંભુરાજ ચરિત નામે તેમના ભાઈ શંભુદાસનો લગ્નોત્સવ વર્ણવતુ કાવ્ય રચ્યું છે. સુરતના શેઠ તાપીદાસની પુત્રી ચંપા સાથે શંભુદાસના લગ્ન થયાં હતા. આવા વૈવાહિક સંબંધને લીધે, કવિ પ્રેમાનંદ નંદુરબારથી બુરહાનપુર, સુરત અને વડોદરા આવજા કરતા હતા.

સં. ૧૭૨૯ના દુષ્કાળ પ્રસંગે નંદુરબાર જઈ પહોંચેલા કવિ પ્રેમાનંદે વૃષ્ટિને લાવનાર 'ઋષ્યશૃંગ આખ્યાન' રચ્યું છે. તે પછી છેક સં. ૧૭૪૫ સુધી તે ત્યાં રહ્યા હતા એમ જણાય છે. રામરાવણયુદ્ધ નિમિત્તે થયેલા 'રણયજ્ઞ'નું આખ્યાન સં. ૧૭૪૧માં કવિએ નંદુરબારમાં રચ્યું ત્યારે લખ્યું છે કેઃ

'દેસાઈ મહેતા શંકરદાસે, મુજને આજ્ઞા દીધી જીઃ
સંક્ષેપે કથા કહી હુતી પૂરવે, તે વિસ્તારી કીધી જી''

આ શંકરદાસ દેસાઈના પત્નીનું અવસાન થતા, તેમને આશ્વાસન આપવા કવિએ 'નળાખ્યાન'ની સં. ૧૭૪૨માં રચના કરી હતી. સં. ૧૭૪૫માં ખુદ શંકરદાસનું અવસાન થયું. તે પછી કવિએ નંદુરબાર છોડયું જણાય છે. આમ સં. ૧૭૨૯થી સં. ૧૭૪૫ સુધી કવિના નંદુરબાર-નિવાસની હકીકત તેમના 'ઘરખર્ચની નોંધ'ના ચોપડામાંથી મળે છે. તેમના આજે હયાત એવા વારસ શિવલાલદાસ દેસાઈ પાસે તે છે. તેમાંથી બે પાનાંની પ્રતિકૃતિ ઉપર છાપી છે. 'પરમાનંદ ભટ' એવું નામ એકમાં સ્પષ્ટ વાંચી શકાય છે





પ્રો કરસનદાસ ન માણેક
કવિ અને લેખક
જેમણે 'માણ'ની સંસ્થાને પુનર્જીવન આપ્યુ



કથાવ્યાસ શ્રી ધાર્મિકલાલ ચુનીલાલ પંડ્યા
'સંગીતવિશારદ'

←(સ્વ ) શ્રી ચુનીલાલ વ્યાસ
'રસીલી વાણી'ના કવિ તથા માણકથાકાર

# માણભટ્ટ વિશે

માણ એટલે ગાગર, પેટાળવે પહોળી અને મોઢે સાંકડી મોઢુ ખુલ્લુ, એટલે તેના પર થાપ વાગતા ઊંડો ઘેરો અવાજ નીકળે પહેલા માણ માટીની વપરાતી (જેને દક્ષિણ ભારતમા ઘટમ્ વાદ્ય કહે છે), પાછળથી તે તાંબાની થઈ આવી માણને લઈને મહાભારતની, મહિનાઓ લગી કથા કરનાર લોકોમા માનવતુ સ્થાન ધરાવનાર કથાવ્યાસ એટલે 'માણભટ્ટ'

માણભટ્ટની પ્રથા કદાચ ગુજરાતની એક વિશિષ્ટ પરંપરા છે સાભળવા પ્રમાણે, માણને બદલે પહેલા સિતાર અને હાથમા કરતાલ લઈને વ્યાસજી કથા કરતા ભારતની વીરોચિત સસ્કૃતિની પરપરાને ચાલુ રાખનારી, આ એક પ્રાણવાન પ્રથા હતી.

માણભટ્ટ જ્ઞાતિએ બ્રાહ્મણ હોય મ થુ ખુલ્લુ હોય તો, પહેલા ધારી રાખવાનો રિવાજ હતો લગભગ બધા જ બ્રાહ્મણો, જનોઈ પછી, ધારી રાખતા માથા પર પાઘડી, પાઘડીની વચ્ચે અને પાછળ સોનાના તોરાવાળી પટ્ટી, શરીરે ઘૂંટણ લાંબુ અગરખુ, ચારે છેડે ધોતી, ગળામા માળા, ખભા પર ખેસ, પગ ખુલ્લા—સામાન્યત માણભટ્ટનો આ ચિતાર આવા વસ્ત્રોમા સજ્જ થઈને વ્યાસ માનવમેદનીની વચ્ચે થઈને, પાટ પર આવીને વીરાસનની ઢબે બેસે સંગીતના ઉસ્તાદો જેમ વાજિંત્ર રાખે, તેમ પોતાની સમક્ષ માણને બરાબર ગોઠવે આંગળીમા નખલી કે વેઢ પહેરીને તાલ મારે જોરથી ધમ કરતોકને અવાજ થાય મંજિરાવાળો તેને સાથ આપે અને કથા શરૂ થાય આવા માણભટ્ટ ગેરીએ શેરીએ લને લગ બેસતા દી.બ કૃષ્ણલાલ ઝવેરીએ તથા ડૉ કનૈયાલાલ મુનશીએ તેમની કથાના રસિક વર્ણન લખ્યા છે

પ્રેમાનંદ વ્યાસ કરીને આવા પ્રખ્યાત માણભટ્ટ થઈ ગયા તેમણે પોતે 'મહાભારત'ની કથા પદ્યમા, અર્થાત્ રાગરાગણીમા રચી છે રાત્રિની શાંત પળોમા તેમને સાભળવાને હજારો માણસોની મેદની જામતી આવા બીજા માણભટ્ટ થઈ ગયા સ્વ‍ભાઈ બાપુરામ ઓઝા તેમના શિષ્ય વડોદરાના ચુનીલાલ ગોવિંદરામ પંડ્યા અને તેમના સુપુત્ર પ્રખ્યાત માણભટ્ટ ધાર્મિકલાલ પંડ્યા

માણભટ્ટની પાટ પર અનાજનો ઢગ રચાય ચોખા, દાળ, લોટના સીધા આવે વ્યાસજીને દરરોજ ક્યાક ને ક્યાક જમણનુ નોતરુ હોય જ પ્રસગે પ્રસગે કાપડ ને કપડા, શાલ, અબોટિયુ કે પાઘડી, એમ ભાતભાતના વસ્ત્રો આવે વળી રોકડ નાણું પણ શ્રોતાઓ મૂકે, ને વારતહેવારે તો ખાસ એવી ટહેલ થાય ખાવા પહેરવાનુ ને રહેવાનુ સહેલાઈથી પતી જાય માણભટ્ટને માટે જે આવે તેથી અધધધ થઈ જાય! વર્ષભર એ જનતાની સેવા કરે

માણભટ્ટની પ્રતિષ્ઠા સમાજમા મોટી દેશની તળપદી સસ્કૃતિની સર્વજનમાન્ય પ્રાણપોષક ધારાને આમ જે વહેતી રાખે તેના ભરણપોષણની જવાબદારી આખો સમાજ આપમેળે જ સ્વીકારી લેતો અત્યારની માફક રોકડ નાણાની તે સમયે બોલબાલા નહોતી! વચ્ચે વચ્ચે કોઈ મોટી રકમ આવે કે સીધુ આવે કે વસ્ત્રો આવે તો તેનુ નામ દઈને 'જય'કાર પણ માણભટ્ટ પોકારે

આવો માણભટ્ટ મહાભારતની કથાને નિમિત્તે જીવનના ઘણાખરા રસોનુ આ કંઠ પાન કરાવતો અને સમાજના સઘળા વર્ગોને એકતાતણે સાકળી રાખતો જીવન તે વખતે પ્રાણથી ધબકતુ વિવિધતામા એકતાના ભાગ્યે ત્યારે આપણા પાના નહોતા

આ જૂની સંસ્થાને 'માણમંજ' દ્વારા શ્રી કરસનદાસ માણેક પુનર્જીવન આપી રહ્યા છે (શ્રીમતી લીનાબહેન મંગળદાસ)

# પ્રેમાનંદ–પરિચય



૧ પ્રેમાનંદ-યુગની સંવતવાર નોંધ ( સં. ૧૬૯૫–૧૮૦૦ )

૨ 'પ્રેમાનંદ-પ્રશસ્તિ' ( શિલાલેખમાં ઉત્કીર્ણ )

૩ પ્રેમાનંદ જયંતી વ્યાખ્યાનમાલા.

૪ પ્રેમાનંદ-અધ્યયનના લેખો.

૫ પ્રેમાનંદનો નંદુરબાર-નિવાસ.

૬ અ-પ્રેમાનંદીય સાહિત્યની ચર્ચા.

૭ પ્રેમાનંદને અંગ્રેજી ભાષામાં અંજલિ.

૮ પ્રેમાનંદનાં સચિત્ર આખ્યાનો : ઓખાહરણ, મામેરું, હારમાળા.

૯ પ્રેમાનંદનાં આખ્યાનોમાંથી પ્રસાદીરૂપ કાવ્ય-અવતરણો.

૧૦ પ્રેમાનંદના 'નળાખ્યાન' ઉપરથી યોજેલી 'નૃત્ય-નાટિકા'ના પ્રવેશોની નોંધ.

# પ્રેમાનંદ–યુગ : સંવતવાર નોંધ

[ કવિના હૃદયને ઓળખવા માટે તેના સમયનું રાજકીય, ધાર્મિક, સામાજિક તથા સાહિત્યવિષયક વાતાવરણ ઘણું ઉપકારક થાય છે. પ્રેમાનંદનો સમય ગુજરાતમાં મોગલ શહેનશાહતને લીધે જામેલી શાન્તિનો હતો; અને તેથી સાહિત્ય પ્રવૃત્તિને માટે તે ખૂબ અનુકૂળ હતો.

સંત રામાનન્દના સમયથી, ભક્તિની લોકપ્રિયતા વધવાની સાથે, દેશી ભાષાઓમાં નવું ચેતન આવ્યું હતું. પૌરાણિક ઉદ્‌બોધનના આ સમયમાં પ્રાકૃત સમાજ, ગમે તેવી શાસ્ત્ર-કથાને વધાવી લેતો; પરંતુ જ્યારે એના એ પ્રાકૃત સમાજે, જૂનાં કથાનકોને તેમના સમયના રંગઢંગમાં, અને રસભરી તથા જીવન્ત વાણીદ્વારા, નવો અવતાર પામતાં જોયાં, ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહીં.

નવા કથાકારની કલા તેમનાથી છાની રહી શકી નહી. તેમનાં ચિત્ત સાચા કલાસર્જનથી પ્રસન્ન થયાં. એવા એક નવા કથાકાર તે આપણા ગુજરાતી મહાકવિ પ્રેમાનન્દ.

આ કવિના જમાનાનું વાતાવરણ આંખ સમક્ષ રહે તેટલા સારૂ પ્રેમાનન્દના જીવનકાળની આસપાસના લગભગ એક સૈકાના મહત્ત્વના પ્રસંગો 'સંવતવાર નોંધ'માં આપ્યા છે.—સંપાદક ]*

સંવત

૧૬૮૩ શિવાજીનો જન્મ, કેશરાજજીનો 'રામયશોરસાયન રાસ' રચાયો.

૧૬૯૫ (આશરે) કવિ પ્રેમાનન્દનો જન્મ.

સંવત

૧૭૦૦ નેમિવિજયે 'શીલવતીનો રાસ' રચ્યો; કવિ વજિયાકૃત 'સીતાવેલ' રચાઇ આ વજિયાકૃત 'રણજંગ'ની સંવત ૧૭૪૦ માં ઉતારેલી પોથી મળી છે

૧૭૦૩ વીરમસુત હરિરામે 'સીતા સ્વયંવર' રચ્યો

૧૭૦૪ સુરભટે 'સ્વર્ગારોહણ' કાવ્ય રચ્યું.

૧૭૦૫ અખાભક્તે 'અખેગીતા' લખી, ગોપાળદાસકૃત 'જ્ઞાનપ્રકાશ' રચાયો

૧૭૦૬ ગોપાળદાસે 'ગોપાળ ગીતા' રચી, માધવદાસકૃત 'રૂપસુંદર કથા' રચાઇ

૧૭૦૭ હરિદાસકૃત 'ભ્રમરગીતા આખ્યાન' રચાયું.

---

* સને ૧૯૨૯માં પ્રેમાનન્દકૃત 'સુદામાચરિત્ર'ની સંશોધિત આવૃત્તિ મેં પ્રકટ કરી હતી; તેમાંથી શોધિત–વર્ધિત.

૧૭૦૮ પાટણના કવિ વિશ્વનાથ જાનીએ 'નરસિંહ મહેતાનું ચરિત્ર' (હાર અને મોસાળું) રચ્યું; ભરૂચના બંધારા કવિ તાપીદાસે 'અભિમન્યુ આખ્યાન' રચ્યું; દ્વારકાના ગુગળી બ્રાહ્મણ મુકુન્દે 'ગોરખ ચરિત્ર' રચ્યું.

૧૭૧૦ કુબેરે 'લક્ષ્મણાહરણ' (સામ્બ વિવાહ) કાવ્ય રચ્યું.

૧૭૧૧ અમદાવાદના મૂળજીએ 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' રચ્યું. (અપ્રસિદ્ધ)

૧૭૧૨ વિશ્વનાથ જાનીએ 'રસિકરાજ' ગ્રંથ રચ્યો. (અપ્રસિદ્ધ)

૧૭૧૩ કૃષ્ણદાસકૃત 'હુંડી' રચાઈ; રતનજીએ બાગલાણ, જિલ્લે નાસિક,મા 'વિશ્વંશી રાજાનું આખ્યાન' રચ્યું, વિષ્ણુદાસે 'ભીષ્મપર્વ' રચ્યું.

૧૭૧૪ ઔરંગઝેબ 'આલમગીર' નામથી દિલ્લીની ગાદીએ બેઠો.

૧૭૧૫ (આશરે) પ્રેમાનન્દને ગુરુ રામચરણનો મેળાપ થયો ને કાવ્યપ્રસાદી મળી, એમ કહેવાય છે.

૧૭૧૮ શિવાજીએ અફઝુલખાનને માર્યો; અને મોગલ સરદાર શાહિસ્તખાનને ઘાયલ કર્યો.

સંવત

૧૭૧૯ 'સ્વર્ગનીસરણી', પ્રેમાનન્દ કવિનું કરેલું કહેવાતું પહેલું કાવ્ય રચાયું.

૧૭૨૦ અઢી ઘડીમાં વંચાય એવું 'લક્ષ્મણાહરણ' કાવ્ય પ્રેમાનન્દે મિત્ર માધવદાસની પ્રેરણાથી વડોદરામાં રચ્યું; તે રસાલંકાર વિનાનું હોવાથી કવિ એને 'હાથ-લક્ષ્મણ' કહે છે.

તાપીકાંઠે બરહાનપુરના બ્રહ્મ વીરજીએ 'સુરેખાહરણ' રચ્યું; શિવાજીનો રાયગઢમાં રાજ્યાભિષેક થયો, અને સુરત પહેલીવાર લૂંટ્યું.

૧૭૨૧ વડોદરાના વણિક હરિદાસે 'સીતાવિરહ' રચ્યો.

૧૭૨૩ પ્રેમાનન્દે શૃંગાર અને વીરરસભર્યું 'ઓખાહરણ' ૨૯ કડવાનું બાંધ્યું; ૧૭૩૨મા ફરી લખ્યું. આગળ જતા તે ૮૦ કડવામાં પ્રચલિત થયું છે: જેની સચિત્ર પ્રતિઓ ખાનદેશનાં શહેરોમાંથી પ્રાપ્ત થઈ છે.

૧૭૨૪ પ્રેમાનન્દે 'સુધન્વા આખ્યાન' રચ્યું.

૧૭૨૫ વીરજીએ 'કામાવતીની કથા' રચી; મધુસૂદન વ્યાસે 'રાજા વિક્રમ અને હંસાવતીની વાર્તા' રચી. (અપ્રસિદ્ધ)

૧૭૨૬ હરિદાસે 'શામળશાહનો વિવાહ' રચ્યો, શિવાજીએ બીજીવાર સુરત લૂંટ્યું; અંગ્રેજોએ અમદાવાદથી કોઠી બદલી નંદુરબારમાં નાખી. મૂળ અમદાવાદનાં વૈષ્ણવ મહેતા શંકરદાસ, નંદુરબારમાં દેશાધિપ-દેસાઈ તરીકે કદાચ આ સમયમાં જ, આવીને જામ્યા હશે.

૧૭૨૬ વ્રજમંડળ અને ગિરિરાજ ઉપરની શ્રીનાથજીની મૂર્તિ, મુસ્લિમોનાં આક્રમણો થવાથી, ત્યાંથી ખસેડવામાં આવી. અને ચોરીછૂપીથી રાજસ્થાનમાં મેવાડમાં તે લઇ આવવામાં આવી. 'શ્રીનાથદ્વારા' ગુજરાતી પુષ્ટિ વૈષ્ણવોનું નવું તીર્થ બન્યું.

૧૭૨૭ પ્રેમાનંદે 'ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન' વડોદરામાં રહી રચ્યાં; હરિદાસે 'નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ' રચ્યું.

૧૭૨૮ પ્રેમાનંદે 'મદાલસા આખ્યાન' લખ્યું, ૧૭૬૫ માં ફરી પલ્લવિત કર્યું, વીરજીએ 'બલિરાજાનું આખ્યાન' રચ્યું.

૧૭૨૯ 'ઋષ્યશૃંગાખ્યાન' 'ઓગણત્રીસા કાળ'માં નંદુરબારમાં આવી લખ્યું.

૧૭૩૦ ભક્તકવિ નરસિંહના જીવનપ્રસંગમાંથી 'હુંડી' લખી, ૧૭૫૪માં સુધારી; 'વામનકથા' લખનાર કૃષ્ણદાસે 'રુકમિણીહરણ' રચ્યું; કહાન કવિએ 'ઓખાહરણ' રચ્યું.

૧૭૩૨ પ્રેમાનંદે 'બભ્રુવાહન આખ્યાન' રચ્યું; જૈન કવિબંધુઓ લધુ અને સુખે 'વિદ્યા વિનેચટની વાર્તા' રચી; તુલસીનો 'અશ્વમેધ' રચાયો.

૧૭૩૩ પ્રેમાનંદે હુંડી 'રચી; અને પ્રથમવારનું 'નળાખ્યાન' રચ્યું.

૧૭૩૪ નરસિંહ મહેતાનાં 'હારનાં પદ'ની 'હારમાળા' રચીને પ્રેમાનન્દે ભક્તકવિનો મહત્ત્વનો જીવનપ્રસંગ ગાયો.

૧૭૩૪ મરાઠી વિઠ્ઠલકવિએ 'સીતાસ્વયંવર' કાવ્ય મરાઠીમાં રચ્યું. જેમાં 'અહલ્યાઉદ્ધાર' પછી, વનના ૧૬ ઋષિઓ માથે શિલાઓ લઇ, રામ પાસે આવ્યા-જેથી તેમાંથી રામ સ્ત્રીઓ નિર્માણ કરી આપે-એવો અવાન્તર વિનોદ કવિએ તેમાં ગૂંથ્યો છે.

૧૭૩૬ 'દ્રૌપદી-સ્વયંવર' રચાયો; છત્રપતિ શિવાજીનું અવસાન થયું. ભગવાન ભક્તનો 'રાવણમંદોદરી સંવાદ' રચાયો.

૧૭૩૭ પ્રેમાનન્દે 'શ્રાદ્ધ' અને 'માંધાતા આખ્યાન' રચ્યાં; કૃષ્ણદાસે 'મામેરુ' રચ્યું; હરિદાસે 'ભારતસાર' રચ્યો.

૧૭૩૮ પ્રેમાનંદે 'સુદામાચરિત્ર' નંદુરબારમાં રચ્યું; અને 'શ્રીમદ્ ભગવદ્ગીતા' પણ રચી; જ્ઞાનવિજયે 'શ્રીપાલ રાસ' રચ્યો.

૧૭૩૯ 'મામેરું' વડોદરામાં નાગરી ન્યાતની પાટે ગાયું; રત્નેશ્વરે 'ભાગવત દશમસ્કંધ' અનુવાદ અને 'પાંડવાશ્વમેધ' રચ્યા.

૧૭૪૦ પ્રેમાનંદના સમકાલીન સુરતના મહારાષ્ટ્રી પંડિત હરિકવિની 'सुभाषितहारावली' રચાઇ: આ જ કવિએ शंभुराजचरित्र રચ્યું છે.

૧૭૪૦ પ્રેમાનન્દે ' સુધન્વાઆખ્યાન ' રચ્યું; શામળશાનો મોટો વિવાહ ' હરિદાસના ' વિવાહ ' પછી પ્રેમાનંદે રચ્યો; રત્નેશ્વરે ' ભાગવત પ્રથમ સ્કંધ ' રચ્યો; આ વરસમાં સિંહસ્થ આવવાથી, કવિ ગોદાવરી યાત્રાએ ગયા. મહાદેવસુત હરદેવે ' શિવપુરાણ ' લખ્યું.

૧૭૪૧ પ્રેમાનંદે ' રણયજ્ઞ ' નું ૨૬ કડવાનું વીરરસભર્યું કાવ્ય નંદુરબારમાં રચ્યું.

૧૭૪૨ કહેવાય છે કે નંદુરબારના દેશાધિપનાં પત્ની ગુજરી જવાથી એમને દિલાસો આપવા પ્રેમાનંદે ' નળાખ્યાન ' બીજીવારનું લખ્યું; વીરજીએ ' દશાવતાર કથા, ' અને ' કબીર ચરિત્ર ' લખનાર, મુકુંદે ' ભક્તમાળ ' રચ્યાં; રત્નેશ્વરે ' અશ્વમેધ ' રચ્યો.

૧૭૪૫ સરકાર મહેતા શંકરદાસ દેસાઇ, પ્રેમાનંદ કવિના આશ્રયદાતાનું અવસાન થયું.

૧૭૪૭ ઔદિચ્ય બ્રાહ્મણકવિ વલ્લભ સુરતીએ ' અનાવિલ પુરાણ ' રચ્યું.

૧૭૪૮ કવિ રત્નેશ્વરે ' સ્વર્ગારોહણ ' લખ્યું.

૧૭૫૦ પ્રેમાનન્દે ' હરિશ્ચંદ્રાખ્યાન ' રચ્યું.

૧૭૫૨ ગોવિન્દે ' મામેરું ' રચ્યું.

૧૭૫૩ ' માર્કંડેયપુરાણ ' સહેલું છે, તેથી એની કથા કરવામાં શું અઘરું છે?'—એમ પુરાણીઓએ કહ્યાથી પ્રેમાનન્દે દુર્ગાદેવી માહાત્મ્યનું ' દેવીચરિત્ર ' લખ્યું; અને બતાવી આપ્યું કે પોતે એ પુરાણમાં પણ પારંગત છે.

૧૭૫૩ એકલિંગજી ( મેવાડમાં )ની યાત્રાએ ગયેલા વલ્લભ ભટ્ટ મેવાડાએ શ્રી નાથજીનાં દર્શન કર્યાં. તે તેમને દેવીસ્વરૂપે થતાં, તેમનું ' શ્રી નાથજીનું ધોળ ' આ પ્રસંગે રચાયું મનાય છે.

૧૭૫૪ યતિ કેસરવિમલે ' સૂક્તમાલા ' ની રચના કરીઃ તે સંબંધી ' ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો પદ્યવિભાગ ' માં પૃ૪. ૨૬–૨૭ ઉપર લાંબી નોંધ મળે છે.

૧૭૫૭ વલ્લભ સુરતીએ ' રેવા માહાત્મ્ય ' રચ્યું.

૧૭૫૮ ઔદિચ્ય બ્રાહ્મણ કવિ વલ્લભ સુરતીએ સુરતમાં રહી ' સુભદ્રા–હરણ ' રચ્યું. ( અત્યાર સુધી પ્રેમાનંદને નામે એ ખોટી રીતે ગણાતું હતું. જુઓ ' બુદ્ધિ પ્રકાશ ' ત્રૈમાસિક ૧૯૪૪માંનો મારો લેખ. )

૧૭૫૯ ધનદાસકૃત ' અર્જુન ગીતા ' રચાઇ. ( બીજી સાલ ૧૭૮૩ની મળે છે. )

૧૭૬૧ જગન્નાથે ' સુદામાચરિત્ર ' રચ્યું ( ' સુદામાચરિત્ર ' ની મારી આવૃત્તિમાં પ્રગટ. )

૧૭૪૮ થી ૧૭૬૫ સુધીમાં ' માર્કંડેયપુરાણ ' વડોદરામાં રચ્યું. એ પુરાણનો મોટો ભાગ ' મદાલસા આખ્યાન, ' ' હરિશ્ચંદ્રાખ્યાન ' અને ' દેવીચરિત્ર ' થી રોકાયો છે.

૧૭૫૭ સંખેડાના વૈષ્ણવ કવિ રામકૃષ્ણે કૃષ્ણલીલાનાં પદો રચ્યાં: જેમાંના એક પદમાં સંવતનો તથા સ્થળનો ઉલ્લેખ છે.

૧૭૬૨ વલ્લભ સુરતીએ 'ભાગવત'ના ('દશમ સ્કંધ' સિવાયના) બાકીના અગિયાર સ્કંધ પદબંધમાં રચ્યા. પ્રેમાનંદના એ સુરતના સમકાલીન થઈ ગયા.

૧૭૬૪ મરાઠા સામે લડતાં મોગલ શહેનશાહ ઔરંગઝેબ અહમદનગરમાં પોતાની છાવણીમાં મરી ગયો.

૧૭૬૫ કવિ રામકૃષ્ણે દેવીભક્તિના ગરબાનું વૈષ્ણવીકરણ કર્યું. જેમાં, ગોવિંદજી ગરબડો લઈને ગોપીઓ સાથે ઘૂમે છે. (જુઓ 'ફાર્બસ શતાબ્દી ગ્રંથ'માં, કવિનો વિસ્તૃત પરિચય).

૧૭૬૫ થી ૧૭૭૫ માં રચ્યાસાલની છાપ વિનાના, છતાં લગભગ આ જ સમયના હોય એવા પ્રેમાનન્દના ગ્રંથો–'દશમસ્કંધ–પૂર્વાર્ધ' ઉપરાંત 'ભ્રમરપચીસી', 'દાણલીલા', 'બભ્રુવાહન–આખ્યાન,' 'વ્રજવેલ', 'વિવેક વણઝારો,' 'પ્રહ્લાદાખ્યાન (સપ્તમસ્કંધ), 'રુકમણીહરણ,' 'બારમાસ'—એટલા નાના પ્રકરણ–ગ્રંથો પ્રાપ્ત છે.

૧૭૬૬ (૧૭૨૬) શાંતરસ પ્રધાન 'અષ્ટાવક્રાખ્યાન' નન્દુરબારમાં રચ્યું.

૧૭૬૭ ઉદયરત્ને 'સુમતિવિલાસ લીલાવતી રાસ' ઊનામાં રચ્યો. (અપ્રકટ).

૧૭૬૮ આમોદના મોલેસલામ કવિ રાજેએ અનેક પદ–કાવ્યો રચ્યાં.

૧૭૭૦ રત્નેશ્વરે 'મૂર્ખલક્ષણાવલી' નો ગ્રંથ લખ્યો; શાહુ છત્રપતિએ બાલાજી વિશ્વનાથને પેશ્વા નીમ્યો. નાથજી ભવાને 'બ્રહ્મગીતા' રચી.

૧૭૭૨ શામળભટે 'શિવપુરાણ મહાત્મ્ય' દોહરા–ચોપાઈમાં રચ્યું.

૧૭૭૪ શામળભટની 'પદ્માવતી વાર્તા' લખાઇ; રત્નદાસનું 'હરિશ્ચંદ્રાખ્યાન' રચાયું.

૧૭૭૫ શામળભટે 'વૈનાળ પચ્ચીસી' ની વાર્તાઓ રચી.

૧૭૭૫ થી ૧૭૮૫ શામળભટે 'સિંહાસન બત્રીસી' ની, પહેલી પંદર વાર્તાઓ રચી.

૧૭૭૬ જયસાગરે 'સીતાહરણ' રચ્યું.

૧૭૭૮ રેવાજીમાં આવેલી આ વર્ષની ભારે રેલનો ગરબો રચાયો. (જુઓ 'રેવાને તીરે તીરે' માં)

૧૭૭૯ પીલાજીરાવ ગાયકવાડે 'સુરત અઠ્ઠાવીસી' ઉપર પોતાનો અમલ બેસાડ્યો. વલ્લભભટ્ટ મેવાડાએ 'પ્રેમગીતા' રચી.

૧૭૮૦ દામાજીરાવ ગાયકવાડને, બાલાપુરની લડાઇમાં બહાદુરી બતાવવા માટે શાહુ મહારાજે, 'સમશેર બહાદુર' બનાવ્યા, તેમના ભત્રીજા પીલાજીરાવે સોનગઢમાં કિલ્લો બાંધી થાણું બેસાડ્યું; વડોદરા ગાયકવાડના હાથમાં આવ્યું, લગભગ આ અરસામાં કવિ પ્રેમાનંદનું અવસાન થયું સંભવે છે.

૧૭૮૨ શામળભટે ' નંદબત્રીશી ' રચી.

૧૭૮૩ ગુજરાતના સુબાને પેશ્વાવિરુદ્ધ મદદ આપ્યા બદલ ગાયકવાડને અમદાવાદનો અડધો ભાગ મળ્યો : અને ' ગાયકવાડની હવેલી 'માં થાણું બેઠું.

૧૭૮૪ કચ્છમુદ્રાના જયરામે ' બભ્રુવાહન આખ્યાન ' રચ્યું, બાઈ ન્હાનીએ ' વણઝારો ' લખ્યો.

૧૭૮૭ રામભક્તે ' યોગવાસિષ્ઠ ' ૨૧ સર્ગમાં રચ્યું.

૧૭૯૦ વલ્લભભટ્ટ મેવાડાનો 'કળિકાળનો ગરબો' રચાયો; બીજા દામાજીરાવે આખા ગુજરાત પર સત્તા જમાવી.

૧૭૯૨ વલ્લભભટ્ટ મેવાડાએ ' મનુષ્યધારીનો ગરબો ' રચ્યો.

૧૭૯૫ ખેડાંના ભાવસાર કવિ રત્નાએ લોકપ્રિય ' બાર માસ ' રચ્યા.

૧૭૯૬ ( ૧૭૯૦ ? ) ધનદાસસુત સુંદર મેવાડાએ પ્રેમાનંદનો ૫૩ અધ્યાયથી અધૂરો રહેલો ' દશમ સ્કંધ '–અનુવાદ પૂરો કર્યો

૧૮૦૦ ધોળકાના જીવરામ ભટે પ્રેમાનંદકૃત ' વિવેક વણઝારા ' ના અનુકરણરૂપે ' જીવરાજ શેઠની મુસાફરી'નું રૂપક લખ્યું.



# મહાકવિ પ્રેમાનંદ-પ્રશસ્તિ

( આરસની શિલામાં કોતરેલી )

" વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ :
ચાતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ. "

( જીવનકાળ : સંવત ૧૬૯૫-૧૯૬૫ )

વડોદરામાં વાડીની વચલી પોળમાં રહેતા ભટ કૃષ્ણરામના પુત્ર પ્રેમાનંદ, નાનપણમાં જ માતાપિતા દેવ થવાથી, મોશીને ત્યાં ઉછર્યો. પંદરમે વર્ષે વિશ્વામિત્રી નદીપરના કામનાથ મહાદેવમાં રામચરણ સ્વામીને સેવાથી પ્રસન્ન કરીને, તેમની સાથે દેશ પરદેશની યાત્રામાં સંસ્કૃત, પુરાણો અને શાસ્ત્રોનો અભ્યાસ તથા જન સમાજનું અવલોકન કર્યું. તેથી કવિ હૃદય ખીલ્યું.

મિત્ર માધવ શેઠની પ્રેરણાથી સં. ૧૭૨૦ માં પ્રથમ કૃતિ 'લક્ષ્મણા-હરણ' રચાઈ. તે પછી સં. ૧૭૨૩માં 'ઓખાહરણ-નાનુ' અને સં. ૧૭૨૭માં 'ચંદ્રહાસ' તથા 'અભિમન્યુ-આખ્યાન' રચાયાં. સં. ૧૭૨૯માં દુષ્કાળ પડતાં નંદુરબાર જઈ વસ્યા, ત્યાં દુષ્કાળ-શાંતિ અર્થે 'ઋષ્યશૃંગાખ્યાન' અને સં. ૧૭૩૦ માં નાણાંભીડ ટાળનારી 'નરસિંહની હુંડી' તથા લોક-સંકટ ટાળવા 'વામન ચરિત્ર' લખ્યાં. સં. ૧૭૩૮માં લોકપ્રિય 'સુદામા-ચરિત્ર' લખ્યુ. અને સં. ૧૭૩૯માં વડોદરા આવીને નાગરીનાતની 'કુંવરબાઇનું મામેરું' રચ્યું. સં. ૧૭૪૦ માં પાછા નંદુરબાર જઈને 'સુધન્વાખ્યાન' રચ્યું.

ત્યાંના વિદ્યાવિલાસી દેસાઈ 'સરકાર મહેતા શંકરદાસ'ની સૂચનાથી સં. ૧૭૪૧ માં રામ-રાવણ યુદ્ધનો 'રણયજ્ઞ' રચ્યો. સં. ૧૭૪૨માં શંકરદાસનાં પત્નીનું અવસાન થતાં તેમના આશ્વાસનાર્થે 'નળાખ્યાન' રચ્યું. સં. ૧૭૪૫માં શંકરદાસનું નિધન થયુ. ને પછી કવિ સૂરત તથા વડોદરામાં રહેતા.

ઉત્તરાવસ્થામાં રચાયેલા 'ભાગવત દશમ સ્કંધ' ના ત્રેપન અધ્યાય એ તેમનું શ્રેષ્ટ અને લોકપ્રિય સર્જન થયું, જેણે સૂરતના તેમના સમકાલીન વલ્લભ જેવાને ફકત બાકીના અગિયાર સ્કંધોજ લખવાં પ્રેર્યાં.

'દાણલીલા' 'ભ્રમર-પચીસી', 'વિવેક વણઝારો', 'ભગવદ્ ગીતા' અને 'બાર માસ' જેવાં પ્રકરણ-કાવ્યો તથા 'ઓખા હરણ'ની બાવન કડવાની રચના, એ તેમની છેવટના કાળની રચનાઓ છે.

પ્રેમાનંદનાં 'આખ્યાનો' તો ગુજરાતના લોક હૈયે રમ્યાં છે. "શહેર-ગામડાંના અનેક કુટુંબોમાં ચૈતર-વૈશાખના મીનાર્ક 'ઓખાહરણ' વિના, શ્રાદ્ધપક્ષ-નરસિંહના 'શ્રાદ્ધ' વિના, સીમન્તના પ્રસંગો 'મામેરા' વિના, ચાતુર્માસ 'દશમ સ્કંધ' વિના, નવરાત્ર 'દેવી ચરિત્ર' વિના, દર શનિવાર 'સુદામા ચરિત્ર' વિના, અને રવિવાર 'હૂંડી' વિના ભાગ્યે ખાલી વીતતા હશે."

કવિનાં શ્રાવ્ય 'આખ્યાનો'માંનાં અમર પાત્રો તરીકે: ઉષા-અનિરુદ્ધ, નળ-દમયંતી, મદાલસા-ઋતુધ્વજ, ચંદ્રહાસ-વિષયા જેવાં પ્રેમી યુગલો, પુત્ર-ઘેલાં નંદ જસોદા અને વસુદેવ દેવકી, સંસાર-ડાહ્યાં સાસુ વહુ અને નાગરી નાતના લોકો: ઉપરાંત 'હુંડી'માના શામળશા શેઠ, 'મામેરા'માંના દામોદર દોશી, નરસિંહ મહેતાની વહેલ, ઋતુપર્ણનો રથ, અને બાહુકના ઘોડા, હંસને પકડવા જતી દમયંતી, જામાની કસેથી છોડીને પત્ર વાંચતી વિષયા, દ્વારકા જતા સુદામા, 'રણયજ્ઞ'માંના કુંભકર્ણ અને હનુમાન—એ બધાનાં 'શબ્દ-ચિત્રો' ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ બન્યાં છે.

લગભગ એંશી વર્ષ જેટલું જીવેલા પ્રેમાનંદની પહેલી કૃતિની રચના સં. ૧૭૨૦ થી ગણતાં સં. ૨૦૨૩ માં ત્રણસો ઉપરાંત વર્ષ થયાં.

એ 'ત્રિશતાબ્દી મહોત્સવ' નિમિત્તે, આ 'પ્રેમાનંદ-પ્રશસ્તિ શિલા'ની પ્રતિષ્ઠા શ્રી પ્રેમાનંદ સાહિત્ય-સભાના ઉપક્રમે, કરવામાં આવી છે. વસંત પંચમી, સં. ૨૦૨૩ તા. ૧૪-૨-૬૭



## ૩. પ્રેમાનંદ-જયંતી વ્યાખ્યાનમાલા. (પ્રસિદ્ધ)×

૧ મહાકવિ પ્રેમાનંદ : પ્રેરણાનું અવતરણ : કવિ ન્હાનાલાલ (૧૯૨૩)

૨ પ્રેમાનંદ : બેરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરી (૧૯૨૪) :
પ્રાસંગિક વક્તવ્ય : ભાનુસુખરામ, અંબાઈદાસ પટેલ, દી. બા. કેશવલાલ ધ્રુવ

૩ મહાકવિ પ્રેમાનંદ : પ્રો. નરસિંહરાવ દીવેટિયા (૧૯૨૫)
પ્રાસંગિક વક્તવ્ય : શ્રી. અંબાલાલ જાની, પ્રો. મોહનલાલ દવે, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, રા. બા. રમણભાઈ નીલકંઠ, શ્રી રતિપતિરામ પંડ્યા

૪ ભટ્ટ પ્રેમાનંદ : શ્રી કનૈયાલાલ મુનશી (૧૯૨૬)
પ્રાસંગિક વક્તવ્ય : આચાર્ય આનંદશંકર ધ્રુવ

૫ નળાખ્યાનનો હાસ્યરસ : પ્રો. રામનારાયણ પાઠક (૧૯૨૮)
પ્રાસંગિક વક્તવ્ય : પ્રો. બલવંતરાય ઠાકોર, કવિશ્રી લલિત

૬ પ્રેમાનંદની રસસંક્રાંતિ : શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા (૧૯૨૯)
પ્રાસંગિક વક્તવ્ય : રા. બા. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી

૭ પ્રેમાનંદની આકર્ષક શૈલી : બેરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરી (૧૯૩૨)

૮ મહાકવિ પ્રેમાનંદ : રાજરત્ન રમણલાલ દેસાઈ (૧૯૩૭)

૯ પ્રેમાનંદનું ગૌરવ શેમાં છે ? : શ્રી મંજુલાલ મજમુદાર

૧૦ રસરાજ પ્રેમાનંદ : શ્રી. ગજેન્દ્રશંકર પંડ્યા (૧૯૪૩)
*પ્રાસંગિક વિવેચન : પ્રો. અતિસુખશંકર ત્રિવેદી*

૧૧ બહુશ્રુત કવિ પ્રેમાનંદ : શ્રી જગજીવનદાસ મોદી (૧૯૪૬)

૧૨ લોકલાડીલો કવિ : દી. બા. કૃષ્ણલાલ ઝવેરી (૧૯૫૧)

---

× "સાહિત્યકાર પ્રેમાનંદ-પૂર્વાર્ધ" (૧૯૬૭) ના મારા સંપાદનમાં આ સામગ્રી "પ્રગટ" થવાથી સુલભ બની છે.

## ૩. પ્રેમાનંદ-જયંતી વ્યાખ્યાનમાળા. (પ્રસિદ્ધ)×

૧ મહાકવિ પ્રેમાનંદ : પ્રેરણાનું અવતરણ : કવિ ન્હાનાલાલ ( ૧૯૨૩ )

૨ પ્રેમાનંદ : બેરિસ્ટર ડાહ્યાભાઇ દેરાસરી ( ૧૯૨૪ ) :
પ્રાસંગિક વક્તવ્ય : ભાનુસુખરામ, અંબાઇદાસ પટેલ, દી. બા. કેશવલાલ ધ્રુવ

૩ મહાકવિ પ્રેમાનંદ : પ્રો. નરસિંહરાવ દીવેટિયા ( ૧૯૨૫ )
પ્રાસંગિક વક્તવ્ય : શ્રી. અંબાલાલ જાની, પ્રો. મોહનલાલ દવે, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, રા. બા. રમણભાઇ નીલકંઠ, શ્રી રતિપતિરામ પંડ્યા

૪ ભટ્ટ પ્રેમાનંદ : શ્રી કનૈયાલાલ મુનશી ( ૧૯૨૬ )
પ્રાસંગિક વક્તવ્ય : આચાર્ય આનંદશંકર ધ્રુવ

૫ નળાખ્યાનનો હાસ્યરસ : પ્રો. રામનારાયણ પાઠક ( ૧૯૨૮ )
પ્રાસંગિક વક્તવ્ય : પ્રો. બલવંતરાય ઠાકોર, કવિશ્રી લલિત

૬ પ્રેમાનંદની રસસંક્રાંતિ : શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા ( ૧૯૨૯ )
પ્રાસંગિક વક્તવ્ય : રા. બા. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી

૭ પ્રેમાનંદની આકર્ષક શૈલી : બેરિસ્ટર ડાહ્યાભાઇ દેરાસરી ( ૧૯૩૨ )

૮ મહાકવિ પ્રેમાનંદ : રાજરત્ન રમણલાલ દેસાઇ ( ૧૯૩૭ )

૯ પ્રેમાનંદનું ગૌરવ શેમાં છે ? : શ્રી મંજુલાલ મજમુદાર

૧૦ રસરાજ પ્રેમાનંદ : શ્રી. ગજેન્દ્રશંકર પંડ્યા ( ૧૯૪૩ )
પ્રાસંગિક વિવેચન : પ્રો. અતિસુખશંકર ત્રિવેદી

૧૧ બહુશ્રુત કવિ પ્રેમાનંદ : શ્રી જગજીવનદાસ મોદી ( ૧૯૪૬ )

૧૨ લોકલાડીલો કવિ : દી. બા. કૃષ્ણલાલ ઝવેરી ( ૧૯૫૧ )

---

× “સાહિત્યકાર પ્રેમાનંદ—પૂર્વાર્ધ” ( ૧૯૫૭ )ના મારા સંપાદનમાં આ સામગ્રી “પ્રગટ” થયાથી સુલભ બની છે.

## ૪. પ્રેમાનંદ–અધ્યયનના લેખો ( અપ્રકટ )*

૧ क ' પ્રેમાનંદ-સાહિત્ય 'નો શબ્દકોશ : કાકાસાહેબ કાલેલકર
ख ' પ્રેમાનંદ-કોશ ' : ડૉ. હરિવલ્લભ ભાયાણી
૨ પ્રેમાનંદની રસ-સમૃદ્ધિ : પ્રો. રામનારાયણ પાઠક
૩ પ્રેમાનંદનું પાત્રાલેખન : પ્રો. અનંતરાય રાવળ
૪ આખ્યાનનું સ્વરૂપ : આચાર્ય પ્રેમશંકર ભટ્ટ
૫ આખ્યાનોની લોકપ્રિયતા : શ્રી રતિલાલ રામચંદ્ર ભટ્ટ
૬ પ્રેમાનંદ અને અખો : પ્રો. ઉમાશંકર જોશી
૭ પ્રેમાનંદ અને શામળમાં સામાજિક દર્શન : પ્રો. હીરાબહેન પાઠક
૮ પુરોગામીઓનું ઋણ : પ્રો. કેશવરામ કાશીરામ શાસ્ત્રી
૯ પ્રેમાનંદના સમકાલીન પારસી કવિ પેશોતન : ડૉ. ધર્મેન્દ્ર ગારસ્તર
૧૦ પ્રેમાનંદની કવિતામાં સંસ્કૃતિ-સંદર્ભ : પ્રો. મોહનભાઇ પટેલ
૧૧ પ્રેમાનંદની ઉપમા-શક્તિ : પ્રો. નટવરલાલ પંડ્યા ' ઉશનસ્ '
૧૨ આખ્યાનકાર પ્રેમાનંદ અને માત્રામેળ છંદો : ડૉ. મંજુલાલ મજમુદાર

---

## ૫. પ્રેમાનંદનો નંદુરબાર-નિવાસ ( અપ્રકટ )*

( સંવત ૧૭૨૯ — સંવત ૧૭૪૫ )

૧ ' રણયજ્ઞ 'ના પ્રેરક નંદુરબારના દેસાઇ મહેતા શંકરદાસ : ડૉ. મંજુલાલ મજમુદાર
૨ છત્રપતિ શંભાજી, શંભુદાસ દેસાઈ અને ચંપા : શ્રી બા. રં. કુલકર્ણી
૩ નંદુરબારનું ' દેસાઈ ' ઘરાણું : શ્રી શિવલાલદાસ દેસાઇ
અનુપૂર્તિ : પ્રો. કેશવલાલ કામદાર તથા શ્રી ગણેશ કૃષ્ણ ગોખલે.
૪ ખાનદેશમાં રચાયેલાં ગુજરાતી કાવ્યો : ડૉ. મંજુલાલ મજમુદાર
૫ ખાનદેશનું અઢીસો વર્ષ પૂર્વેનું આર્થિક દર્શન : શ્રી શિવલાલદાસ દેસાઇ

---

* અહીં અપ્રકટ ગણાવેલી સર્વ સામગ્રી, ' સાહિત્યકાર પ્રેમાનંદ-ઉત્તરાર્ધ ' ના ગ્રંથમાં પ્રગટ થવાની છે.–સંપાદક.

### ૩. પ્રેમાનંદ-જયંતી વ્યાખ્યાનમાલા. (પ્રસિદ્ધ)×

૧ મહાકવિ પ્રેમાનંદ : પ્રેરણાનું અવતરણ : કવિ ન્હાનાલાલ (૧૯૨૩)

૨ પ્રેમાનંદ : બૅરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરી (૧૯૨૪) :
પ્રાસંગિક વક્તવ્ય : ભાનુસુખરામ, અંબાઇદાસ પટેલ, દી. બા. કેશવલાલ ધ્રુવ

૩ મહાકવિ પ્રેમાનંદ : પ્રો. નરસિંહરાવ દીવેટિયા (૧૯૨૫)
પ્રાસંગિક વક્તવ્ય : શ્રી. અંબાલાલ જાની, પ્રો. મોહનલાલ દવે, પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, રા. બા. રમણભાઈ નીલકંઠ, શ્રી રતિપતિરામ પંડ્યા

૪ ભટ્ટ પ્રેમાનંદ : શ્રી કનૈયાલાલ મુનશી (૧૯૨૬)
પ્રાસંગિક વક્તવ્ય : આચાર્ય આનંદશંકર ધ્રુવ

૫ નળાખ્યાનનો હાસ્યરસ : પ્રો. રામનારાયણ પાઠક (૧૯૨૮)
પ્રાસંગિક વક્તવ્ય : પ્રો. બલવંતરાય ઠાકોર, કવિશ્રી લલિત

૬ પ્રેમાનંદની રસસંક્રાંતિ : શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા (૧૯૨૯)
પ્રાસંગિક વક્તવ્ય : રા. બા. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી

૭ પ્રેમાનંદની આકર્ષક શૈલી : બૅરિસ્ટર ડાહ્યાભાઈ દેરાસરી (૧૯૩૨)

૮ મહાકવિ પ્રેમાનંદ : રાજરત્ન રમણલાલ દેસાઇ (૧૯૩૭)

૯ પ્રેમાનંદનું ગૌરવ શેમાં છે ? : શ્રી મંજુલાલ મજમુદાર

૧૦ રસરાજ પ્રેમાનંદ : શ્રી. ગજેન્દ્રશંકર પંડ્યા (૧૯૪૩)
પ્રાસંગિક વિવેચન : પ્રો. અતિસુખશંકર ત્રિવેદી

૧૧ બહુશ્રુત કવિ પ્રેમાનંદ : શ્રી જગજીવનદાસ મોદી (૧૯૪૬)

૧૨ લોકલાડીલો કવિ : દી. બા. કૃષ્ણલાલ ઝવેરી (૧૯૫૧)

---

× "સાહિત્યકાર પ્રેમાનંદ-પૂર્વાર્ધ" (૧૯૫૭)ના મારા સંપાદનમાં આ સામગ્રી "પ્રગટ" થવાથી સુલભ બની છે.

## ૪. પ્રેમાનંદ-અધ્યયનના લેખો ( અપ્રકટ )*

૧ क 'પ્રેમાનંદ-સાહિત્ય'નો શબ્દકોશ : કાકાસાહેબ કાલેલકર
ख 'પ્રેમાનંદ-કોશ' : ડૉ. હરિવલ્લભ ભાયાણી

૨ પ્રેમાનંદની રસ-સમૃદ્ધિ : પ્રો. રામનારાયણ પાઠક

૩ પ્રેમાનંદનું પાત્રાલેખન : પ્રો. અનંતરાય રાવળ

૪ આખ્યાનનું સ્વરૂપ : આચાર્ય પ્રેમશંકર ભટ્ટ

૫ આખ્યાનોની લોકપ્રિયતા : શ્રી રતિલાલ રામચંદ્ર ભટ્ટ

૬ પ્રેમાનંદ અને અખો : પ્રો. ઉમાશંકર જોશી

૭ પ્રેમાનંદ અને શામળમાં સામાજિક દર્શન : પ્રો. હીરાબહેન પાઠક

૮ પુરોગામીઓનું ઋણ : પ્રો. કેશવરામ કાશીરામ શાસ્ત્રી

૯ પ્રેમાનંદના સમકાલીન પારસી કવિ પેશોતન : ડૉ. ધર્મેન્દ્ર માસ્તર

૧૦ પ્રેમાનંદની કવિતામાં સંસ્કૃતિ-સંદર્ભ : પ્રો. મોહનભાઇ પટેલ

૧૧ પ્રેમાનંદની ઉપમા-શક્તિ : પ્રો. નટવરલાલ પંડ્યા 'ઉશનસ્'

૧૨ આખ્યાનકાર પ્રેમાનંદ અને માત્રામેળ છંદો : ડૉ. મંજુલાલ મજમુદાર

---

## ૫. પ્રેમાનંદનો નંદુરબાર-નિવાસ ( અપ્રકટ )*

( સંવત ૧૭૨૯ — સંવત ૧૭૪૫ )

૧ 'રણયજ્ઞ'ના પ્રેરક નંદુરબારના દેસાઇ મહેતા શંકરદાસ : ડૉ. મંજુલાલ મજમુદાર
૨ છત્રપતિ શંભાજી, શંભુદાસ દેસાઈ અને ચંપા : શ્રી ભા. રં. કુલકર્ણી
૩ નંદુરબારનું 'દેસાઈ' ઘરાણું : શ્રી શિવલાલદાસ દેસાઇ
અનુપૂર્તિ : પ્રો. કેશવલાલ કામદાર તથા શ્રી ગણેશ કૃષ્ણ ગોખલે.
૪ ખાનદેશમાં રચાયેલાં ગુજરાતી કાવ્યો : ડૉ. મંજુલાલ મજમુદાર
૫ ખાનદેશનું અઢીસો વર્ષ પૂર્વેનું આર્થિક દર્શન : શ્રી શિવલાલદાસ દેસાઇ

---

* અહીં અપ્રકટ ગણાયેલી સર્વ સામગ્રી, 'સાહિત્યકાર પ્રેમાનંદ-ઉત્તરાર્ધ' ના ગ્રંથમાં પ્રગટ થવાની છે.—સંપાદક.

## ૮ પ્રસિદ્ધ આખ્યાન-પરિચય ( પ્રસિદ્ધ )

( તેના પ્રથમ-મુદ્રણના ક્રમે )

### મામેરું

**વિવેચન :** નવલરામ પંડ્યા, રામનારાયણ પાઠક, શ્રી મગનભાઇ દેસાઇ, પ્રો. કરસનદાસ માણેક

'પ્રેમાનંદ અને વિષ્ણુદાસકૃત મોસાળું'-ડૉ. ભોગીલાલ સાંડેસરા: "મામેરું-વિશ્વનાથ જાની અને પ્રેમાનંદ : એક તુલના" પ્રો મહેન્દ્ર દવે. "મામેરામાં વસ્ત્રો અને પોશાક"-ડૉ. રમણલાલ નાગરજી મહેતા.

### દશમસ્કંધ

**વિવેચન :** કવિ નર્મદાશંકર, ભાનુસુખરામ મહેતા, પ્રો. મનસુખલાલ ઝવેરી, પ્રો. ઉમાશંકર જોશી.

### સુદામાચરિત્ર

**વિવેચન :** 'પ્રેમાનંદ અને સુદામાનું તાદાત્મ્ય'-શ્રી કિસનસિંહ ચાવડા: "સુદામાચરિત્ર-તુલનાત્મક દૃષ્ટિએ"-શ્રી અંબાલાલ જાની, પ્રો. મંજુલાલ મજમુદાર, પ્રો. રામનારાયણ પાઠક, શ્રી મગનભાઇ દેસાઇ.

### નળાખ્યાન

**વિવેચન :** 'રસ પ્રસંગ અને પાત્ર-નિરૂપણ'-ડૉ. રમણલાલ શાહ': 'દમયંતીનું પાત્ર'-શ્રી રામચંદ્ર શુક્લ; પ્રો. રમણલાલ કોઠારી. 'નળાખ્યાનમાં દામ્પત્યભાવના'-પ્રો. ઉપેન્દ્ર પંડ્યા.

### ઓખાહરણ

**વિવેચન :** 'ઓખાહરણની લોકપ્રિયતા'-પ્રો. મંજુલાલ મજમુદાર, 'ઓખાહરણ કે અનિરુદ્ધ-હરણ?'-સૌ. ચૈતન્યબાલા મજમુદાર; 'સચિત્ર ઓખાહરણમાં 'સાહેલી રે આંબો મોરિઓ'-પ્રો. મંજુલાલ મજમુદાર.

### વિવેક વણઝારો

**વિવેચન :** 'વિવેક વણઝારો, એક રૂપકગ્રંથી'-ડૉ. ચંદ્રકાંત પટેલ.

### રણયજ્ઞ

**વિવેચન :** વજિયાકૃત રણજંગ'-પ્રો. મંજુલાલ મજમુદાર' રણયજ્ઞ કાવ્ય'નું નામકરણ'-પ્રો. મંજુલાલ મજમુદાર, 'રણયજ્ઞના પ્રેરક નંદુરબારના દેસાઇ : મંજુલાલ મજમુદાર.

### ચંદ્રહાસ-આખ્યાન

**વિવેચન :** 'ચંદ્રહાસની કથાને મળતી અન્ય લોકકથાઓ.'

### શામળશાનો મોટો વિવાહ

**વિવેચન :** 'નરસિંહ મહેતાના જીવન-પ્રસંગોનાં આખ્યાનો.'-ડૉ. રસિકલાલ પંડ્યા.

## ૯. પ્રેમાનંદનાં સચિત્ર આખ્યાનો

### ઓખાહરણ, હારમાળા, મામેરું

ગુજરાતી કાવ્યોને સચિત્ર કરવાની પ્રણાલિકા સૈકાઓ જૂની છે. સં. ૧૧૦૦ થી સં. ૧૫૦૦ સુધીનાં સચિત્ર તાડપત્રોની વાત જવા દઈએ; તો તે પછી સુલભ બનેલા કાગળ ઉપરની અનેક પોથીઓ સચિત્ર કરેલી મળી આવે છે.

'વસંતવિલાસ'નો સં. ૧૫૦૮માં ચિતરાયેલો ચિત્રપટ, ભાલણકૃત 'દશમસ્કંધ', 'માધવાનલ'ની કથા, 'સદેવંત સાવલિંગા'ની વાર્તા, 'શ્રીપાલ રાસ'ની સં. ૧૭૧૫માં ચિતરાયેલ પોથી,–અને એવી અનેક સચિત્ર કથાઓ ઉપલબ્ધ છે.

પ્રેમાનંદ કવિનાં લોકપ્રિય આખ્યાનોને પણ આવી રીતે સચિત્ર થવાનો યશ પ્રાપ્ત થયો છે એ જાણતાં આનંદ થાય છે. સૌથી વધુ લોકપ્રિય આખ્યાન 'ઓખાહરણ'નું છે-જેની લગભગ દસેક પોથીઓ જુદા જુદા સ્થળની અને જુદા જુદા સમયની જાણવામાં આવી છે.

'હારમાળા'ના પ્રસંગની સં. ૧૮૯૮માં ઉતારેલી એક પ્રત ગુજરાત વિદ્યાસભા, અમદાવાદના સંગ્રહમાં છે–'કમાડ ગડગડિયાં હો'–એ પદવાળો ભાગ–જ્યાં મંદિરનાં દ્વાર ખુલે છે અને દામોદરરાય ભક્ત નરસિંહને હાર પહેરાવે છે; અને મંડલિકની સભા ત્યાં બેઠી છે; તથા સન્મુખમાં મહેતાજીની સંત–શિષ્યાઓ ઊભી છે–તે પ્રસંગનું ચિત્ર અહીં પ્રગટ કર્યું છે.

'મામેરા'ની વિરલ પ્રતિ શણવા ગામમાં ઉતારેલી, અને અનેક ચિત્રોથી સુશોભિત છે. તે પ્રતિ પાટણના પંડિત અમૃતલાલ ભોજકે મેળવેલી; તે આજે 'શ્રીલાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર,' નવરંગપુરા, અમદાવાદ–ના સંગ્રહમાં સુરક્ષિત છે. ખાસ કરીને એમાં નરસિંહ મહેતાની વહેલ, નાગરી ઘરની પડશાળ અને હીંચકો, તથા મામેરાનાં વસ્ત્રોની વિવિધ ભાતોનાં ચિત્રો આંખે વળગે તેવાં છે.

'ઓખાહરણ'ની સર્વ જાણીતી પોથીઓમાં, ખાનદેશમાંથી મળેલી સચિત્ર પ્રત ખૂબ લાક્ષણિક છે. મૂળ બાવન કડવાંની કથા અહીં ૮૦ કડવાં સુધી વિસ્તરેલી છે. આ પ્રતિ, ગુજરાતી 'સાહિત્ય પરિષદ' અમદાવાદમાં સને ૧૯૩૬ માં પહેલવહેલી કાકાસાહેબ કાલેલકરને મળી હતી. તેનો અભ્યાસ કરવાની તક મને મળી હતી.

તેમાંથી ચાર ચિત્રો અહીં, કાવ્યના લખાણ સાથે પ્રગટ કર્યાં છે. "સાહેલી રે આંબો મ્હોરિયો" વાળા લગ્નગીતના ચિત્રમાં, અનિરુદ્ધના વડદાદા શ્રીકૃષ્ણનો 'આંબો' ચીતર્યો છે.

બીજા ચિત્રમાં ઉષાને લગ્ન પહેલાં, સૌભાગ્યવતી સ્ત્રીઓ મંગલ તેલાભ્યંગ–સ્નાન કરાવે છે તે પ્રસંગ આલેખેલો છે. ત્રીજા ચિત્રમાં, ન્હાવા બેઠેલાં પાર્વતીના દ્વારપાલ બનેલા બાલગણેશનું માથું ઉડી જતાં, હાથીનું માથું ચોડવા માટે દોડતા શિવગણ દેખાય છે.

ચોથા, 'અનિરુદ્ધનો વરઘોડો' એ નામના ચિત્રમાં, મોગલ જમાનાની પૂરી ઝાંખી કરાવતી વેશભૂષા દેખાય છે.

'ઓખાહરણ'ની બીજી પ્રત સુરતના વિન્ચેસ્ટર (સરદાર) મ્યુઝિઅમમાં અનેક ચિત્રો રૂપે પ્રદર્શિત છે તેમાંથી પંખિણી કાયાવાળી ચિત્રલેખાવાળું પાનું છાપ્યું છે.

'ઓખાહરણ'ની ત્રીજી ખંડિત પત્ર 'ગુજરાત વિદ્યાસભા'ના સંગ્રહમાં છે. ચિત્ર આખા પાનપર દોરાયેલું છે. તેથી કાવ્યની પંક્તિઓ ચિત્રની બાજુ જોવા મળતી નથી.

આ પ્રકારની પ્રાપ્ત થતી સચિત્ર પોથીઓ ઉપરથી, પ્રેમાનંદની લોકપ્રિયતા ખાધે પીધે સુખી એવા મધ્યમ શ્રીમંત વર્ગમાં થઇ હોવાનું અવશ્ય જાણવા મળે છે.

---

## ૧૦. પ્રેમાનંદ કૃત 'નળાખ્યાન'ના પ્રવેશો

[ સંયોજક : શ્રીમતી લીનાબહેન મંગળદાસ, વડોદરાના કથાવ્યાસ શ્રી. ધાર્મિકલાલ પંડયા, તથા 'શ્રેયસ્' વિદ્યાલયનાં બાળકો અને અન્ય કલાકારોના સહકારથી

**'શ્રેયસ્' પ્રસ્તુત કરે છે પ્રેમાનંદ-રચિત નળાખ્યાન-નૃત્ય-ગીત નાટિકા].**

**અંક ૧—દશ્ય : ૧.**

માણભટ્ટ દ્વારા ગણપતિ સ્તવન અને પુણ્યશ્લોક નળરાજાની કથાનું નિવેદન.

દશ્ય : ૨.

વનમાં હંસ અને હંસીવૃન્દ નૃત્યક્રીડા કરે છે. નળ અશ્વથી ઉતરે છે. હંસોને જોઈ નળનો દમયંતી-વિરહનો કામ શમી જાય છે. અને તે રાજહંસને પકડે છે. હંસ-હંસીવૃંદ આક્રંદ કરતું ઊડી જાય છે. નળ-હંસ વચ્ચે મૈત્રી બંધાય છે.

દશ્ય : ૪

હંસ, દમયંતીની વાડીમા પહોંચી જાય છે. તે વખતે 'નૈષધપતિ નળરાય' એવો હંસનો સાદ સાંભળી, દમયંતીને હંસ પકડવાનું મન થાય છે. હંસ પકડાઇ જાય છે; અને તેની આગળ નળનું વર્ણન કરે છે.

હંસ ઊડી ગયા પછી દમયંતીને નળનો વિરહ સતાવે છે. ભીમક રાજા સ્વયંવરની તૈયારી કરાવે છે. સુદેવ કંકોતરી લઈને નળ પાસે આવે છે. હંસ વદાય લે છે.

ચાર દેવો બ્રાહ્મણવેશે નળ પાસે આવે છે. નળના સ્વરૂપે તેઓ સ્વયંવરમાં જશે તેવું નળ પાસે વચન લે છે.

અંક ૩.

સ્વયંવરમાં મોડો પડેલો કળિ, નારાજ થઈ દ્વાપર સાથે નળના ભાઇ પુષ્કરને ચઢાવે છે. પુષ્કર નળને દ્યૂત રમવા આહ્‌વાન કરે છે. નળ રાજપાટ હારી જાય છે. બે બાળકોને મોસાળ વળાવી, નળ–દમયંતી વનમાં જાય છે.

આ વખતે ભૂખ–તરસથી પીડાતાં નળ–દમયંતી વનમાં ભમે છે. કળિ, માંસલ બગલાને પ્રગટ કરી, નળને લોભાવે છે, નળનું વસ્ત્ર બગ લઇ જાય છે.

કળિના અને પ્રેમના ખેંચાણ વચ્ચે નળરાજા, ઊંઘતી દમયંતીને તજી ચાલ્યો જાય છે. નળ વિલાપ કરે છે. કરકોટક નાગને દવમાંથી કાઢે છે, અને તેના ડંખથી નળ ' બાહુક '–રૂપ બને છે.

રાજા ઋતુપર્ણને ત્યાં તે ' અશ્વપતિ ' તરીકે રહે છે.

બીજી બાજુ વનમાં દમયંતી જાગે છે. અને નળને જોતી નથી એટલે, બાવરી બની વનમાં ભમે છે. વનમાં અજગર દમયંતીને ગળવા લાગે છે. એક પારધિ આવી દમયંતીને છોડાવે છે.

દમયંતી ભાનુમતી માસીને ત્યાં જાય છે. તેને માસી ઓળખતી નથી. તેની દીકરી ઇન્દુમતીનો હાર કળિ ગળી જાય છે. દમયંતી પર ઇન્દુમતી વહેમાય છે. દમયંતીની ' હરિ-સ્તુતિ 'થી કળિનો નાશ થાય છે.

અંક ૪

માસીને ત્યાંથી દમયંતી પિયર જાય છે. ફરી સ્વયંવર કરવાની જાહેરાત કરે છે. રાજા ઋતુપર્ણ બાહુકને સારથી તરીકે રાખી, સ્વયંવર માટે આવે છે.

વાડીમાં માધવી કેશવી સખીઓ, રસોઈનું સ્થળ તૈયાર કરે છે. ખાલી કુંભ, પાત્રો અને ઈંધણ મૂકે છે. એક ઝરુખે, અન્તર–પટ રાખીને દમયંતી બેઠી છે. કેશવી માધવીને અને પોતાનાં બે બાળકોને જોઇ, બાહુકનું અંતઃકરણ ભરાઇ આવે છે. તે બાળકોને રમાડે છે.

દમયંતીને ખાતરી થાય છે કે આ બાહુક નળ છે. દમયંતી બાહુકને ચરણે પડી, તેને વિનવે છે.

બાહુક કરકોટકનું વસ્ત્ર પહેરી, નળના રૂપમાં આવી જાય છે. હર્ષઘેલી દમયંતી નળને મળે છે. જયજયકાર વર્તે છે.

ભીમક રાજા નળનું સન્માન, પૂજા, આતિથ્ય કરે છે. આ સમાચાર પુષ્કરને મળતાં, તેને પ્રશ્ચાત્તાપ થાય છે. તે નળના પગમાં પડે છે. આનંદ આનંદ છવાઇ જાય છે.

# પ્રેમાનંદની પ્રસાદી–'રણયજ્ઞ'

(પરિચય : ડો. ચીમનલાલ મ. વૈદ્ય)

(વાલ્મીકિ રામાયણના 'યુદ્ધકાંડ'ના આધારે પ્રેમાનંદે 'રણયજ્ઞ'ની રચના કરી છે. એનાં ૨૬ કડવાં છે. દરેક કડવે રાગ બદલાય છે કેદારો, પેરાડી, સામેરી, મેઘમલ્હાર, વસંત, સારંગ, મેવાડો, ધવલધનાશ્રીની દેશી જેવા રાગોનો 'રણયજ્ઞ'માં ઉપયોગ થયો છે. પ્રેમાનંદની ઉત્તમ રચનાઓમાં આ કૃતિનું સ્થાન છે.)

### રણરૂપી યજ્ઞ

રણસ્થંભ નિધિનરકમાં રોપ્યો, કરવા દેવનું કારજ,
રણભૂમિની વેદી કલ્પી, રામ થયા આચારજ.
વિભીષણને દીક્ષા આપી, હનુમાન લાવ્યો ઉપહાર,
બાણરૂપી સરુવે હોમ્યો, રાક્ષસનો પરિવાર.
બેતાળીસ લાખ મંત્રી હોમ્યા, કંદમૂલને ઠામ,
બાણુ લાખ દીકરા હોમ્યા, તલ જવનું લઈ નામ.
મોટા મહિષને ઠામે હોમ્યો, કુંભકર્ણ જે ભાઈ,
અજને સ્થાનક લેઇ હોમ્યો, રાજપુત્ર અતિકાય
બત્રીસ લક્ષણો પુત્ર હોમ્યો, ઇન્દ્રજીત મહાભાગ,
રાવણ શ્રીફળ પુરણાહુતિમાં, એણીપેરે કીધો જાગ.
ક્રોધ અગ્નિ, જાનકી જ્વાળા, પવન લક્ષ્મણ વીર,
રણજગન શ્રીરામે કીધો, સમુદ્ર પેલે તીર.

### કુંભકર્ણને જગાડે છે

જળ છાંટયે નવ જાગે જોદ્ધો, તાપણાં કીધાં ચોફેર,
હૃદે ઉપર શલ્યાપડ મેલ્યાં, કાનમાં ફૂંકે મદનભેર.
મૂઠ ભરી નાસિકામાં મૂક્યાં, અજમો ચડાવ્યો નાસામાંય,
પાછો શ્વાસ જ્યાં મૂક્યો નિદ્રામાં, અજમો મૂઠ ઊડયાં જાય.
ઔષધઅંજન નાનાવિધ કીધાં, ઉચળી પછાડયો વાર બે ચાર,
પણ અઘોરીની ઊંઘ ન ઊડે, દીધા ઘુંટણિયાના પ્રહાર,
પછે ઊઠતાં અન્ન આરોગ્યું સર્વે, પછી પૂછ્યા સમાચાર,
મુને કાચી નિદ્રાએ શિદ જગાડયો ! આ શા વાનરના હોકાર ?

### ભાઈનો રાવણને ઠપકો

જોબન જતી તે જેર કીધું રે, ના જીત્યા ક્રોધ ને કામ રે,
શ્યામ કેશ ઉજ્જ્વળ થયા, તોય મન રહ્યું તારું શ્યામ !
ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેવું ધામ રે,
તેમ વિભીષણ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ.

પરનારી જેવી પાવક જ્વાળા રે, વામા વિખની વેલ રે,
જીવ લેશે તારો કટુંબ સાથે, જઈ રામચરણુ શીશ મેલ

## દારુણ યુદ્ધ વર્ણન

મીરે વીર થયા લથબથ, ઊડે અમાડી ભાગે રથ
થયો અશ્વ ગજ રથ સંહાર, પડે માર, વદે હોકાર
વજ્ર પતાકા અંકુશ છત્ર, મુગટ રેપ પડ સર્વત્ર
તોમર ત્રિશૂળ શક્તિ મહાજ્વાળ ગુર્જ ગદા ભોગળ ભિંડિમાળ
કાતી ગુપ્તી પરિઘ પટ્ટીશ પડે હસ્ત ચરણુ ઉદાયે શીશ
કર્ણ નાસિકા હૃદયા નેત્ર શુ મેદ માસના ઊગ્યા ક્ષેત્ર
ચરણુ પ્રહારે કંપે મેદની, વપુ વરસે ધારા સ્વેદની
લોહદંત દારુણ કડકડે પછાડે પૂછ કપિ ગડગડે
હનુમાન વીરની વાગે હાક, ક્ષિતિ અંબર શુ ચડિયા ચાક!

## લક્ષ્મણ મૂર્છા

બોલો સંતશિરોમણુ ! સાધ ! કાંઈ ક્ષમા કરો મુજ અપરાધ
જુઓ વિચારી સગપણુ ને સ્નેહ હુ દુખિયાને નવ દીજે છેહ
મુને આગળ કરીને પૂઠે આવતો, કમંડળ લેઈ આગળ ચાલતો
તો આજ કેમ અધમી થયો ? મુજ પહેલાં કયમ સ્વર્ગે ગયો ?
હજી મૈથિલી મૂકાવી નથી, તો શે સુખે તને નિદ્રા વશી ?
જાગો ઉદ્યમી ! કરો સંગ્રામ એમ કહી કહી રુવે શ્રીરામ

## રામ-રાવણુ યુદ્ધ
(ભુજંગી ૭૬)

કોપ્યા શ્રી રઘુનાથ ધર્યું ચાપ મૂકે
લંકાનાથ નાઠો, થયાં બાણુ પૂંઠે
લે પતિતની પૂંઠ જમદૂત જેવા,
લંકાનાથ પૂંઠે ધાયા બાણુ તેવા
ગુફા ભોયરાં કોટડી માળ મેડી
ચડે ઊતરે નાસતો ચર્ણુ એડી
ભર્યો શ્વાસ ને મુખ નિઃશ્વાસ નાખે
'મુ ! રામનાં બાણુથી કોણુ રાખે ?'
વહુ સુંદરી દીકરી સર્વ દાસી
ભીડે બારણાં, સર્વ કો જાય નાસી
આવ્યો ધામ મૂકી જ્યહાં શ્રેષ્ઠ, નારી
'મુને રાખ મંદોદરી ! ' કે ' અહંકારી

## સતીનો પ્રભાવ

આસનમાન દીધુ નમી પાય રાણી
રહ્યાં બારણે બાણુ મરજાદ આણી
કરી સ્તવન શ્રીને પરણામ કરિયાં,
સતીનારના વેણુથી બાણુ ફરિયાં.

### ઈંદ્રનો રથ જેમાં બેસી રામ લડ્યા.

તવ ઇંદ્રરાયે સમો જોઈને મોકલ્યો નિજ રથ રે,
માતલી સારથી સદ્ય લાવ્યો, સાધવા દેવનો અર્થ રે.
દશ સહસ્ત્ર ઘોડા રથે જોડ્યા, મન પવનનો વેગ રે,
રથ ચક્ર ચાલે ગર્જતાં જેવા ગગન ગાજે મેઘ રે.
શત ધ્વજ ફરકે પૃથક્ રંગે, દશ કલશ પંચ છત્ર રે,
નવજાતિ મણિ જડ્યા જાળીમાં મીનાકારી વિચિત્ર રે.
પચરંગા પટવાળી ગાદી સિંહાસન શીકાર રે,
શોભિત તકિયા ચમર વીંઝણા મોગરે મોતી સાર રે.
ભમર ભમરી હંસ હરિયાળા, છે કોરે બહુ ચિત્ર રે,
અસ્ત્ર શસ્ત્ર આભૂષણ ભરિયાં, જાત ભાત વિચિત્ર રે.
ફેરવાળ ઘૂઘરમાળ ધમકે, મોહોર કે મોતીદોર રે,
નવરંગ અંગ તુરંગ મેહેકે કરે હીસારવ ખુરશોર રે.
રવિમંડળ વા ચંદ્રમંડળ અગ્નિ વાયુ વૈમાન રે,
એવો રથ અવનિ ઊતર્યો જોઈ રીઝ્યા શ્રી ભગવાન રે.

### રામ વિજયનો આનંદ

અમરવર્ગ કુસુમે વધાવે, હવો જે જે કાર રે,
એક હસ્ત અવનિ ઊંચી આવી, ટળ્યો ભૂમિનો ભાર રે.
નારદ શારદ નિગમ ને ઋષિ, રામના ગુણ ગાય રે,
અપછરા કિન્નર જક્ષ વિદ્યાધર નાચે, વીણા વાય રે.
હરખ્યા ગણગાંધર્વ સરવે, ઈંદ્ર ચંદ્ર સવિતા નક્ષત્ર રે,
મેઘશ્યામ રામપ્રતાપથી હવું સુખ તે સર્વત્ર રે.

# પ્રેમાનંદની પ્રસાદી—ઋષ્યશૃંગાખ્યાન

(પરિચય : ડૉ. રસિકલાલ પંડ્યા)

### શૃંગીઋષિ નવું શાસ્ત્ર શીખે છે.

(છંદ ભુજંગીની ચાલ)

ખિલીને ખુંખારી ઋષિરાજ બોલ્યા, પઢાવો પઢાવો કરી તર્ક તોલ્યા,
કિયા ગુરુનું લેઉ મુખનામ મારે, કરૂં કયો મંત્ર ઉચ્ચાર ભારે ૧૨
કિયે આસને ધારી બેસું હું ધ્યાને, સમાધિ પ્રયોગો કહો જોઈ માને,
સુણી શાણી સ્વામી, કરી મંદ હાસ્ય, વિચારી વદી ધારી અજ્ઞાત પાસ ૧૩
અહો નાથ મારા કહું મંત્ર શિક્ષા, ધરો કામશાસ્ત્રે તમે રૂડી દીક્ષા,
સુણો એહ વિદ્યા તણો મર્મ પહેલો, ગુરુ વિનનો ગૌરવાધીન સેલો. ૧૪
જપો મોહ મંત્રો જડે રૂડિ વિદ્યા, રતિ આસને પામવી રૂડી સિદ્ધા,
ધરો તત્ર ધ્યાને તપોને વિચારી, હશે ધ્યાન તો તો વરો બુદ્ધિ સારી ૧૫
અમારા પ્રયોગો મુનિ બાણ પંચો, સમાધિ સુખો અંગ સંયોગ સાચે,
સુણી વાણી એવી ઋષિરાજ રીઝ્યા, શિખાવો શિખાવો કહે હર્ષ ભીંજ્યા. ૧૬
કહે કામની રાજ વિદ્યા વિચારો, મતિ ધારી સુધી બ્રહ્મચર્ય ધારો,
અહો ચંદનાલેપ આનંદકારી, મચો માન મૂકી ઘસો અંગ વારી. ૧૭
કદી સિંદુરચીયો હાથ ડાળી, ધરો પીન પીડા દયાદેવી દાબી,
વળી વેણિ મારી વિખેરો વિહારી, જુઓ શું જુઓ શું ન થાઓ વિચારી. ૧૮
ધરો ધ્યાન એ શીખવા શાસ્ત્ર સારૂં, કહ્યું માની મારૂં કરો એ વિચાર્યું;
વદી એમ વામા જઈ પાસ ઝાલી, મુનિરાજ શીળાતળે પાડી બાળી. ૧૯
અહો દેવ મોટા મૂકો માન ખોટું, પ્રતિબોધ માનો ભણો શાસ્ત્ર મોટું,
ઘણી વિધ એણી રીતે તો ઉચ્ચારી, ઋષ્યશૃંગ જાણે ન કાંઈ સમારી ૨૦
ધ્રુજે બાળ શું પાન અશ્વત્થ છૂટ્યું, ન થાયે વપુ તોય તે સંગ છૂટ્યું.
દયા હીણું દેતા ન કંપેય મૂકે, પળી જાય તોય અહી સાથ ઢૂંકે. ૨૧
ભૂલ્યા ઈશ બ્રહ્મા ત્રિપુરારિ જેવા, કહો શૃંગીના ત્યાંય તો ભાર કેવા ?
થયા લોટપોટ શિખ્યા સારિ વિદ્યા, ગયા ગુણને આવિ મોટી અવિદ્યા. ૨૨

કડવું. ૧૮મું.

# પ્રેમાનંદની પ્રસાદી—'સુદામાચરિત્ર'

( પરિચય : શ્રી. રવિશંકર પાઠક )

[ શ્રીમદ્ ભાગવતના 'દશમસ્કંધ'માં આપેલી સુદામા કથાને આંખ આગળ રાખી પ્રેમાનંદે પોતાના જમાના માટે ભક્તચરિત્ર રચ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણના સહાધ્યાયી રંક સુદામા, દ્વારકામાં શ્રીકૃષ્ણના દર્શને જાય છે. પ્રભુ બહુ પ્રેમપૂર્વક પોતાના રંક મિત્રનો સત્કાર કરે છે, અને એની જાણ બહાર તેને અઢળક સંપત્તિ આપી દે છે : મિત્ર ધર્મનો મહિમા આ રસિક ચરિત્રમાં ગાયો છે.]

### સુદામાનો રંક સંસાર

ધાતુ પાત્ર નથી કર સાહાવા, સાંજુ વસ્ત્ર નથી સમ ખાવા,
જયમ જળવિણ વાડી ઝાડુવાં, ત્યમ અન્નવિણ બાળક બાડુવાં.
નીચાં ઘર ભીંતડીયો પડી, શ્વાન માંજાર આવે છે ચડી,
અતીત ફરીને નિરમુખ જાય, ગર્વાનક નવ પામે ગાય.
કરો છો ગાર્હપત્યની સેવ, નૈવેદ વિના પૂજો છો દેવ,
પુન્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર.
હું તો દરિદ્ર-સમુદ્રમાં બૂડી, હેવાતણમાં અકેકી ચૂડી!
હું પૂછું છુ લાગીને પગે, એવડું દુઃખ સહીશું કહાં લગે?
દાહાડી તમે કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.

### સુદામાપત્નીની વિનતિ

જે રહે કલ્પવૃક્ષની તળે, તેહેને શી વસ્તુ નવ મળે?
જે જીવ જલમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરશે મરે?
જે પ્રગટ કરી સેવે હુતાશ, તેહેને શીત આવે ક્યમ પાસ?
અમૃતપાન કીધું જે નરે, તે જમકિંકરનો ભે ક્યમ ધરે?
જેહને સ્નેહ શામળીયા સાથ, તેહને ઘર ન ઘટે અનાથ,
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી.

### મામ ન મૂકીએ રે

સુદામો કહે, "વિપ્રને નથી માગતા પ્રતિવાય,
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતા જીવ જાય.
મામ ન મૂકીએ રે.

જોડવા પાણી ને દીન વાણી, થાય વદન પીળુ વરણ,
એ ચિહ્ન છે જાચક તણાં, જાચવાથી 'રૂડું' મરણ!
મામ ન મૂકીએ રે."

દશ માસ ગર્ભ નિવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ,
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે ક્યમ?
—મામ ન મૂકીએ રે.

## અન્ન-મહિમા

આંખ્ય ભરી અબળા કહેઃ ઋષિરાયજી રે
મારું જડ થયું છે મન : લાગુ પાયજી રે
એ તો જ્ઞાન મને ગમતું નથી : ઋષિરાયજી રે
રુવે બાળક, લાવો અન્નઃ લાગું પાયજી રે.
કોને અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે
અન્નવિણ ભક્તિ સૂઝે નહિ, ઋષિરાયજી રે
જીવે અન્ને સાધુ જગત, લાગું પાયજી રે
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયા, ઋષિરાયજી રે
રવિએ ગમ્યુ અક્ષયપાત્ર, લાગુ પાયજી રે.
સપ્તઋષિ સેવે કામધેનુને, ઋષિરાયજી રે
તો આપણે તે કોણ માત્ર? લાગું પાયજી રે.
સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજી રે
મનવાંછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ પ્રાણ અન્નવિના નહિ, ઋષિરાયજી રે
ઊભો અન્ને સકલ સંસાર લાગું પાયજી રે.
તનખણ ત્રિકમ છેદશે, દારિદ્ર કેરાં ઝાડ રે
પ્રાણનાથ ! પધારો દ્વારીકા હું માનું તમારો પાડ રે.

## સુદામા–દ્વારકા પ્રવેશ

રૂપ જોઈ જોવા સહુ મળે, ખીજવે બાળક પૂઠળ પળે,
જાદવ-સ્ત્રી તાળી દઈ હસે, ધન ગામ જહીં આ નર વસે.
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર,
કોઈ કહે ઈંદુ. કોઈ કહે કામ, એહને રૂપે હાર્યા કેશવ ગામ
પતિવ્રતાના મોહ હરશે મન વ્યંગ વચન બોલે સ્ત્રીજન,
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.

## કૃષ્ણ-સુદામા મિલન

રુક્મીણીજી તે છૂપી ચાલે રે, મૂકી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ નેવ રે.
જુએ કૌતુક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર ! ક્યાં અશરણ શરણ રે !
જુએ દેવ વિમાને ચડીયા રે, પ્રભુ આવીને પાયે પડીયા રે.
હરિ ઊંકાડવા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૃદયા સાથ રે,
ભુજ બંધન, વાંસા પૂંઠે રે, પ્રેમના આલંગન નવ છૂટે રે !
પછે મુખ અન્યોઅન્ય જુએ રે, હરિનાં આંસુ સુદામોજી લુહે રે,
તુંબીપાત્ર ઊલાવીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે.

## ગોવિંદે માંડી ગોઠડી

કૃષ્ણ

શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી,

શેં દુઃખે તમે દુબળા, મારા પૂરવ સનેહી!
કાંઈ ધાતુપાત્ર કને નહીં, આવ્યા તુંબડું સાહી.
વસ્ત્ર નથી શેં પેહેરવા, મારા બાળસનેહી!
કે સુખ નથી સંતાનનું કાહોને, કરમને દોષે,
ભાભી અમારાં વદકણાં, તે શું લોહીક શોષે?
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી,
એ દુઃખમાં કિયું દુઃખ છે, મારા પૂરવ સનેહી!?

સુદામાઃ

જેહને તમારું સ્મરણ છે, તેને ચિંતા કેહી
સુખ દુઃખ બેહુ સમાન છે, મારા અતિ રે સનેહી!

## તાંદુલની ભેટનો સ્વીકાર

કર મરડીને લીધા ગાંઠડી, સાથે ત્યાં દુઃખ મોડયા,
જ્યમ જ્યમ ચીંથરાં નાથે છોડયાં, ત્યમ ત્યમ ભવનાં બંધન તોડયાં.
અઢળક ઢળીઓ રે શામળિયો.

તાંદુલના કણ મુખમાં મૂકયા, ઉંડી છાપરી આકાશ,
તેણે થાનકે સુદામાને થયા, સપ્ત ભોમ આવાસ.
અઢળક ઢળીયો રે શામળિયો.

ઋષિપતની થઈ રુખમણી સરખી થયા સામ્બ સરીખા પુત્ર,
વૈભવને શું કવિ વખાણે, જેવું કૃષ્ણનું ઘરસુત્ર!
અઢળક ઢળીયો રે શામળિયો.

## ખાલી હાથે વળાય

વિવેક જ્ઞાન સુદામે ગ્રહયું, ધન નાપ્યું તે સારું થયું,
ધને કરી મદ સુજને થાત, ભગતિ પ્રભુની ભૂલી જાત!
કૃષ્ણે સુજને કરુણા કરી, દરિદ્ર દુઃખ નવ લીધું હરી,
સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુખે સાંભરશે શ્રીરામ

## સુદામાનું આશ્ચર્ય: વૈભવ

કામ ભૂલ્યો, પણ ગામ નિશ્ચે ધામ કોઈ ધનવંતનાં.
વસન, વાહન, ભોવન, ભોજન, ભૂખણ ભવ્ય ભંડાર.
ચામર, આસન, છત્ર બિરાજે, તાંહાં ઈંદ્રનો અધિકાર.
મેડી અટારી છજાં જાળી, ઝળકે મીનાકારી કામ,
ફાટીક મણિના થંભ જડીયા, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભૂલો ભમ્યો, જોઈ ભોવનનો ભાવ,
માણેક મુક્તા રતન હીરા, ઝવેરી જોત્ય જડાવ
ગોળી, ગોળા, ઘડા, ગાગર, કનકનાં સરવ પાત્ર,
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર
જદપિ વૈભવ ઈન્દ્રનો પણ ઋષિ રહે ઉદાસ,
વિજોગ રાખે ભોગનો, પાળે તહાં સંન્યાસ.

# પ્રેમાનંદની પ્રસાદી—ભ્રમરપચીશી

(પરિચય ડો. ચંદ્રકાંત પટેલ)

ભોગી ભમરાને, ઓધવ ! ભમતો ભાળો
રખે જતુ કરી જાણો છે ધૂરત કપટી કાળો ! ભોગી
જેટલા કાળા તે સહુ કપટી વિશ્વાસ કોહોનો નવ કરીએ,
કાળા સર્પની સંગત કરતાં કો એક દહાડે મરીએ—ભોગી
ઝીલીએ જો કાળી જમુનામાં, અધરચ આપણી બોળે
વિશ્વાસ આપીને માળો કાપે, જો મસ્તક મુકીએ ખોળે ભોગી
તેને કાળા કેશ પોતીકે અંતે ધોળા થાય,
પછી કો કુશળે નવ આવે જો કાળી રાતે જાય—ભોગી
કાગો મધુકર કરે બહુ ચેષ્ટા નાચે બહુ મકરંદ
કુસુમધરા ગોકુળની દેખી પામે છે આનંદ—ભોગી
નીરસ પુરૂષ છે વૃંદાવનમાં, મધુકર ! જા મધુવનમાં,
શિર મંડળ કુસુમની વાસના, ખૂતી છે તુજ મનમાં—ભોગી
તાહારૂં વદન-અગ્ર આરક્ત થયું છે અમારા શોક્યનું કુંકુમ લાગ્યું
તે દેખાડવા શું આવ્યો ? ધૂરત ! જા અહીં વો માન માગ્યું—ભોગી
અમારે પગે શું ફરી લાગે ! અમો ધૂરતને નવ ધીરૂં,
જૂઠું મન, સાચું નવ જાણે, જેમ મોતી વચ્ચે ચીરસુ —ભોગી
( ગોપવધૂ કેહે ઓધવજીને ) મધુકરના કૌતક નીરખો,
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વર છે ભોગી ભમરા સરખો—ભોગી

## ભ્રમરનો ઉપાલંભ

કૃષ્ણા કેહે શ્રીકૃષ્ણને ' સુણ ભમરારે, શું ધાર્યો ખટપટ ભેખ ? ભોગી ભમરારે
રાધે દીધું આલિંગન શોક્યને સુણ મુખે લાગી કુંકુમ-રેખ, ભોગી
હોયે ચાર પગ જે જીવને, સુણ તેહેનું ' પશુ ' નામ કહેવાય ભોગી
તેહને અજ્ઞાન હોયે અતિઘણું સુણ મુખ ઘાલે ઊંડે જાય, ભોગી
ખટચરણ છે તાહારે વિષે સુણ માટે ' દોઢ પશુ ' તહારૂં નામ ભોગી
રાધા—પંકજ પરહરી સુણ કીધો દાસી—ધતુરે વિશ્રામ, ભોગી
આજ મધુવન પ્રફુલ્લિત થયું, સુણ તું શ્રમ કરી આવ્યો વ્યર્થ, ભોગી
તું માન પામીશ મંજુરી વિષે સુણ તાહા સરશે તહારો અર્થ, ભોગી
નીરસ પુષ્પ છે વૃંદાવન તણાં સુણ તે ધતુરાનો વાસ ભોગી
હે અનમાળા તાહારા કંઠમાં સુણ કાળા કરી આવ્યો તું વિશ્રામ ભોગી
તત્ત્વ રસ તું લઈ ગયો સુણ પોતાનું આપ વિચાર ભોગી
પ્રેમાનંદ—પ્રભુ પૂંઠે પડી, સુણ અમો મરનાંને ન માર ! ભોગી

## જસોદા-ઉદ્ધવ સંવાદ

માત જસોદા બોલિયાં, 'ઉદ્ધવ'! સાંભળો રે.
અમો અજ્ઞાનીનું મન, કાળો કામળો રે.
તેને ન ચડે દૂજો રંગ, પહેલી સ્થાપના રે;
ગુણહીન ગોવાળાં લોક, જ્ઞાન નથી પામતાં રે
તમે કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળે રે;
હું કેમ કરી આણું વિશ્વાસ? બાંધ્યો મેં ઊખળે રે!
પ્રસવ સમેનો દિન, આને હોય દોહેલો રે;
ઉદરમાં દસ માસ, વહ્યો મેં સામળો રે;
પોઢાડ્યો મે પારણે, ગાયાં હાલરું રે.
તે સુખ સંભારી જોઈ, રોઈ રોઈ મરું રે!
મુખ ઉપર આવતા કેશ, આંખડી મીંચતો રે;
સોને મઢ્યો સિંહનો નખ, હૃદે હીંચતો રે,
કુંડળનાં પ્રતિબિમ્બ, ગોરા ગાલમાં રે;
ઠુંકડ રાગે ચાલતો, આ પરસાળમાં રે,
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતો રે,
વદતાં બે મંજાર, માહારી કોટે વળગતો રે!
ગોવિન્દ બોલે ગુગાલું, મુખ ભર્યું માટિયે રે;
તે સુખ સંભારી જોઇ, અમો નવ ફાટિયે રે!
તે સુખ સંભારી જોઈ, અમો નવ ફાટિયે રે!
ઘુઘરીઆળી ગોફણી, લટકે નાકે મોતી રે,
ઠમક ઠમકડે ચાલતો, હું પૂંઠે જોતી રે.
રોતો ખૂંચતા ઘુઘરા, પાગની પાનીયેરે,
તમે કાહો એ 'બ્રહ્મ' અમો કેમ માનીયે રે?
ત્રણ ભોવનનો નાથ, ત્યારે કેમ ગાવડી રે?
પ્રેમાનંદ—પ્રભુની, હું તો માવડી રે

# પ્રેમાનંદની પ્રસાદી—વામનચરિત્ર

( પરિચય : સૌ શ્રીમતીબાલા મજમુદાર )

### યજ્ઞભૂમિમાં વામન

કર જોડી બળિ બોલિયો, ' ઋષિ વામન રે
આજ સફળ થયા શત યાગ, કીધો મુને પાવન રે
હઠ મૂકી ભણતા રહો, ઋષિ વામન રે
હું પૂજું તમારા પાગ, કીધો મુને પાવન રે.
મંડપ મારો શોભાવિયો, ઋષિ વામન રે
જો પધાર્યાં સ્વામિન, કીધો મુને પાવન રે
હું ખાંધે કરીને ઊચકું, ઋષિ વામન રે.
મંગાવું નરવાહન. કીધો મુને પાવન રે
કૃપા કરી ઋષિ ઊઠિયા. ઋષિ વામન રે
ભરે નાના નાના પાય, ચાલ્યા મુનિ પાવન રે
પાછળથી બળિ સ્તવન કરે, ઋષિ વામન રે
આગળ ચાલે શ્રી પરબ્રહ્મ, ચાલ્યા મુનિ પાવન રે
મંડપમા આવિયા હરિ, ઋષિ વામન રે
ઊઠયા બ્રાહ્મણ ક્ષત્રિય ભૂપ, થયા સૌ પાવન રે
સભા સઉ વિસ્મે થઇ, નિરખી વામન રે
દીઠું શોભા-સાગર રૂપ, થયા સૌ પાવન રે
કો કહે વિષ્ણુ પધારિયા, નિરખા વામન રે
કો કહે માનવ-બાળ, થયો સૌ પાવન રે
જોઈ વિપ્ર વાતો કરે, નિરખી વામન રે:
કે વામન ઘણા વાચાળ, કીધા સૌને પાવન રે
રાજાએ આસન આપિયું. મુનિ પાવન રે:
બેઠા વૈકુંઠ—ભૂપ, કીધા સૌ પાવન રે
ઇન્દ્રાસન આવ્યું ગયું, જોઈ વામન રે:
શુક્રાચાર્યે ઘસિયા હાથ, કીધા સૌ પાવન રે
કર જોડી પૂછે બલિ, " ઋષિ વામન રે,
કહો અમ સરખું કાંઈ કામ, કીધો મુને પાવન રે "
વામન વળતું બોલિયા, " સુણ રાય રે:
અમોએ જાણ્યો તને ઉદાર, જાણ્યો મહિપાળ રે
મારો નિવાસ આખા જગતમા, સુણ રાય રે:
બ્રહ્મચારીને શું ધામ ? જાણ્યો મહિપાળ રે.
બ્રહ્મકુળ છે માહરૂં, સુણ રાય રે
મારું વામનજી છે નામ, જાણ્યો મહિપાળ રે

દીસે દાંત રુડા હસતાં રે, હીરા તેજ કરે છે કરતાં રે. ૫
ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઊતાવળુ 'ને બોબડું' બોલે રે,
સોનાની સાંકળી, ને કંઠે દોરો રે, કેડે પાટીવાળો કંદોરો રે. ૬
ઝળકે ધનરેખા હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆં રે,
સાદો એક વાગો પહેર્યો છે હરજી રે, એનો સિવનારો કોણ દરજી રે ? ૭
એનુ કેડ બાંધ્યુ એવડું રે, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડું રે,
કરે દિંડતા હાથના લટકા રે, સાદી દોરીના કેડે પટકા રે. ૮
પટકે લટકે ફુમતડા જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે,
ફીંઆ ફીંઆમાં તે કૌતક ભાળિએ રે, કાલી ગાડવાળી બેચાર કાળીએ રે, ૯
એક ઓઢી પછેડી ખાંધે રે, નાથ ફુદાસો ને મોટી ફાંદ રે,
વસ્ત્ર પેહેર્યા તે પાયે સોજા રે, પાએ પેહેર્યા તે સુંદર મોજા રે, ૧૦
સાથે વાણોતર છે સાત રે, ઓદ્ધવને અક્રુર ભ્રાત રે,
હનુમાન વિદુર ગરુડ રે, ભક્ત સુદામો દીસે દીન રે ૧૧
પારથના હાથમા પાન રે, આગળ જ્યોડિકાદાર હનુમાન રે,
ચમ્મર સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમા વહી રે. ૧૨
બોલી બોલે પ્રભુ તોતળી રે, ઉદ્ધવને ખાંધે કોથળી રે,
એમ આવ્યા શામળા અવિનાશી રે, તે જોઇ રહ્યા તીરથવાસી રે ૧૩,
કાંઈ વાગો બીરાજે કેસરી રે, બન્યા મોટા પારીખ લખેશરી રે,
મારો નાથજી નીચે ખામણો રે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે, ૧૪

## શામળશા તીરથવાસીને મળે છે

કહે જાતરાળુને અવિનાશ રે, રૂપૈઆ આવ્યા મુજ પાસ રે,
તમે શોધતા ફરો તે શું ય રે ? ભાઈ શામળદાસ તે હું ય રે ૨૮
નરસૈંયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું હુ છાનો રે,
કરું વૈષ્ણવજનની સેવા રે, મુને ઓળખે છે નરસૈયાના જેવા રે ૨૯
મે તો બીજી વિધિ છાંડી રે મહેતાને પુન્યે કોથળી માંડી રે
પરિવાર જીવે શામળશાહનો રે, તે તો આશરો નરસૈયાનો રે. ૩૦
છોડી કોથળી કરુણા કરી રે, કાઢયા રૂપૈયા મુઠી ભરી રે,
જોવા મળ્યાં ચઉગામનાં લોક રે, ગણી આપ્યા રૂપૈયાના થોક રે, ૩૧
સો ઉપેર આપ્યા મહારાજ રે, તે તો ખરચ ખુટણને કાજ રે,
'નરસૈયાને વિનતિ કહેજો મારી રે, કાગળ લખજો,' કહે દેવ મોરારી રે, ૩૨
એક માસ દ્વારકામાં રહે, તેના કારજ પૂરાં થાયજી
તીરથ વાસી આવ્યા ફરી, જૂનાગઢની માંયજી
નરસઈઆને ચરણે લાગ્યા, ને કહે· "સાચો તારો શેઠજી,
વાણોતર તે તું ખરો ભાઈ, બીજા તે દૈવની વેઠજી !"

ગણિકા –

પાધરી વાટે તે વડે રે, જેને હોયે બે બાપ,
દાણની શું તે મહોર કરાવી, કસે કીધી શું છાપ ચા સા

શ્રીકૃષ્ણ –

છાપ તેતો તારો બાપ કરાવે, રોકડ વૃષભાન
અમો કુંવર નંદજી તણા, કોની નવ માનું આણ ધ્રુ આ

રાધિકા –

સમજી બોનાં સ્યામળા વહાલા લોક સાથે શા લાડ,
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ ચા સા

શ્રી કૃષ્ણ –

ગોપી ગાળ દીયો અહંકેરી, છે જે શાવરનો પોરો,
ભીખ માગ્યાની પેર કહુ, તુ કાન ધરની ઓરો ધ્રૂ આ

રાધિકા –

દાન ધર્યાનું કામકાજ શું છે, સમજ્યા મનની વાત,
એવો કો દેખતી નથી જે, મુને અડાડ હાથ ચા સા

શ્રીકૃષ્ણ –

જે આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન,
તારું સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન ધ્રૂ આ

રાધિકા –

તું છ વરસનો છોકરો ને, ચોરી પીતો છાશ,
સર્વસ્વ આપું સ્યામળા, તું આવે જો મુંજ પાસ, ચા સા

શ્રીકૃષ્ણ –

તું મદમાતી આહીરડી, હું નિપટ નાનું બાળ
બાળપણ દેખાડશું, ચર્વાદેની સખ્યા કાળ ધ્રૂ આ

સંવાદ કરતા દિવસ વીત્યો, અબળા આકળી થાય
પ્રેમાનંદ–પ્રભુ જાવા દીજે, ગોપીકા લાગે પાય ચા સા

ગોપી વચન

(રાગ કાફી)

સુંદર સ્યામળા રે, અમો હાર્યા ને જિત્યો તુંય રે,
ત્યારે વેતો તું લેહમણા, તારે જોઈએ શું ય ?

સુંદર સ્યામળા રે–ટેક

દિનાકર અસ્તાચળ પહોચ્યો, પડી પ્રભુજી સાંજ રે,
પરણ્યા પિયુજીને ઉત્તર દેવા, કેમ તજીએ ઘર માંઝ

શું સ્યામ–૨

સાસુ વાઘણ નણંદી નાગણ જેઠ તે જમોજમ રે,
મુરલિધર, સરખો સ્વામી, તેને ઉત્તર દીજે કેમ

શું સ્યામ–૩

# પ્રેમાનંદની પ્રસાદી : 'ઓખાહરણ'

(પરિચય : શ્રદ્ધા મજમુદાર)

### ચિત્રલેખાની શિખામણ

મારી ઓખાબાઈ સલૂણાં જો, તમે વ્રત કરોને અલૂણાં જો
આવ્યો ચૈત્રમાસ એમ કરતા જો, પછે ઓખાજી વ્રત આચરતાં
અલવણ અન્નજમી દિન ખૂવે જો, દીપક બળેને ભૂમિએ સૂવે જો.
માત ઉમિયાને આરાધે જો. દેહદમન કરે મન ભાવે જો,
થયું પૂરણ વ્રત એક માસે જો. કોણ જાણે એકાંતવાસે જો.

### સામેરીની સાખીઓ

સામેરી સજ્જન વળાવિયો, તાતી વેલૂ માંહે,
હું ન સરજી વાદળી, પિયુને પળપળ કરતી છાંય રે,
સાહેલી સાગર ઉલટયો, રતન તણાયાં જાય,
કરમહીણો ભરે મૂઠડી, તેના શંખે હાથ ભરાય રે.
સેજે સુતાં સ્વપનો ભયો, પિયા ગૃહી મોરી બાંહ,
ઓચિંતાં ઝબકી ગઈ, પીયુ ન દેખું ત્યાંહ રે
સુઉ ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયુ જાય,
કૈન—કે સ્વપ્નાંતરે, કયું જિઉં ? મોરી માય
સ્વપ્નોમે પિયુ આવીયા, ઉઠે લાગો પાય;
બલિહારી એ સ્વપ્નકી રે; મત સ્વપ્ના હોજાય રે.
સ્વપ્નાને તોરા કહા કીયા, મત જગાવે મોય
જો મેરા પિયા ના મીલે, તો મેં મરંગી માય રે.

### સ્વપ્નમાંથી ઉષા જાગે છે

જાગી જાગી રે રામા રસભરી, તપાસે સેજલડી ફરી ફરી રે.
અરે નાથજી ન જઈએ હાડ, રાડ તે કોગટ કીમ રે,
અમોપર ન આવેદયા, ઢળી મારી આંખડીએ આંસુ રે.
અનેક ઉપાય કીધા કન્યાએ, ન ખોળ્યો નાથ આશા ભાગી રે,
વદે વિપ્ર પ્રેમાનંદ, થઈ ગતિ મંદ, પછે ઓખા તે રોવા લાગી રે

### ઉષાનો સંતાપ

રાગ : રસિક મલ્હાર

મારો પીયુ પરદેશી થઈ રહ્યો, રિસાયો ભરથાર
રત્ન આવ્યું તું હાથમાં, રાખી ન શકી આપણી વાર રે.
હવે દોષ દેવો શો કર્મને, હાસ્યમાં થયું હસ્પાંત
મેંતો મરકલડે મુખ ફેરવ્યું, મારા નાથને પડી છે ભ્રાન્ત રે !

### ચિત્રલેખા ચિત્ર દોરે છે

કાગળ ને રંગ લાવી રે વિવાના, ભાલ્ક ભાલના ચિતર્યે સ્વરૂપ;
સ્વર્ગના સુર પાતાળના પન્નગ લખાયા તે ભૂમીના ભૂપ
ચિત્ર લેહા મનમાહી વિચારે, મે લખાયા તે કામોધામ
વિષયી પુરુષ ભામનીનો ભોગી, શ્રીકૃષ્ણ તણુ એ કામ
'અરે સહિયર એ વિયાગના રે, કુળમા છે મારો ભરથાર'
તવ પ્રદ્યુમ્નને લખી દેખાડયો, લાજ કીધી બીજી વાર
કથા કહ અસવવ પ્રભુના, આ પુરૂષ કોઈ વૃદ્ધ,
ચિત્રલેખાએ લખી દેખાડયો, કાનળમા અનિરુદ્ધ
મુગટ ભમરપર, વદન સુધાકર, તેને એ અનૂપ
પ્રેની ઓખા ધાઈને ભેટી, કાગળને ભરી બૂજ!
'ના, ના ભોયો, ભાગ સમ છે, લાજો છો શા માટે?'
ચિત્રલેખા કહે, "ન હોય સ્વામી વળગ્યામા કાગળ ફાટે"

### ઉષા સૌંદર્ય

રાગ – ચોપાઈ

તપે નિલવટ ચાદનો તેવો ચન્દ્ર શરદ પુનમના જેવો
શીર રાખડી શોભા ઘણી, ચોટલો જાણે નાગની ફણી
નાકે મોહે મોતીની વાળી, તેને અનિરુદ્ધ રહ્યો છે ભાળી
નારિ તારિ નાસિકાનો મોર, તો'ય ભૂપણ ચિત્તનો ચોર
રતા અધર હમ મદમદ, નહિ હાસ્ય એ મોહનો ફદ
પકજમા મેઘબિંદુ પડતા, મોતિ ગોરના અધરે અડતા

### અનિરુદ્ધનુ પરાક્રમ

(મારુની દેશી)

કથ કહે, "ન કરુ સગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ?
અત્યે જીવતા છૂટશુ નહી કા ન મરીએ સામા થઈ
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શુ થાય?
નાઠચે લાછન લાગે કુળમા, પ્રતિષ્ઠા જાએ એક પળમા,
મૌઅર ભેયે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે
ઘન ગાજે ને કેસરિ કે કાળ, ન ઉઠ્યે તે, જાણરો શિયાળ,
ક્ષત્રિયનામે દેખીને દળ, ન હોય પુત્ર, જાણવો વ્યડળ
હાકચો વાઘ ન માડ કાન, શાર્દૂલ નહી, જાણવો શ્વાન
પરમા ગોઝારો ગહ પેગી, યોદ્ધો ચરણવિહોણો રહે બેશી"
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી
અસુર સેના પર કોપિયો, ગર્જી થકો ઠેકીને પડિયો
જેમ ગ્રાહ પેસે જળમા, તેમ અનિરુદ્ધ પેસે દળમા
જેમ ઈન્દુ પેસે વાદળમાં, તેમ અનિરુદ્ધ ધાયો બળમા

ચૌટામાં ચોરે જણાવિયો, હીંડયો વ્યભિચાર
છાની ઓખા મંદિર મોકલી, રાખ્યો કુળનો ભાર
છે શરદ ઋતુ તડકો ઘણો, તાપે તાવડ શીર
કેસર રંગની અર્ચનો, ભીંજવું સઘળું શરીર
લક્ષણવંતો હીંડે ટહેકતો, મ્હેકતો બહુ વાસ
કો કહે દૈવત એહમાં, દીસે રૂપ રસાળ
કટાક્ષમાં કામની પડે જોવામાં મોહજાળ
ભુજંગણી ભ્રકુટી વિષે, ભલી ભુલેરે નાર
કુંવારી કન્યાને કામણ કરે, એવો કામ કુમાર
નાના વિધના બંધન બાંધ્યા, કહાડી ન શકે શ્વાસ
એક એકનાં મુખ દેખી ભામણાં, થાય અતિ ઉદાસ

  

બંધન દેખી કંથનું, ઓખા-ભરે છે નયણે નીર,
અનિરુદ્ધ આપબળે કરી. અબળાને આપે ધીર,
આવડું તો અસુર કુળને, એવડું તૃણ માત્ર
શોભા રાખવા સ્વશુરની, બંધાવ્યું છે મેં ગાત્ર
મરડીને ઊઠું તો લીધ છુટ, હણૂ દાનવ દઈ દુઃખ
શું કરું જે શ્વશુર પક્ષમાં, રાખવું છે સુખ,

  

મ્હારા મન જો સુંદરી, રાખો કરો મુખ ચંદ
આ બંધનપે દુઃખ અધિક છે, તારા આંસુડાના બુંદ

### ઘાયલ બાણાસુર

મૂક્યું ચક્ર તે બીજીવાર, દૈત્યમાં થયો તે હાહાકાર
નાઠો બાણ વાળીને મૂંઠ, હરિયે ચક્ર તે મૂક્યું પૂંઠ
અંગો અંગમાં લાગી જ્વાળ, જેમ છેદે કો વડની ડાળ
એમ કપાય બાણના પાણ, ત્રાહ ત્રાહ વદેમુખ વાણ
અંગે વહે શોણિતની ધાર, કાપ્યા કર બાણના તે વાર
આવી મેલ્હું સુદરશન, અકળાયો બાણ રાજન
જેમ છેદે વૃક્ષની ડાળ, તેમ કર કાપ્યા ગોપાળ
જેમ ઝુડે વૃક્ષને વન, તેમ કર કીધાં છેદન
પછે રાખ્યા કર ત્યાં ચાર પડયો બાણ તે, ભુમી મોઝાર
અંગે રુધિર વહે વિવર્ણ, જેમ પર્વતથી નીસરે ઝરણ
મૂતો કરે શિવનું ધ્યાન, પ્રભુ રાખો સેવકનું માન

### બ્રહ્મા શિવ-વિષ્ણુની સ્તુતિ કરે

સ્તુતિ કરે છે બ્રહ્માય રે, નમો નમો, હું તો બેઉને લાગું પાયરે નમો નમો
છો ત્રિભોવનના તાતરે, નમો નમો, કાંઈ આરંભ્યો ઉત્પાત રે ન૦
બ્રહ્મા જોડી ઉભા હાથરે ન૦ જુદ્ધ મૂકી દો દીનાનાથ રે ન૦
છો ગંગાધર પશુપાલરે ન૦ તમો ગરુડ ચડયા ગોપાળરે ન૦
જટાધારી ભસ્માધારરે ન૦ મોર પીંછના ધરનારરે ન૦
ઉમીયાવર જોગેશરે ન૦ મહાસિદ્ધ છો ઋષીકેશરે ન૦
જય પિનાક ત્રીશૂલ પાણીરે ન૦ સારંગધર પુરુષ પુરાણીરે ન૦

... ... ... ...

શિવે વાદ વિપરીત માંડયોરે, ન૦ બેઉએ ભાર બ્રહ્માજીનો છાંડયોરે ન૦
ચેન વનવાસી ગોપાળરે ન૦ હું શ્રીછૂંછું પશુપાળરે ન૦
કામ બહુ ગભાના સંજોગીરે ન૦ ખરા ભિખડી કરો ભોગીરે ન૦
સ્ત્રીહત્યાએ થઈ દેહ કાળીરે ન૦ શું કેવરાવો છો કપાળીરે ન૦

... .. ... ...

હો બળિના દ્વારપાળરે ન૦ છોડી બાણ નથ રખેવાળરે ન૦
એવું કહેતાં શિવ નાખ્યા રે ન૦ ગયા હાર બન્યો જુદ્ધે બાખ્યા રે ન૦

### વિવાહ—વર્ણન

વળી તે વિહિવા માંડીયો ને, જીત્યા જાદવરાય;
રુકમિણી મન આનંદ ઘણોરે, ત્યાં તો માતુની મંગળ ગાવ.
અનિરુદ્ધજીની ઘોડલી.

સજ્જન બહુ ટોળે મળ્યાંને, સુરિનર મળ્યા છે અપાર
પાનનાં આવ્યાં બીડલાં, તે પર શ્રીફળ ટોફળ સાર
અનિરુદ્ધજીની ઘોડલી

ચુવા ચંદન છાંટણાર, કેસર કુમકુમ સાર
ભાટ બંદીજન બહુ મળ્યા, તે તો બોલે છે જય જયકાર.
અનિરુદ્ધજી ૦

... ... ... ...

શોણીતપુર પાટણ ભણું રે, કુલડે સોહાવીવાર
અનિરુદ્ધ વરઘોડે ચઢયારે, ત્યાં શેરીએ સોહાવ્યાં હાર
અનિરુદ્ધજી ૦

ચગળ ચાલે ચાલની ને, રંગે રાતે વાન:
મણીઅરડે મોતી જડયાંરે, ઘોડીનું પંચકલ્યાણી નામ
અનિરુદ્ધજીની ૦

પલાણ પચવાળાતણાંને, નંગ પીરોજ સાર
રતન જડિયલે પિંગડારે, તેની ઝગમગ જ્યોત અપાર
અનિરુદ્ધ જી ૦

પાટ તે પહેર્યો શોભતોને, રામજી દીધો હાથ
મોડ બાંધ્યો ગણી રુકમિણીરે, જેને શ્રીકૃષ્ણ સરખા નાથ
અનિરુદ્ધ જી ૦

### પોંખણાં

અનિરુદ્ધ ત્યાં મંડપે આવ્યા, બાણાસુરને મન ઘણું ભાવ્યા,
મુખથી બોલ્યા અમૃતવાણી,- પૂંખે પારવતી પધ્યલી.
ધુંશળ મૂશલ રવાઈ ને ત્રાક, પૂંખી - તાંણ્યું, છુવાવ્યનું નાક

### બિભાસ

ધુંસળે મા પૂંખીશ ઉમયા, ધુંશળે વૃષભનું જોતરું રે.
મૂંસળે મા પૂંખીશ ઉમયા, મૂંસળે અમૃત ખાંડણું રે.
રવાઇ એ મા પૂંખીશ ઉમયા, રવાઇ એ મહિનું વલોવણું રે.
તરાકે મા પૂખીશ ઉમયા, તરાક એ વિશ્વનુ ઢાંકણું રે.
સરૈયે મા પૂંખીશ ઉમયા, સરૈયા વૃષભનું ચારણું રે.

( વલણ )

કોડ પોહોંતા મનતણાં, પ્રેમે આપ્યાં પાન રે;
વર વહુ આવ્યાં ચોરીયે, દે બાણ કન્યાદાન રે,

### વિનોદની વક્રોક્તિ

કસાર જમો જમોરે જમાઇ, તારી રુડી દીસે છે કમાઈ
છોરા તું તો કાળો ને નકળીયો, છોરા તુ તો ભીંગોમાંથી સળીયો
છોરા તું તો નળ જેવડો હાથે, કેમ આવ્યો છૈયા છાનો
મારી ભોળી ઓખા બેન, તારા ચોરતણાં છે ચેન
મારી કયા ન જાણે કાંઈ, તેને કપટે કીધુ તે સાઈ,
છૈયા છત્રપતિએ ઝીલ્યા, કવો કાગ ગૃહમાં ઘાલ્યો
તારા બાપનો બાપ તેડાવ્યો, તેણે પગે લાગીને છોડાવ્યો
તારી **કમળા માતા** છે ધાડી, તુ ને નવ દેખાડે ઘીની વ્હાડી
શામ રામે શ્ર લડાવ્યાં લાડ, જેણે ખાધુ અન્ન ભરવાડ
અમને દાનવ માનવને જોતાંખામી, નીચ વરે ઉચ કન્યાપામી

... ... ...

કયાથી પેઠો તું ખબોળી, તે તો છેતરી ઓખા ભોળી,
સઠી વદ્ પામ્યો તું રાય, એક વાર અમ આગળ નાચ

... .. . .

વળતી દૈત્યકન્યા ગામ વરણી, તે તો કેશવની જાનરણી,
તમે લાંબી શું લૂલી હલાવો, રુવે ભૂડણ સરખા ભાવે.
અમારે અનિરુદ્ધ તીખો ભરી એ તો સ્વપ્નામાં ગયો વરી.

... ... ... ...

રણમાં રઝળ્યા રાણાના અગૂહા છોડી આપીને છુવતા છૂટ્યા
મહામાટીને કયા લીધી, ઘેર વસાવવા વહુઅર કીધી

### લગ્ન ગીત

આવ્યો આવ્યો દુવારકાંનો ચોર, એના વડપિતાએ ચાર્યાં ઢોર
લાખેણી લાડી લઈ ગયો રે,—
એનુ શુ કરીએ વખાણ, એણે છુત્યો તે રામબાણ
લાખેણી.
ઓખાબાઈએ ભરીયાં નયણે નીર, મનમાં આનંદ અતિ ઘણો રે
ચિત્રલેખા આવી દેવા ધીર, મિલાપ કરી ઓખા નણો રે.

બગ હીંડે બળગો શું હીંડે, રેયે વૈષ્ણવ સાથજી
મોર પાઉંને હાથ ચઢાવે, જય જો વૈકુંઠ નાથજી
એક બળદ ગળિયો થઈ બેસે, આખલા તાણી જાય જી
પછાડે પુંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાય જી.
આગે સાઝ જુજવા દીસે, રથતણા બહુ ચરજી
સાગીનો શબ્દ જ ઉરે, ચૂચવે છે બહુ છકડજી
ચડે બેમેને વળિ ઉપરે, ન રામ કૃષ્ણનું નામ જી.

... ... ...

(વલણ)

શેઠ મામેરુ મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવના વસાત રે
એકેકી માળા આપજો તો, પહેરશે નાગરી નાત રે

### વેવાઈનું મિલનઃ નરસિંહનો ઉતારો

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટયા મ ને વેવાઈ.
કપટે ભેટી પાછા ખમે, જોઈ જોઈ સામગ્રીન હસે,
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાચર મચ્છર વિશેષ
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદળ ખેતડળી
ઝાઝા માકણ ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારા હવા.
મન વિના મહેતાને નમે, સારુ થયુ જે આવ્યા તમે
તુળસી કાષ્ઠ તણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો
છાબમાં તુળશી દળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળુ પૂરુ થાશે
એમ નાગરી કૌતુક કરે ટોળ કરીને પાછી ફરે

### પિતા પુત્રીનું મિલન

દૂર થકી દીઠાં દીકરી, મહેતાએ સમર્યા શ્રી હરિ
અન્યોન્ય નયણાં ભર્યાં ભેટયા બેઉઓ આદર કરી
મહેતે મસ્તક મૂકો હાથ, પાસે બેસાડી પૂછી વાત
કુંવરબાઈ કહો કુશળ ક્ષેમ, સાસરિયા કાંઈ આણે છે પ્રેમ
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળુ કરશે શ્રીહરિ
કુંવરબાઈ બોલી વિનવિ, મોસાળુ કાંઈ લાવ્યા નથી
નાગરી નાતે રહેશે કેમ લાજ, દ્રવ્ય વિના આવ્યા શે કાજ?
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી.
નથી માટલી ચોરીને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ?
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઈ મરતે માત?
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર?
સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણ જેવું તલફે મચ્છ.

તમો તે રીતે મોસાળું કરો, હાલીઆળ સૌ નેએ ભરો
જો નહિ આવો સુંદરસ્યામ, તો નાગર સાથે છે કામ.

(ઝૂલણા છંદ)

ઉધડકી ઊઠિયો, વેગે વૈકુંઠપતિ,
ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી
ચાલ્ય ચતુરાં ચતુર્ભુજ ભણે ભામિની,
નટનાગરે મારી ગત્ય જાણી
નરસૈયો નાગરો, ભક્ત તે માહરો,
છાબભરો, તેહની શીઘ્ર થાઓ

**દામોદર દોશી**

કોઈ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકરૂપ રે
...
જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા માટે થયા બજાજ રે
વાઘો શોભે કેશર છાંટ રે, બાંધી પાઘડી અવળે આંટે રે
કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે
...
પ્રભુ પુંઠે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે
ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે,
જાણે ઉગ્યા શશિ પર ભાણ રે
વિશાળ લોચન ચંચળ ચાલ રે, કેશુ ખંજન પડિયા ગાલે રે
...
કટી ધમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણ ચંપકવરણી સાડી રે
જડાવ ચૂડો કંકણ ખળકીવારે, માયા મહેતી રુપે આવે રે
આવ્યા સજોડે દેવાધિદેવ રે,
મહેતે હરિ ઓળખ્યા તતખેવ રે
મળતાં બોલ્યાં સુંદર સ્યામ રે, મારું પ્રગટ ન લેશો નામ રે
એ વાત અમારી ચરચો રે, તમારે જે જોઈએ તે ખરચો રે
...
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઈને હઠિયાશું ચાપો રે
એવું કહેતામાં કમળા હીંડયાં રે, કુંવરબાઈને
હઠ્યા શું ભીડયાં રે
મારી મીઠી ન ભરીએ આંસુ રે, તેડો ક્યાં છે તમારી સાસુ રે
મળી નાગરીઓ મેં બે ચાર રે, જોઈ રુપ મેલ્યો અહંકાર રે
વેવાણ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણ શું છે રે
વેવાણ તમોએ શું નવ જાણિયા રે,
તમો બ્રાહ્મણ અમો વાણિયા રે
વેપાર દોશીનો ઘેર કોઠી રે,
અમારે ઓથ નરસૈયાની મોટી રે
અમો ધન મહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે.

તાતજી હું તમારી પાસે; કોડી એક ન દેખું. ડોસીએ.
મહેતાજી કહે પુત્રી મારી, રહો તમે વિશ્વાસે.
ડોશીએ રુડું કીધું રે; આપણું કારજ સિધ્યું રે. ડોસીએ.
શ્યામળિયો અવસર નહીં ભૂલે; તું કાં આંસુડા પાડે રે.
દામોદર કાંઈ નથી દોહલો; નહિ કરજે કાઢે રે.
હૈડે હેત દીકરીને આવ્યું, સુણી તાતની વાણી રે.
કુંવરબાઈ ફરી મંદિર આવ્યાં, વિશ્વાસ ઉરમાં આણી. ડોસીએ.

વૈષ્ણવની ચેષ્ટા

જો જો રે' કૌતક કલીજુગનાં, વૈષ્ણવની ચેષ્ટા થાય રે.
વાંકા બોલી નાત નાગરી, સહેજે બોલે અથાપરે. કૌતક.
ભોજન કરવા મહેતાજી તેડ્યા, સાથે બહુ વેરાગી રે.
ટોળે મળે સહુ નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગી રે.
ચિર્યાં તિલકને તુળસીની માળા, છાપાં અંગ બીરાજે રે.
વેવાઈનાં રુપ જુઓ રે બાઈઓ, કોટિક કંદર્પ લાજે રે.
મલાર ગાશે નહાતી વેળા, વરસશે વરસાદ રે
પ્રસાદ કરતાં થાળ ગાશે, જમશે જાદવ નાથ રે.
સ્નાન કરી સઉ નાગર બેઠા, જેને જેશું મળતું રે.
મહેતાજીને નાહવા અર્થે, જળ મેલ્યું કળકળતું રે. કૌ.
ઉષ્ણોદક ઉકળતુ દેખીને મહેતે; માગ્યું ટાઢું પાણી રે.
મર્મવચન મુખ મરડીને બોલી, કુંવરબાઈની જેઠાણી.
માગ્યા મેહ વરસે 'મહેતાજી, તો અમ પાસે શું માગો રે ?
બાજઠે બેઠા તાળ મંગાવી, બોલ હૃદેમાં વાગ્યો. કૌ.
સ્મરણ કીધું શામળિયાનું, આલાપ્યો રાગ મલાર રે.
નાગર લોક જોવાને મળિયા, બોલે વ્યંગ ઉચ્ચાર. કૌ.

કડવું ૯મું—રાગ સોરઠ મલાર.

મહેતાજી બેઠા બાજઠે, સમર્યા શ્રીગોપાલ
મલાર ગાયો પ્રીત શું, મેઘ ગર્જ્યો, વજાડી તાળ.
હુંડી શીકારી તેં શ્યામળા, આપ્યા રુપૈયા મેં સાત,
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાદ.
સમોવણ નહીં આવો શ્યામળા, કરશો મામેરું કયમ ?
વિનતિ નરસૈંયાની સાંભળી, પ્રેર્યો ઘન પરિબ્રહ્મ.
ઉડે કારેણુ બહુ કાંકરા, વરસે મુશળ ધાર
વહેવાઈના ઘરમાં જળ ધસ્યું, કરે લોક પોકાર. મહે.
સર્વ નાગરીઓ પાયે પડે, ક્ષમા કરો અપરાધ
અમો અજ્ઞાને ન ઓળખ્યા, તમે શિરોમણી સાધ મહે.
વરસાદ વિસર્જન થયો, કીધું મહેતાજી સ્નાન
ઠગ નાગર કહે થયું માવઠું, એમ થાય છે બહુ વાર.

# પ્રેમાનંદની પ્રસાદી-'દશમસ્કંધ'

( પરિચય : આ. છગનલાલ પટેલ )

### બાલકૃષ્ણલીલા

અણુ તેડ્યો ગોપી ઘેર જાય રે, બોલે બોબડું વૈકુંઠરાય રે,
ભિક્ષુક થઈ ગોરસ જાચે રે, માખણ માટે થેઈ થેઈ નાચે રે.
કાંઈ આપી પાછું લીએ ઝોટી રે, ગોપી ખણે ગાલમાં ચોટી રે
વહાલો સહુના ઘરમાં પેસે રે, જે તેડે તહાં જમવા બેસે રે.
શ્રી કૃષ્ણનાં ચરિત્ર વખાણે રે, જસોદાજી વલોણું તાણે રે.
રખે રોતા શ્યામળ વાન રે, વલોણું રાખી દે ઘરમાં કાન રે
ચાલે પ્રસ્વેદની શ્રેણી રે, છુટા કેશની લટકે વેણી રે,
નથ મોતી અધર પર ડોલે રે, વનોતાં ચૂડી કંકણ ખનકે રે.
ઝીણી ઘાભળી પચવટ વાળી રે, એહવે જાગ્યા વનમાળી રે
અધવચ મૂક્યું દધી મથન રે, પુત્રને કરાવ્યું પયપાન રે

### બંસી-ઘેલી ગોપી

ગોપવધૂને ઘેલું લાગ્યું, ઘટ ઘૂમ્યો બંસીનાદ
વિપરીત કામ કરે સહુ સામાં કામદૂત પડ્યા કેડ રે
ગૌ દોહીને દૂધની દોણી, જળ ગોળીમાં રેડે
કો વછને સાટે ગૌને છોડે, સાડ ને મેલો વાળે રે
કો બાળકને સુવાડી હેઠાં, ઊપર ઢોલિયો ઢાળે

### ગોપીનું સ્વરૂપ

ગોપી છે વેદની ઋચા, શ્રી કૃષ્ણ વેદ સ્વરૂપ
વૃંદાવન વૈકુંઠ જાણવું, રખે ભેદ આણો ભૂપ.
ષટરાગ ને ષટશાસ્ત્ર છે, વેણુ શબ્દ તે ઓંકાર
ચંદ્રાવળી તે બ્રહ્મવિદ્યા, રાધા ભક્તિનો અવતાર

### ઉદ્ધવને ગોપીવચન

"અમૃતનો ઘટ મુખ લગી ભરિયો, ઉપર ભરિયે તે વહી જાય
શ્રી કૃષ્ણ ભરયા છે કંઠ ગમાણે, તો કેમ જોગ સમાય
કૃષ્ણ હૃદયામાં કૃષ્ણજી આદ, જાદા જોઈએ તારા જદુરાય.
એહવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઓધવજી લાગ્યા પાય.

# પ્રેમાનંદની પ્રસાદી—દશમસ્કંધ

( પરિચય : કુમારી માલિની મહેતા. )

રાસવર્ણન

( છંદ ભુજંગીની ચાલ )

અનંત ચરિત્ર, પવિત્ર ગણિયે
ભક્તિ જ્ઞાન વાધે, અવિવેક હણિયે,
વ્રજનાર મોરાર, રમે રાસરંગે
હરિ શામળો, ગોપિકા ગૌર અંગે.

( છંદ નગસ્વરૂપિણી )

આનંદકંદ નંદનંદ, છંદ રાગ રાગણી,
વેણુ વાય, ગીત ગાય, સહાય સહુ સોહામણી
રૂપ સરસ, મોળ વરસ, રમે અંક લેઈ લેઈ,
ગોપાળ લાલ, શરદ કાલ, રમે રાસ થેઈ થેઈ.
સ્વરૂપ શ્યામ, કોટિ કામ, વામ દક્ષિણ સુંદરી;
ગોપી સાથ, મધ્ય નાથ, બે સ્કંધે ધરી
કંદર્પ–દર્પ, તર્પતર્પ, માંહે બાહે દેઈ દેઈ
ગોપાલ લાલ, શરદકાળ, રમે રાસ થેઈ થેઈ
ઝમકતાલ, શ્રીજમાલ, રસાળ ગીત ભાખની,
ભ્રમણ રમણ, નેહ નમણ, રૂપ હૃદે રાખતી
અધર ડસે, ચીર ખસે, હસે તાળી દેઈ દેઈ
ગોપાલલાલ, શરદકાલ, રમે રાસ થેઈ થેઈ
ચિત્ત–ચોરટી, કો ગોરટી, કો શામળી સોહામણી,
કો સોહિની, મન–મોહિની, કટાક્ષ કીકી કામની
રંભન ચુંબન, ને આલિંગન, લીલા કહું કેઈ કેઈ
ગોપાલ લાલ, શરદ કાળ, રમે રાસ થેઈ થેઈ

( ઝૂલણા )

પરબ્રહ્મ નિષ્કર્મ ને, પરમ ક્રીડા કરે,
  રાસ વિલાસ વ્યભિચાર ભાસે:
ભક્ત વિશ્રામ શ્રી રામ કરુણાનિધિ,
  નામ લેતા કોટિ કર્મ નાહાસે
જક્ત–પ્રતિપાળ કૃપાળ કરુણાનિધિ
  અગમ નિગમ નેતિ નેતિ ગાયે
ગુણાતીત ગોપી–સંગ, રંગ ક્રીડા કરે
  ભરે ભુજ, બાથ લે, અંક માહે.

તાલ મૃદંગ, કંકણ કટિમેખલા—!
૧૯ વાદ્ય ધમકાર બહુ નાદ બોલે
ઝૂમકે ઝૂમણાં, જાળી બહુ ભાતની
અલક લટે જેમ સર્પ ડોલે
પડે હાર શૃંગાર, શ્યામા તણા, નાચતાં
વીણી વીણી વિઠ્ઠલો પાસ રાખે
નાચતાં પટકૂલ, ખસી પડે નારનાં
પૂંઠેથી જગદીશ શીશ ઢાંકે
(વલણ)
ઢાંકે શીશ નરનારનાં, રમાડ્યો કામ કમળાવરે રે
પ્રેમાનંદ પ્રભુ રાસ-લીલા, પરિક્ષિત મન સંદેહ હરે રે.

# પ્રેમાનંદની પ્રસાદી–'નળાખ્યાન'

( પરિચય  હરિપ્રસાદ ગો. અધ્યાપક )

### દમયંતી શણગારવર્ણન

રાખડી અમૂલ, શીશફુલ, શેશે સિંદુર શોભયં ( શોભિયા )
ઝાલ ઝલક્તિ, રત્ન ચલક્તિ, ભૂપતિ મનલોભય ( લોભિયાં )
સુધા સિન્ધુ, વદન ઇંદુ, ભૃગુની ભ્રમર બે ગુંજય ( ગુંજે છે )
નેત્ર અમલ, જુગ્મ કમલ, બહુ રંગ દુતી કુંજય ( કુંજે છે )

### સ્વયંવરમાં પાંચ નળ

'હું હું નળ' પાંચે ઓચરે, પણ કન્યા કોને નવ વરે
નારદજી અંત્રિક્ષ આવીયા ઇંદ્રાણિ આદે તેડી લાવીઆ
ચાહારે દેવની ચાહારે નાર, ગગને તે દીઠી ભરતાર
લજ્જા પામ્યા ચોભી ઘણું, એ કારજ તે નારદજી તણું.

### નળનો સ્વયંવર પ્રવેશ

ઝળકે ઝળાહળ જોત, તે નળ આવ્યો રે
મુગટ પર ચળકે ઉદ્યોત એ નળ આવ્યો રે
જોત રવિની પેર કુંડળ લહેકે તે નળ આવ્યો રે
અરગજા અંગે બહેકે, એ નળ આવ્યો રે

### નળદમયંતીના દુઃખની અવધિ

એકેકુ પટકૂળ પહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે
પાય પંકજ પત્ર જેવા, તીવ્ર કાંટા ભાંજે



ડૉ. દેવેન્દ્ર મજમુદાર
'હુએનત્સંગ', 'હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ', 'પાર્વતી'-વગેરેના લેખક



સૌ. પ્રતિષ્ઠાબહેન પૃથુરાય મજમુદાર
'રાસજ્યોતિ'(૧૯૪૦) તથા 'રાસવલ્લરી'(૧૯૪૪) ના રચનાર



શ્રી નટવરલાલ ગો. શેઠ
'જીવનસ્મૃતિ' (૧૯૬૫)ના લેખક



શ્રી નાગકુમાર મકાતી
બી એ , એલએલ બી
રનુજયોદ્ધ રક સમરસિંહ'ના લેખક,
સાહિત્ય સભાના મંત્રી (૧૯૪૧)



આચાર્ય નાનાલાલ નાથાલાલ શાહ એમ એ
'સંસ્કૃત સાહિત્યની કથાઓ'ના લેખક



વિદ્યાધિકારી શ્રી નંદનાથ કેદારનાથ દીક્ષિત
એમ સી પી (લંડન)
ચોથી સાહિત્ય પરિષદના મંત્રી



સૌ. પ્રભાવતીબહેન પજવાણી
'મુકુલભારતી'ના સંચાલક,
અનેક કાવ્યસંગ્રહોના રચનાર



શ્રી બાલકૃષ્ણ ચુનીલાલ જોશી
બંગાળીના અભ્યાસી તથા નવલિકાકાર



શ્રી ભદ્રાયુલાલ મજમુદાર
બી એ , એલએલ બી , 'સાહિત્યકાર'
ત્રૈમાસિકના તંત્રીમંડળના મંત્રી



સૌ રસમનબહેન સુનીભાઈ બક્ષી
'રાસફૂલડાં' (૧૮૩૯)ના રચનાર



ડૉ. રસિકલાલ માણેકલાલ પંડ્યા, સાહિત્ય
મહોપાધ્યાય, સંગીત વિશારદ, વિદ્યાવાચસ્પતિ



શ્રી રસેન્દ્ર પિનાકિપ્રસાદ
ઇલેક્ટ્રિકલ એન્જિનિયર ને નાટ્ય



પંડિત લાલચંદ ગાંધી
સંસ્કૃત, પ્રાકૃત અપભ્રંશ ગ્રંથોના સંશોધક સંપાદક
તથા 'જૈન ઇતિહાસ'ના પ્રખર લેખક



સૌ વસુમતીબહેન મહેતા 'શિશુભારતી'ના
બાલકવિ, બાલગીતોના સંગ્રહો પ્રગટ થયા છે



ડૉ. વિષ્ણુપ્રસાદ જાની હિંદીભાષા
સાહિત્ય મહોપાધ્યાય અભિનવ
ન, કલાદીપ છોટાલાલ ભટ્ટ ના



સૌ શારદાબહેન મહેતા બી.એ.
'જીવનસંભારણાં'નાં લેખક



શ્રી શાંતિરામ મજમુદાર, 'દમયંતી (૧૯૩૫)
તથા 'સત્યવાન સાવિત્રી' (૧૯૩૯)ના લેખક



સૌ શ્રીમતીબાલા મજમુદાર
'મલ્હાર' (૧૯૩૩), 'એકલવ્ય'
(૧૯૩૪), 'શ્રીવ સચિંતા' (૧૯૪૧)
લેખક, 'સુવર્ણરજ' (૧૯૩૧) તથા
'સ્વાતિબિંદુ' (૧૯૬૩)ના સંપાદક

# વડોદરાનાં સારસ્વતો
## (વિદેહ)

સંપાદકો
**મંજુલાલ ર. મજમુદાર**
એમ એ, પી એચ ડી, એલએલ બી.
**ચંદ્રકાન્ત બા. પટેલ (ત્રિવેદી)**
સાહિત્યરત્ન, મહામહોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ

# રાજવંશી સારસ્વતો

## શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ

(ઈ. સ. ૧૮૬૩ થી ૧૯૩૯)

જન્મવર્ષ ઈ. સ. ૧૮૬૩. જન્મસ્થળ: ખાનદેશનું કપલાણા ગામ. જ્ઞાતિ: મરાઠા રાજપૂત. પીલાજીરાવ ગાયકવાડના વંશના. તેમને ઈ. સ. ૧૮૭૫માં શ્રીમંત ખંડેરાવ ગાયકવાડનાં મહારાણી જમનાબાઈ સાહેબે દત્તક લઈને વડોદરા રાજ્યનું સ્વામિત્વ સોંપ્યુ. શિક્ષણ મિ. એફ. એ. એચ. એલિયટ નામના અંગ્રેજે તથા નિષ્ણાત મંત્રીઓએ સમર્થ રાજકર્તાને યોગ્ય શિક્ષણ આપ્યું હતું. તે પ્રગતિશીલ, દેશપ્રેમી, વિદ્યાવિલાસી ને ઉદાર રાજવી હતા. તેમણે કેળવણી ફરજિયાત કરી અનેક સુધારા કર્યા હતા ને પ્રજાને રાજકાજમાં ભાગ લેતી કરી. સ્વાતંત્ર્યપ્રેમી બનાવી હતી. તે નેતા વક્તા ને લેખક પણ હતા. તે ઈસ્ટ ઍન્ડ વેસ્ટમાં લેખો લખતા.

ગુજરાતી તથા મરાઠી સાહિત્યની અભિવૃદ્ધિ માટે તેઓશ્રીએ અઢળક ધન વ્યય કર્યો છે. ગુર્જરપ્રાચીન સાહિત્યનો પુનરોદ્ધાર કરવા તેઓશ્રીએ પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કર્યા છે તેમજ ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ધર્મશાસ્ત્રો વગેરે સર્વ પ્રકારના અનેક ગ્રંથો તેમણે ગાંઠે ખર્ચે તૈયાર કરાવ્યા છે. અમેરિકાની શિકાગોમાં મળેલી સર્વ ધર્મપરિષદમાં પ્રમુખસ્થાને પણ વિરાજ્યા હતા. તે સાહિત્યકારોને ઉત્તેજન આપતા. વિદ્વત્તાપૂર્ણ ભાષણોથી તે ગુર્જર સાક્ષરના પ્રતિષ્ઠાપદને પામેલા છે. તેમણે સાહિત્ય માટે રૂ. બે લાખની દેણગી આપી હતી. સંસ્થાના શરદોત્સવમાં પણ તેઓ રસ લેતા ને પ્રોત્સાહન આપતા. તેમનાં ભાષણો પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં છે.

## અ. સૌ. શ્રીમંત મહારાણી ચિમનાબાઈ સાહેબ

(ઈ. સ. ૧૮૭૧ થી ૧૯૬૨)

જન્મવર્ષ: ૧૮૭૧. જન્મસ્થળ: દેવાસ. તે દેવાસનાં રાજકુંવરી હતાં. તેમનું લગ્ન શ્રીમંત ત્રીજા સયાજીરાવ મહારાજા સાથે ઈ. ૧૮૮૫માં થયાં. શિક્ષણ: તેમને અંગ્રેજી, મરાઠી ને ગુજરાતી ભાષાનું સારુ જ્ઞાન હતું. મહારાણી વિક્ટોરિયાએ તેમને ઈ. સ. ૧૮૯૪માં 'ક્રાઉન ઑફ ઇંડિયા'નો ઇલકાબ બક્ષ્યો હતો. સ્ત્રીઉન્નતિના કાર્યમાં તેમને ખૂબ જ રસ હતો.

ગ્રન્થો: ધી પોઝિશન ઑફ વિમેન ઇન ઇંડિયા લાઈફ' દળદાર પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે. એનો ગુજરાતીમાં અનુવાદ સૌ. શારદાબહેન મહેતા અને શ્રી વિદ્યાબેન નીલકંઠે કર્યો છે. તેમણે પરદેશની ઘણી વાર મુસાફરી કરી હતી. તેઓ ઘણાં બહુશ્રુત હતાં. તેઓશ્રી ચિમનાબાઈ સ્ત્રી-સમાજ તથા ચિમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલયની સ્થાપના તથા વિકાસમાં બહુ સારો રસ લેતાં હતાં. તેમનું અવસાન ઈ. સ. ૧૯૬૨માં થયું.

## પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

(ઈ. સ. ૧૮૮૫ થી ઈ. સ. ૧૯૬૩)

જન્મ: ઈ.સ. ૧૮૮૫. જન્મસ્થળ-વતન: સૂરત. જ્ઞાતિ: વડનગરા નાગર. પિતા રા. બ. કમળાશંકર પંડિત અને સાહિત્યકાર તથા કેળવણીકાર હતા. તેમના ગુણો તેમનામાં ઊતરી આવ્યા છે.

ઈ.સ. ૧૯૦૪માં બી.એ., ઈ.સ. ૧૯૦૬માં એમ.એ. અને ઈ. સ. ૧૯૦૭માં એલએલ. બી. થયા.

વ્યવસાયમાં ઈ. સ. ૧૯૧૧થી બરોડા કૉલેજમાં ફિલસૂફી અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક રીટાયર્ડ થતાં સુધી રહ્યા. નિવૃત્તિ બાદ અવસાન સુધી નવસારીની બાર્ડા કૉલેજમાં પ્રિન્સિપાલ થયા અને કૉલેજને બહુ સારા પાયા પર મૂકી.

વડોદરાની સાહિત્યસભાના તે ૧૯૩૩-૧૯૩૭ સુધી પ્રમુખ રહ્યા અને 'સાહિત્યકાર' ત્રૈમાસિક ત્રણ વર્ષ ચલાવ્યુ. પ્રેમાનંદ જયંતી ઊજવવામાં સારો રસ લેતા હતા. મુંબઈ યુનિ.માં ફેલો હતા અને ત્યાં ગુજરાતીના વિષય ને કૉલેજના અભ્યાસક્રમમાં સ્થાન અપાવવામાં તેમનો મોટો ફાળો છે.

સૂરતની ગુર્જર વિદ્યાપીઠ નામે સંસ્થાના કુલપતિપદે રહીને ઘણા અભ્યાસગ્રન્થો (મહા નિબંધો) ગુજરાતીમાં લખાવીને તેમને 'સાહિત્ય મહોપાધ્યાય'ની પદવીથી વિભૂષિત કરવામાં સહાયભૂત થયા છે.

પ્રકાશનો: સ્વભાવે વિનોદી અને સૂરતના વતની હોવાથી તેમણે પોતાના અનેક ગ્રંથોને 'વિનોદ' શબ્દ યોજીને ઓળખાવ્યા છે. (૧) નિવૃત્તિવિનોદ ૧૯૧૭, સાહિત્યવિનોદ ૧૯૨૮, નીતિવિવેચન ૧૯૧૮, નીતિશાસ્ત્રપ્રવેશ ૧૯૧૭, નીતિવિવેચન ૧૯૧૮, પ્રવાસવિનોદ ૧૯૩૫, ત્રિવેદી વાચનમાળા નામની પુ. ૧ થી ૭ની શ્રેણી તેમના પિતાજી સાથે તૈયાર કરેલી જે ઘણાં વર્ષો પ્રચારમાં રહેલી. તેમનું અવસાન પાકી વયે ઈ. સ. ૧૯૬૩માં થયું.

## શ્રી અબ્બાસસાહેબ તૈયબજી

(ઈ.સ. ૧૮૫૪ થી ૧૯૩૬)

જન્મ: ઈ.સ. ૧૮૫૪. જન્મસ્થળ: મુંબાઇ. મૂળ વતન અરબસ્તાન પણ તેમના પૂર્વજો ત્યાંથી આવી ખંભાત વસ્યા ને મુંબાઈ જઈ વેપાર કરવા લાગ્યા. રૂના વેપારમાં અઢળક ધન કમાયા. તેમનાં દાદીમાનું નામ અમીનાબીબી હતું, તેમને દસ સંતાન હતાં, તેમાંના બીજા પુત્ર શમસુદ્દીનના પુત્ર તે અબ્બાસસાહેબ હતા. માતા ચાર વર્ષના મૂકી મરી ગયાં. કાકા પાસે રહી ઊછર્યા. તેમને ભણાવવા જુદા જુદા શિક્ષકો રાખવામાં આવ્યા હતા. ખૂબ લાડકોડમાં ઊછર્યા હતા. ઘોડેસવારીનો શોખ હતો. બાળપણમાં તોફાની હતા. અપર માતાને પજવતા હતા.

અભ્યાસ માટે ઇંગ્લંડ જઈ લંડનની શાળાંત પરીક્ષા પાસ કરી. બૅરિસ્ટરની પરીક્ષા પાસ કરી પછી તે સ્વદેશ પાછા આવ્યા.

વ્યવસાય: મુંબાઇની વડી અદાલતમાં વકીલાત શરૂ કરી. વિસનગરમાં ન્યાયાધીશ થયા. પછી વડોદરાના ન્યાયાધીશ થયા. તે સર સયાજીરાવ સાથે ફ્રેન્ચ ભાષામાં વાતો કરતા હતા.

ઈ.સ. ૧૮૮૭માં તે મહારાજા સાહેબ સાથે ઇંગ્લંડ ગયા, અને તેમની સાથે જ પાછા ફર્યા. તેમનાં બે કાર્યો તેમણે સારી રીતે પાડયાં તેથી મહારાજા સાહેબ ઉપર તેમની પ્રામાણિકતાની સારી છાપ પડી અને વધુ જવાબદારીવાળાં કામ તેમને સોંપતા.

તેમની ભલામણથી ઈ.સ. ૧૮૯૫માં વડોદરામાં મહારાજા સાહેબે ઉર્દૂશાળાની સ્થાપના કરી હતી. ૧૯૧૩માં અબ્બાસ સાહેબ નિવૃત્ત થયા. ઈ સ. ૧૯૧૯માં તે કૉંગ્રેસ સમિતિના સભ્ય તરીકે જોડાયા. ત્યારથી તે ગાંધીજીના મિત્ર અને સાથી બની રહ્યા. ૧૯૨૦માં અમદાવાદમાં ગુજરાત રાજકીય પરિષદના અધિવેશનમાં તે પ્રમુખ બન્યા હતા. ટિળક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવા તે ભાઈલાલભાઈ સાથે જતા. આમ તેમણે એકલાખ ત્રીસ હજાર રૂપિયાનો ફાળો એકત્ર કર્યો હતો.

છાસઠ વર્ષની ઉંમરે તેમણે સુખા
છાડી ને મુશ્કેલીઓ સહનકરવા લાગ્યા.
ના વિજયવાડાના અધિવેશનમાં કાપ
છાડી સફેદ ખાદીની ટોપી પહેરતા થઇ
તે સ્વદેશી કાપડ વાપરવા લાગ્ય
સયાજીરાવને તેમણે લખ્યું કે, 'હવે
ખાદી પહેરું છું, માટે નિયમાનુસાર હું
મળી શકીશ નહિ.' તેમને સર સય
જવાબ આપ્યો કે, 'આપ ખાદી પહેરે
મારા મિત્ર કે સલાહકાર મટી જતા
આપ જ્યારે ઇચ્છો ત્યારે મને મળી શ

શાળાકૉલેજોના બહિષ્કારનિમિત્તે
કરતા અને લાયસોની બંધી થતાં અ
સાહેબ પૂંઠા પર 'સરકારી નિશાળોમાં
એ પાપ છે.' એમ લખી ગળામાં
ફરતા.

બારડોલી સત્યાગ્રહમાં વલ્લભભાઈ
જોડાયા. ૧૯૩૦માં મીઠાસત્યા
જોડાયા. ૧૯૩૩માં અમરેલી અધિવે
પ્રમુખ થયા.

તે સાચા ધર્મપ્રેમી હતા. ઈસ
સાચા અનુયાયી હતા. બધા ધર્મો પ્રત્યે
ભાવ માનતા–માન બતાવતા. ગાંધ
સાથી હતા. 'છોટા ગાંધી' તરીકે ઓળ

જલિયાનવાલા બાગના 'હત્યાક
તપાસ-સમિતિના તે સભ્ય હતા અને
નીઓ લઈ તેમણે રિપોર્ટ તૈયાર કર્યો

ઈ.સ. ૧૯૩૬માં તેમનો દેહાંત
ગાંધીજીએ તેમને 'ગુજરાતના પિ
કહીને અંજલિ આપી હતી. તેમનાં
કુ. શ્રી રેહાનાબહેન તૈયબજીએ પણ
બાઈ ઉપર ગીત-કાવ્યરચનાઓ કરી છે

## શ્રીમતી અવંતિકા રવિશંકર આ

તેમનો જન્મ ગુજરાતની સાક્ષ
નડિયાદમાં નાગર કુટુંબમાં ઈ.સ. ૧૮
થયો હતો. ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષ
ચંદ્રશંકર પંડયા તેમના મામા થાય.
પાણથી સંસ્કાર ઘડતર અને જીવનવિક
ઉપયોગી તત્ત્વોનો તેમને વારસો મળ્યો
ઈ.સ. ૧૯૦૩માં તેર વર્ષની વયે

વિચારને વાચા આપતા

ગુજરાત કૉલેજ ઇન્સ્ટિટ્યૂટ સ્થપાતા એ તેના પ્રિન્સિપાલ થયા દરમ્યાન વડોદરા રાજ્યમાં સર ટી માધવરાવ દીવાન હતા, તેમણે તેમને નવસારીમા ડિસ્ટ્રિક્ટ જજ નીમ્યા, એટલે એમણે બ્રિટિશની નોકરી છોડી

ગાયકવાડ સરકારની નોકરીમાથી તેઓ ધીમે ધીમે ઊચે ચડયા વડોદરાની વરિષ્ઠ અદાલતના એ ન્યાયાધીશ અને પછી સર ન્યાયાધીશ નીમાયા તેમને રૂ ૧૫૦૦ પગાર મળતો હતો તેમની ન્યાયબુદ્ધિ અને સત્ય નિષ્ઠા બહુ વીખ હતી પ્રસિદ્ધ પીલવાઈ કેસ અને બાપટ કેસના ચુકાદા તેમણે આપેલા

૧૮૯૦માં દી બ મણિભાઈ જસભાઈ દીવાન થયા ત્યારે, દેશી કેળવણી ખાતાના વડા હરગોવિંદદાસ કાંટાવાળાએ 'પ્રાચીન કાવ્યમાલા'ના પ્રકાશનની યોજના તૈયાર કરી ત્યારે તેની સલાહકાર સમિતિમા અબા લાલભાઈ મુખ્ય સભ્ય હતા એ રીતે તેમનો વડોદરાનો સબધ જ્યારે ૧૮૯૯મા પૂરો થવા આવ્યો ત્યારે શ્રીમત સયાજીરાવે તેમને દીવાનગીરી આપવાની ઇચ્છા બતાવી ત્યારે તેમણે વિનયથી કહ્યુ કે 'હું તેને માટે લાયક નથી'

વાનપ્રસ્થ થઈ તેઓ અમદાવાદમા વસ્યા જાહેર પ્રવૃત્તિ શરૂ કરી 'જ્ઞાનવર્ધક' નામની સભા સ્થાપી

'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ના પ્રમુખ નીમાયા, અને શહેરની ઘણીખરી જાહેર હિલચાલ અને સાર્વજનિક કામોના અગ્રેસર થઈ પડયા ૧૯૦૨મા અઢારમી ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ અમદાવાદમા મળી ત્યારે તેના તેઓ સ્વાગત પ્રમુખ થયા તેમનું વ્યાખ્યાન ખૂબ વખણાયુ હતુ ૧૯૦૫મા બગભગની ચળવળ દેશવ્યાપી બની ત્યારે સ્વદેશીની હાકલ ઝીલનારામાં એ પ્રથમ હતા ૧૯૦૭મા સૂરતમા ભરાયેલી ત્રીજી ઔદ્યોગિક પરિષદના પ્રમુખ નીમાતા, 'આગેવાન દેશભક્ત અને દેશહિતચિંતક' તરીકે તેમનું બહુમાન થયુ

૧૯૦૯મા ગુ વ સોસાયટીનો હીરક મહોત્સવ તેમણે ઊજવ્યો અને તે જ વર્ષમા રાજકોટમા ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે ભાષણ આપ્યુ

જ્ઞાતિ કેળવણી સાથે સ્ત્રી કેળવણીના તે મોટા હિમાયતી હતા

તેમની જિંદગીનો ઉત્તરનો ભાગ નાણા સબધી મુશ્કેલીઓથી બહુ દુ ખી બન્યો હતો મિત્રો બક વગેરે દેવામા ડૂબ થઈ જતા એ કરજદાર બની ગયા હતા

તેમના કરતા કદાચ વધારે બુદ્ધિશાળી અને વિદ્વાન માણસો મળી શકે, પરતુ તેમના જેવા સચ્ચરિતના આગ્રહી, ન્યાયી અને સત્યનિષ્ઠ યાત માણસો મળવા વિરલ છે.

તેમણે તૈયાર કરેલી 'અગ્રેજી-ગુજરાતી ડિક્શનરી' હજી ઉપયોગી જણાય છે

## ગજાનનપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઈ

(૧૮૯૫થી ૧૯૪૫)

સૂરતની વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમા જન્મ તેમના ભાઈ પિનાકીપ્રસાદ વડોદરા રાજ્ય કેળવણી ખાતામા, કિંડરગાર્ટન-બાલકેળવણીના અમેરિકામા ભણી આવેલા નિષ્ણાતને ત્યા તેમનું શિક્ષણ થયેલુ

શ્રી રમણલાલ દેસાઈ અને તેમનું મિત્ર મડળ તે વખતે હાઈસ્કૂલમા 'વિદ્યાર્થીશ્રમણ' નામે હસ્તલિખિત પાક્ષિક કાઢતા, તેમા ગજાનન-ગજુભાઈ કાવ્યો અને લેખો લખતા ટેનિસનના 'Brook' માથી પ્રેરણા લઈ તેમણે 'ઝરો' નામે સુદર ખડકાવ્ય રચ્યુ છે

બરોડા કૉલેજમાથી બી. એસસી થયા પછી ફેલો તરીકે રહ્યા હતા તેમને નાટકમા ભાગ લેવાનો શોખ હતો શેક્સપિયરના King Learમાથી કૉર્ડિલિયાનું સ્ત્રીપાત્ર તેમણે સજવેલુ વડોદરેથી પૂના ઇજનેરી કૉલેજમાથી બી ઈ થતા જીવનપ્રવાહનો પલટો થયો નાની ઉમરે એમનું અવસાન થયુ

'ચદ્રવાક યુગ્મ' નામનું તેમનું ખડકાવ્ય બરોડા કૉલેજ મિસેલેનીમા ૧૯૧૫મા છપાયુ હતું

'નહિ પારધી પાસ, નહિ અગ શર લાગિયુ,
અયિ સખી! વદ વાત, કેમ પ્રાણ ખૂના ગયા?'

લોકસાહિત્યના નીચેના દુહાનો એને આધાર હતો

'પાસ ન દેખુ પારધી અગ ન દેખુ બાણ
હું પૂછું તુજ પડિતા કઈ પેર છડયા પ્રાણ?
જલ થોડુ ને સ્નેહ ઘણો, થઈ છે તાણાતાણ
'તું પી', 'તું પી', કરતા, બન્ને છડયા પ્રાણ '

## કવિ ગિરધર ગરબડદાસ

જન્મ ઈ સ ૧૭૮૭ જન્મસ્થળ પાદરા તાલુકાના માતર ગામમા જ્ઞાતિએ દશાલાડ વણિક હતા પિતાનુ નામ ગરબડદાસ બહેને તેમને પોતાની પેઢી ઉપર બોલાવી લીધા ને વસવાટ અહીં રહ્યો તેમણે વલ્લભવિજય ગોરજી પાસેથી સસ્કૃત અને હિંદીનું જ્ઞાન પ્રાપ્ત કર્યું કાશીવાળા પુરુષોત્તમજી મહારાજનો સમાગમ થયો અને તેમનામા ભક્તિરાગ ફૂટી નીકળવા પામ્યો વળી વડોદરાના રગીલાલ મહારાજનો પણ તેમને સારો આશ્રય હતો લખેલા ગ્રથો તુલસીવિવાહ, રાજસૂય યજ્ઞ, ગોકુળલીલા, રાધાવિરહના દ્વાદશ માસ, રામાયણ અશ્વમેધ, મથુરામાળ વગેરે કાવ્યગ્રથો છે, વળી તેમણે હિંદી ભાષામા પણ કાવ્યરચના કરી છે તેમની લેખનપદ્ધતિ લલિત વૈષ્ણવી રગથી રગાએલી, પ્રેમાળ શબ્દગૂથણીવાળી ને સસ્કૃત ભાષાના સસ્કારવાળી છે ગિરધર કૃત રામાયણ ખૂબ જ પ્રખ્યાત છે

## પ્રો. ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ

સભાના ભૂતપૂર્વ પ્રમુખ અવસાન ઈ સ ૧૯૬૫ જન્મ વર્ષ ૧૮૯૧ જન્મસ્થળ અને વતન હાથોલ, તા બોરસદ, હાલ વડોદરા જ્ઞાતિએ ઔદીચ્ય ટોળક બ્રાહ્મણ હતા પિતૃકુળમા ને શ્વસૂરકુળમા ધાર્મિક સસ્કારોનુ વાતાવરણ હતું, તે સસ્કારો તેમણે ઝીલ્યા તેમના પુત્ર પુત્રીઓએ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે તેમના સસરા રો મગનલાલ શાસ્ત્રી જાણીતા વિદ્વાન વૈષ્ણવ હતા

શિક્ષણ ૧૯૧૮મા મૅટ્રિક ૧૯૧૯મા વડોદરામા બી એ , પૂનાથી એમ એ ૧૯૨૪મા અણુભાષ્ય લઈને થયા

વ્યવસાય હાઈસ્કૂલમા પછી બરોડા કૉલેજમા સસ્કૃતના પ્રાધ્યાપક, પછી પ્રાચ્ય વિદ્યામદિરના રામાયણ વિભાગના અધ્યક્ષ હતા મરેશ કૉલેજજીવનથી નિબધો લખી ને કર્યાં પ્રકાશનો સુબોધિની અનુવાદ ૧૯૪૩ અણુભાષ્ય અ ૨ ૧૯૫૦, સદર અધ્યાય ૩ ૪ ૧૯૬૨ વ્રજનાથ કૃત વૈયાસ ન્યાયમાળા ૧૯૫૦, બાલકાણ્ડની સમિક્ષિત આવૃત્તિ ૧૯૬૦, પત્રાવલબન ૧૯૬૦, વાલ્મીકિરામાયણની પાદાનુક્રમણિકા ૧૯૬૧, જગતના વિદ્યમાન ધર્મો ૧૯૩૭, વિશ્વના ધર્મો ૧૯૪૮, રાજ્યાભિષેક ગ્રથ ૧૯૫૦, મ્હા દીપ છોટાલાલનું આત્મવૃત્તાત ૧૯૫૩, તથા અગ્રેજીમા પણ થોડાક ગ્રથો લખ્યા છે તે પ્રેમાનદ સાહિત્ય સભાના સને ૧૯૫૫ ૫૮ પ્રમુખ તરીકે હતા સસ્કૃતના વિદ્વાન તરીકે તેમને ૧૯૬૪મા રાષ્ટ્રપતિનો ઍવોર્ડ મળ્યો હતો

## શ્રી ગોકળદાસ મથુરદાસ શાહ

જન્મ ૧૮૭૯ જન્મસ્થળ વતન પેટલાદ, બાદમા વડોદરા જ્ઞાતિ વૈષ્ણવ વીસા મોઢ વણિક શિક્ષણ અગ્રેજી ૪ સુધી પેટલાદ તે પછી બી એ સુધી બરોડા હાઈસ્કૂલ ને બરોડા કૉલેજ, એલએલ બી મુબઈ વ્યવસાય શિક્ષણ એમને બરોડા કૉલેજમાં એક વર્ષ ફેલો તરીકે તે પછીથી વડોદરા, વીસનગર, પેટલાદ હાઈસ્કૂલોમા મુખ્ય શિક્ષક તરીકે,

૧૯૦૫મા વડોદરા રાજ્યના નાયબ વિદ્યાધિકારી નીમાયા તે ૧૯૧૫ સુધી, વચ્ચે ૧૯૦૭મા એક વર્ષ વહીવટદાર તરીકે, ૧૯૧૫ થી ૧૯૨૯ સુધી વડોદરા, પેટલાદ અને કડી પ્રાન્તના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર તરીકે, ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી મેઈલ ટ્રેનિંગ કૉલેજ વડોદરાના પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું એક આદર્શ શિક્ષક તરીકે વડોદરા રાજ્યમા ખ્યાતિ પામેલા એય વી શ્રોફના ગાઢ સ્નેહી મિત્ર હતા ૧૯૪૪માં તે પરલોક પધાર્યા

પ્રકાશનો જગતનો વાર્તારૂપી ઇતિહાસ ભાગ ૧–૨ (૧૯૧૮ ને ૧૯૨૧), નેપોલિયન બોનાપાર્ટ ચાર ભાગ ૧૯૨૪, ચીનની સસ્કૃતિ ૧૯૨૦, કીમિયાગરની કન્યા, હૈ શ્રીમત સરકાર ગાયકવાડના ભાષણોનો ગુજરાતી અનુવાદ ત્રણ ભાગ, પ્રાચ્ય હિન્દનો વિશેષ ઉત્કર્ષ ૧૯૩૯, નૈષધ ચરિત્ર અપ્રગટ છે

## શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

(ઈ ૧૮૯૦ ૧૯૫૧)

જન્મ ૧૮૯૦ જન્મસ્થળ બાલાગામ વતન ચોરવાડ–સોરઠ જ્ઞાતિ લોહાણા એમના પિતા સારા વાર્તાકાર હતા માતા મોતીબાઈ સુદર ગીત ગાતા હતા શિક્ષણ મૅટ્રિક પ્રથમ મુબાઈમા શેરબજારમા નોકરી પછી વ્યવસાય પત્રકારત્વનો 'શારદા'ની સ્થાપના ૧૯૨૪મા લોકસાહિત્ય પ્રત્યે રસ તેમણે લોકસાહિત્ય માટે ગ્રામપ્રવાસ ખૂબ ખેડયા, નેસડેનેસડે ઘૂમ્યા અને એકાદ માસમા તેમણે પચાસેક જેટલા પુસ્તકોનો રસથાળ ગુજરાતને ચરણે મૂકી દીધો તેમની કૃતિઓમા ગુજરાતની સાહસિકતાની ઉમદા ચારિત્ર્યવાળા પાત્રોની ઉચ્ચ આદર્શો, વીરતા અને એવી રીતે ગુજરાતના સમ જના દર્શન આલેખ્યા છે પ્રકાશનો સાઠ ઉપરાત છે પચીસ જેટલી નવલકથાઓ છે લોકસાહિત્ય, હાસ્ય રમૂજ, લોકગીતો, રાસ ને કાઠિયાવાડી દુહા વગેરેના ગ્રથો છે જેમા સોરઠની રાજલક્ષ્મી લખાઈ લગભગ સ્નેહપૂર્ણા, કુળદીપક, નગાધિરાજ વગેરે નવલો તથા ૨ ચતુરાની રસકથાઓ સોરઠી વીરાગનાની વાતો કાઠિયાવાડની લોકવાર્તાઓ સૌરાષ્ટ્રની લોકકથા, હાળગીતનો ડાયરો, હાળચીવડાનું હાસ્ય દફતર તથા રાસમદિર રસિયાના રાસ નવગીત પારેવા વગેરે છે તેમનો સ્વર્ગવાસ ઈ સ ૧૯૫૧મા થયો તેમણે ગુર્જર સાહિત્યને લોકસાહિત્યક્ષેત્રે ખૂબ જ સમૃદ્ધ બનાવી નવી પ્રેરણા આપી છે ૧૯૨૪મા ભાવનગરમા મળેલી સાહિત્ય પરિષદ વખતે લોકગીતો શ્રોતાઓ સમક્ષ રજૂ કરી લોકસાહિત્યને પ્રતિષ્ઠા અપાવનાર એ પહેલા ગુજરાતી હતા શ્રી મેઘાણીભાઈએ આ ક્ષેત્રમા તેમના પછી નોંધપાત્ર કામગીરી કરી છે

## રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ

જન્મ ૧૮૬૩ વતન નડિયાદ જ્ઞાતિ પાટીદાર શિક્ષણ બી એ એલએલ બી વ્યવસાય વડોદરા રાજ્યમા ન્યાયખાતાની નોકરીમાથી ક્રમેક્રમે ચઢતા ધજારના હોદ્દે છેવટે દીવાન સુધી પહોચ્યા હતા અગ્રેજ સરકારે તેમને 'રાવ બહાદુર'નો ખિતાબ આપ્યો હતો રાજ્યસેવા સાથે સાથે તેમણે સાહિત્યસેવા પણ કરી છે પ્રકાશન નીતિશાસ્ત્રના મૂળ તત્ત્વો ભાગ ૧ ૨, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, બેન્જામિન ફ્રાંકલિનનું જીવન ચરિત્ર, પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો, પ્રાન્તિક શબ્દસગ્રહ સુદરીસુબોધ, ગીત સગ્રહ પોલીસ પ્રશ્નોત્તરી પોલીસ ડ્રીલ, પોલીસ કામની વાતો, સીટી પોલીસ મૅન્યુઅલ, ગુનો કરનારી ભટકતી જાતો વગેરે

સર મનુભાઈ નદશકર મહેતા, રા બ લાલશકર ઉમિયાશકર વગેરે તેમના અગત મિત્રો હતા તેમણે ઈ સ ૧૯૩૧ થી ઈ સ ૧૯૩૩ સુધી પ્રેમાનદ સાહિત્ય સભાના પ્રમુખ તરીકે સચાલન કરી સસ્થાની સેવા કરી છે તેમણે ૧૯૧૨નો સેન્સસ રિપોર્ટ પણ લખ્યો છે બરોડા ગૅઝેટિયર ભા ૧ ૨ ૧૯૨૨–૨૩મા તૈયાર કરેલાં વડોદરામા ૪૦ વર્ષ, યુરોપની મુસાફરી વગેરે લખ્યુ છે

## શ્રી ગાડાભાઇ પરાગજી દેસાઈ

જન્મ ઈ સ ૧૮૬૯ વતન પવસાણા જિલ્લે સુરત નવસારી પ્રાત (વ રા )નું ગામ શિક્ષણ બી.એ વ્યવસાય વડોદરાની પુરુષ અધ્યાપન પાઠશાળામા અધ્યાપક તરીકેની નોકરી તથા શિક્ષણ ઉપર વાચન અને લેખન તેમનું મૃત્યુ ઈ ૧૯૪૪મા પ્રકાશન 'કેળવણીની કળા' કે જે પાઠ્યપુસ્તક તરીકે પણ સરકારે નક્કી કર્યું હતુ

## શ્રી ઘનશ્યામભાઈ બાપુભાઈ વૈદ્ય

જન્મ ૧૮૬૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ઓદીચ્ય ટોળક તેઓ વડોદરાના રાજવૈદ્ય હતા શિક્ષણ જૂની પરપરા પ્રમાણે તથા આયુર્વેદ અને સાહિત્યનું વ્યવસાય દેશી દવાખાનું, આયુર્વેદ પદ્ધતિથી દવા આપી રોગીઓને નીરોગી બનાવવાનો સાહિત્યમા તેમને પ્રાચીન સાહિત્ય પ્રત્યે ખૂબ રસ હતો. તેમણે સ્વામી રામદાસનું મરાઠી ભાષામા લખેલું પદ છે તે 'કરુણાષ્ટક'ને ગુજરાતીમા કાવ્યાનુવાદ કર્યો છે અને તે સાહિત્યના અકમા પ્રકટ થયું છે

પ્રાચીન કાવ્યમાળાના સપાદક મડળમાના શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ સાથે સારા સપર્કમા હતા. અવસાન ઈ સ ૧૯૧૯મા વડોદરામાં

## પ્રો. ચતુરભાઈ શકરભાઈ પટેલ

જન્મ ઈ સ ૧૯૦૧ અવસાન વડોદરા–ઇ સ ૧૯૫૭ જન્મસ્થળ આણદ તાલુકાના બેડવા ગામમા વતન બેડવા આણદમા વડોદરા જ્ઞાતિ પાટીદાર પ્રાથમિક શિક્ષણ બેડવામા માધ્યમિક સારસા, ચિખોદરા અને નડિયાદમા મૅટ્રિક ઈ સ ૧૯૧૯મા ઉચ્ચ શિક્ષણ ગુજરાત કૉલેજ, અમદાવાદમા ૧૯૨૩મા સસ્કૃત અને ગુજરાતી વિષય સાથે બી એ, ઈ સ ૧૯૩૦મા અગ્રેજી, ગુજરાતી સાથે એમ એ, ઈ સ ૧૯૩૮મા એલએલ બી

વ્યવસાય સસ્થાન હાઈસ્કૂલ, ડાકોર તથા વનિતાવિશ્રામ અમદાવાદમા કેટલોક વખત અધ્યાપન કાર્ય, ઈ સ ૧૯૩૬ થી ઈ સ ૧૯૫૭ સુધી વડોદરા કૉલેજમા ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું

શ્રી સયાજી હાઈસ્કૂલ વડોદરાના ટ્રસ્ટી એસ એન ડી ટી યુનિવર્સિટી મુબઈની સૅનેટ સીન્ડિકેટના સભ્ય હતા

સાહિત્યસેવા ગુજરાત કૉલેજમા પ્રેમ ભક્તિ મડળના સ્થાપક, કવિ નાનાલાલના પરમ ભક્ત હોઈ કવિના 'મનોહત્સવ' પ્રસગે અર્ધ્ય કાવ્યદ્વારા એમને અજલિ આપી હતી

અમદાવાદની સાહિત્યસભાયોજિત રાસ હરીફાઈમા એમના 'શરત્સુદરી' રાસને પારિતોષિક મળ્યું હતુ

પ્રેમાનદ સાહિત્યસભા રજત મહોત્સવ ગ્રથ, કાલિદાસ સ્મૃતિપર્વ ગ્રન્થિકા નાનાલાલ સ્મારક ગ્રન્થ આદિના સપાદન કાર્યમા સક્રિય ભાગ લીધેલો

પ્રકાશન એમના વિવેચન લેખોનો સગ્રહ 'પ્રસાદ' ભારત પ્રકાશન અમદાવાદ તરફથી પ્રગટ થયો છે–ઈ ૧૯૬૫ એમના કાવ્યો ગ્રન્થસ્થ થવા હજી બાકી છે પ્રેમાનદ સાહિત્ય સભાના કારોબારી મડળના ઘણા વર્ષો સુધી સભ્ય તરીકે તેમણે સેવાઓ આપી છે

## શ્રી ચિમનલાલ માણેકલાલ જાની

જન્મ ઈ સ ૧૮૯૦ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ઓદીચ્ય બ્રાહ્મણ પિતા પ્રારા શાસ્ત્રી હતા સસરા સાહિત્ય આલમમા

જાણીતા એવા શ્રી નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી હતા શિક્ષણ બી એ એસ ટી બી ડી

વ્યવસાય અધ્યાપન, લેખન, વાચન અને ફ્રેન્ચ્રે કે એ ઈન્સ્પેક્ટર તરીકે પણ નોકરી કરી હતી મૃત્યુ ૪૨ વર્ષની વયે ઈ સ ૧૯૩૨મા થયુ

પ્રકાશન ૧૯૨૫ ૨૬મા 'પ્રતાપ' માસિક શરૂ કર્યું તેમની તંત્રી તરીકેની નોંધો પ્રાચીન સાહિત્યની ગરજ સારતી જાણીતા લેખકો ને વિદ્વાનોનો તેમને સારો લાભ મળ્યો હતો—કલાદીપ છો ન લટ્ટ, જ ઇ મોદી રમણલાલ દેસાઈ રાજવૈદ્ય, ઘનશ્યામભાઈ, બાળકૃષ્ણ સુ જોશી વગેરે તે ગરબા ને કાવ્યો પણ લખતા

૧ પ્રેમાનંદના નાટકો, મ રમણ ઍન્ડ કંપની ૨ કુવરબાઈનું મામેરું અધિક નવી આવૃત્તિ ૩ નળાખ્યાન કડવા ૧ થી ૨૫ ટિકા ટિપ્પણસહ ૪ ભારતીય શિક્ષણનો ઈતિહાસ, જાની અને જોશી અપ્રકટ—ગીત અને ગરબા

## શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ

જન્મ ૧૮૮૧ જન્મસ્થળ ખેડા વતન અમદાવાદ જ્ઞાતિ જૈન વણિક પિતા ડાહ્યાભાઈ સાંકળચંદ શાહ વેપાર અર્થે અમદાવાદમા ઝવેરીવાડમા આવી વસ્યા ને રૂની દલાલી કરતા હતા મોટા ભાઈ વાડીલાલ

મૅટ્રિક ટંકશાળાની ન્યૂ ઈંગ્લિશ સ્કૂલમાથી પાસ કરી, પછી ગુજરાત કૉલેજમા દાખલ થયા ૧૯૦૮મા અંગ્રેજી અને સંસ્કૃત લઈ બી એ થયા ને સંસ્કૃત વ્યાકરણ લઈ એમ એ થયા જૈનધર્મશાસ્ત્રો ને સાધુઓના સંપર્કથી સંસ્કૃતનુ જ્ઞાન પણ ઉપાશ્રય પાઠશાળામા મેળવ્યુ તીર્થસ્થાનોમા ખૂબ પ્રવાસ કર્યો

અમેરિકન વિદ્વાન મિ બોર્ડનની દેખરેખ નીચ ગ્રેજ્યુએટોને લાયબ્રેરી વર્ગની તાલીમ આપવાના વર્ગમા જોડાયા અને ઓછા પગારની નોકરીમા જોડાયા

લાયબ્રેરી ત્રૈમાસિક કાઢયુ, તેના ગુજરાતી ને સંસ્કૃત વિભાગનુ તંત્રીપદ તેમને સોંપાયુ લાયબ્રેરીના વિવિધ વિભાગો ઉપર તે દેખરેખ રાખતા

પાટણના જૈનભંડારોની તપાસ કરવા માટેના ટીપ્પણનો સ્વીકાર કરી દીવાનસાહેબે હુકમ આપ્યો ને તે પાટણ ગયા ત્રણ માસમા ૧૧ ભંડારોની તપાસ કરી તેમા ૧૩૦૦૦ કાગળ પર અને ૬૫૮ તાડપત્ર પર લખેલા પુસ્તકો હતા

ખંભાતના ભંડારો તપાસી ડૉ. પિટરસને એક સવિસ્તર રિપોર્ટ કર્યો હતો, તે પદ્ધતિ પર શ્રી દલાલે તમામ ઉપયોગી અને કિંમતી પુસ્તકોની નકલ ઉતરાવી તેમણે કાર્ય પાર ઉતાર્યું

ડૉ. બ્યુલર, ડૉ. ભાંડારકર, ડૉ. પિટરસન અને પ્રો. મણિલાલ નભુભાઈ જેવા વિદ્વાનો પાટણના એ ભંડારોની તપાસ પૂરી કરી શક્યા ન હતા તાડપત્રો ગુપ્ત રખાયા હતા તે અપૂર્ણ નોંધ પૂર્ણ કરવામાં શ્રી દલાલને સફળતા મળી.

તેમની શોધખોળના પરિણામે પ્રાચીન સાહિત્ય તથા કેટલુંક અપભ્રંશ સાહિત્ય, હિંદી, મરાઠી, ગુજરાતી ભાષાઓની ઉત્પત્તિ માટે ને ઇતિહાસ જાણવા માટે ઉપયોગી માહિતી પૂરી પાડે છે બારમા, તેરમા અને ચૌદમા સૈકાની જૂની ગુજરાતી ભાષાના ગ્રંથો પણ હાથ આવ્યા

તેમના રિપોર્ટથી ખુશ થઈ શ્રીમંત મહારાજસાહેબે ખાસ આજ્ઞા કરી કે પાટણ ભંડારોમાના પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો એક જુદી ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ કરવા, તે જ 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા' આપણા પ્રસિદ્ધ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમા એક અપૂર્વ સિદ્ધિ ગણાય

ગ્રંથમાળાની તમામ વ્યવસ્થા તે જ કરતા નોટ્સ ને ઉપોદ્ઘાત પણ તે જ લખતા તેમની વિદ્વત્તાપૂર્ણ કામગીરીથી પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનોએ તેમની પ્રશંસા કરેલી છે તેમના કાર્યની કદર કરીને શ્રીમંત મહારાજાસાહેબે તેમને 'રાજ્યરત્ન'નો ઈલકાબ બક્ષ્યો હતો

જેસલમીરના ભંડારો તપાસવા તેમની નિમણુક કરવામા આવી તેમાના કેટલાક પુસ્તકો પાટણના હતા, પણ આફતના સમયે તે નાશ પામવાની ભીતિથી સં ૧૪૭૪મા જૈન સાધુ જિનભદ્રસૂરિએ તે ભંડારને જેસલમીર આણ્યો હતો, કારણ કે પાટણથી પ્રાપ્ત થયેલા કાવ્યમીમાંસા' અને હમીર મદમર્દન'ની મૂળ પ્રતો શ્રી દલાલને અહીંથી જ પ્રાપ્ત થઈ હતી ત્યાના ભંડાર રક્ષકોની ચાહના મેળવી તેમણે ત્યાના પુસ્તકોની નોંધ અને નકલ ઉતારી લીધી

આ તપાસ દરમ્યાન ૩૪૪ તાડપત્રના ૬૦૦૦ કાગળના હસ્તલિખિત પુસ્તકોની નોંધ લીધી તે સિવાય સીરોહી બિકાનેર, જોધપુર તથા આમોદ, જૂનાગઢ, તારાપુર ખંભાત, ખેડા માતર, વળા, પાંચ ગામ ને અમદાવાદ વગેરે સ્થળોએ ગયા હતા અને ત્રણસો કિંમતી હસ્તલિખિત પુસ્તકો સેંટ્રલ લાયબ્રેરી માટે પ્રાપ્ત કર્યા હતા

સુરતમાં ભરાયેલી પાંચમી સાહિત્ય પરિષદ વખતે તેમણે પાટણના ભંડારમાની જૂની ગુજરાતી અને અપભ્રંશના પુસ્તકો વિષે વિદ્વત્તાપૂર્ણ નિબંધ લખી મોકલ્યો હતો પ્રતિ વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું હતું ને યોગ્ય પ્રશંસા થઈ હતી

જનાર્દન રચિત 'ઉષાહરણ' અને બિલ્હણ કૃત 'ચૌર પચાસિકા' વગેરે પ્રાચીન ગુજરાતી કાવ્યો એડિટ કરી, ચંદ્રહાસને મળતી અન્ય કથાઓ સદયવત્સ સાવલિંગા' અને 'માધવ કામકુંડલા'ની કથા વગેરે જૂની વાર્તાઓનો ઐતિહાસિક અને તુલનાત્મક રીતે અભ્યાસ કરી, ગુજરાતનુ સંસ્કૃત નાટક સાહિત્ય તથા પ્રાચીન ગુજરાતીનો વિભક્તિ વિભાગ તથા વાક્યપ્રકાશ ઔક્તિક વગેરે વિચારપૂર્ણ લેખો લખી અને કાશ્મીર મુખમંડનની અને ખંભાત શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચામા ઊંડા ઊતરી તેમણે સાહિત્યમા ઉપયોગી ફાળો આપ્યો છે તેમની સાહિત્યસેવા ઊંચા પ્રકારની હતી તપસી જેવી તેમની મનોવૃત્તિ ને ભાવના હતા સાદુ, એકાંતિક અને સંસ્કારી સાક્ષરજીવન એક જૈન સાધુની માફક ગાળતા

સંપાદિત ગ્રંથો ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથ માળામા નં ૧ થી ૫ તરીકે કાવ્યમીમાંસા, નરનારાયણાનંદ, પાર્થપરાક્રમ અને રાષ્ટ્રૌઢવંશ, તે પોતે સંશોધિત કરેલા ને પોતાની જ હયાતિમા પ્રકટ થયા

હયાતિ બાદ તેમના સંશોધિત કરેલા ગ્રંથો વામન કૃત લિંગાનુશાસન, બાલચંદ્રસૂરિ કૃત વસંતવિલાસ, વત્સરાજ કૃત રૂપકષટ્ક – છ નાટક ક્રમે નં ૬, ૭, ૮ તરીકે સને ૧૯૧૮મા પ્રકટ થયા તથા યશ પાલ કૃત મોહપરાજય નાટક નં ૯, જયસિંહસૂરી કૃત હમ્મીર મદ મર્દન કાવ્ય નં ૧૦, સોઢ્ઢલ કૃત ઉદયસુંદરી કથા નં ૧૧, પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ પ્રસ્તાવના વગરનું નં. ૧૩, ૧૯૨૧મા ભાસર્વજ્ઞ મુનિ કૃત પશુપતિદર્શનનો ગણકારિકા નામનો ગ્રંથ નં ૧૫ ૧૯૨૩મા ધનપાલ કૃત ભવિસયત્ત કહા પંચમી કહા (સદ્ પ્રો ગુણેની પ્રસ્તાવના અને ટિપ્પણી સહિત) નં ૨૦, ૧૯૨૪મા જેસલમીર ભંડારની ગ્રંથસૂચિ (પંડિત લાલચંદની ટિપ્પણીઓ અને વૃદ્ધિ પત્રિકા સહિત) નં ૨૧ અને ૧૯૨૫મા લેખ પદ્ધતિ (૮મા થી ૧૫મા સૈકા સુધીના દસ્તાવેજોનો સંગ્રહ) નં ૧૯ તરીકે બહાર પડયા પાટણ જૈનભંડારના ગ્રંથોની સૂચિ (પંડિત લાલચંદની ટિપ્પણીઓ સહિત) તૈયાર થઈ પ્રસિદ્ધ થઈ

### શ્રી ચિમનલાલ દામોદર ત્રિપાઠી 'કુંજ'

(ઈ સ ૧૮૮૭ થી ઈ સ ૧૯૬૨)

જન્મ ઈ સ ૧૮૮૭ જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ હતા શિક્ષણ મૅટ્રિક વ્યવસાય સયાજી હાઈસ્કૂલમા શિક્ષકની નોકરી

તેમના ગુરુસચિવો રા બ રમણભાઈ મહિપતરાય નીલકંઠ તથા કવિ કાન્ત હતા તે 'કુંજ' ને 'દ્વિજ'ના તખલ્લુસથી લખતા 'મોહમય વિશ્વાબ્ધિ' કાવ્યશક્તિવાળુ સર્જન છે

પ્રકાશન કાવ્યસંગ્રહ 'હૃદયકુંજ' તેમજ તેમના કાવ્યો ને લેખો 'જ્ઞાનસુધા' અને 'બુદ્ધિપ્રકાશ'મા પ્રસિદ્ધ થતા હતા

તેમનુ અવસાન ઈ સ ૧૯૬૨મા થયુ

### શ્રી ચુનીલાલ મગનલાલ દેસાઈ

(ઈ સ ૧૮૮૩ થી ઈ સ ૧૯૪૪)

જન્મ ઈ સ ૧૮૮૩. વતન વડોદરા જ્ઞાતિ દશા પોરવાડ વણિક માતાપિતા સંસ્કારી ને ધાર્મિક વૃત્તિના હતા પુત્ર શિક્ષક છે

શિક્ષણ બી એ મુંબાઈ યુનિવર્સિટી વ્યવસાય ભૂતપૂર્વ વડોદરા રાજ્યમા વિભાગીય શાળાધિકારી તથા કામચલાઉ નાયબ વિદ્યાધિકારીના ઉચ્ચ હોદ્દાની નોકરી કરી

સમાજસેવા ને શ્રેયસ્સાધક વર્ગના અગ્રણી સાધક હતા

સાહિત્યસેવા પ્રસિદ્ધ થયેલા પુસ્તકો શ્રી સયાજી સાહિત્યમાળા પ્રાચ્યવિદ્યા મંદિર તરફથી પ્રસિદ્ધ જુવાનીની ચાવી ધર્મોની બાલ્યાવસ્થા, વડોદરા રાજ્યનો ઇતિહાસ, શાળા અને શિક્ષણપદ્ધતિ વગેરે

### (સૌ ) ચૈતન્યબાળા મજમુદાર

(૧૯૦૫ ૧૯૨૭)

પેટલાદ ઠાસરાના દેસાઈ હરિપ્રસાદ ભવાનીભાઈને ત્યા તેમનો જન્મ થયો હતો માતાનુ નામ તારાલક્ષ્મી

એક માસિકના તંત્રી હતા એવા પિતા તરફથી તેમને સાહિત્યના સસ્કાર પ્રાપ્ત થએલા વડોદરા ગર્લ્સ હાઈસ્કૂલમાથી ૧૯૨૧ મા એ મૅટ્રિક થયા તેમના વખતમા મૅટ્રિક થનારી બહેનો અલ્પસ્વલ્પ હતી

૧૯૨૩મા સૌ શારદાબહેન મહેતા, જ્યારે ગર્લ્સ સ્કૂલમા પ્રિન્સિપલ હતા ત્યારે સ્કૂલના મૅગેઝીન Towards theL ght મા તેમનો લલિત કલા"નામે નાનો નિબંધ છપાયો—આ એમનો પહેલો સાહિત્યપ્રવેશ

શાસ્ત્રીય સંગીતની સ્કૂલની આખરી હરીફાઈમા પ્રથમ આવતા તેમને પન્નાના મહારાણીએ મોકલ્યુ 'સુવર્ણ મગલસૂત્ર'નુ પારિતોષિક ૧૯૨૧મા મળ્યુ હતુ

સને ૧૯૨૦મા તેમનુ લગ્ન મંજુલાલ મજમુદાર સાથે થયા પછી તેમની સર્વસાધારણ કેળવણી ઉપર સાહિત્યનો ઓપ ચડયો

'બારમાસીનું સાહિત્ય' અને 'વ્રતકથાઓ' સબધી રસ જગતા રાજેના અપ્રકટ 'મહિના' 'શારદા'માં છપાયા અને બીજી બારમાસી ભેગી કરવા માંડી જેનો છાપવા જેવો સગ્રહ પ્રસ્તાવના સાથે હજી અપ્રગટ રહ્યો છે

બૅરિસ્ટર જયકૃષ્ણ વર્માના 'ગુણસુંદરી' માસિકમા અને શ્રી ગોકુલદાસ રાયચુરાના 'શારદા' માસિકમા તેમણે વ્રતકથાઓ પ્રગટ કરાવી નાગપાચમ 'સૌ કહે જે વાસુકીને', દશા આઠમ, ગાય તુલસી વગેરેએ સારુ ધ્યાન ખેંચ્યુ

શ્રી મેઘાણીભાઈની કંકાવટી' પ્રગટ થતા પહેલા, આ ગુજરાતી વ્રતકથાઓને તેમણે પહેલી નવેસર પ્રચારમા મૂકી હતી 'સૂરજની સાખે અને તુલસીને ક્યારે' નામથી એનો સગ્રહ પ્રગટ થઈ રહ્યો છે

સને ૧૯૨૪ના એપ્રિલમા ભાવનગરમા ગુજરાતી સાહિત્ય પરિષદ મળી ને પ્રસગે, સ્કૂલ મૅગેઝીનમા લખેલો લેખ વિસ્તારી મઠારી રજૂ કર્યો પરિષદ પ્રમુખોના ભાષણો જેટલો જ એ નિબધ રસપ્રદ મનાયો, ત્રીસ મિનિટ સુધી બેઠકમા પૂરેપૂરો વચાયો હોય એવો એ એક ગુજરાતણ બહેનનો નિબધ હતો

ત પછી ૧૯૨૬મા મુબાઈમા મળેલા ગુજરાતી સાહિત્ય સમેલનમા તેમણે 'કુદરત અને આપણા પ્રાચીન કવિઓ'નો રસિક નિબધ વાચ્યો હતો શ્રીમતી લીલાવતી શેઠ જેના તંત્રી હતા એ 'ગુજરાત' માસિકમા 'ઉષાહરણ કે અનિરુદ્ધ હરણ?' નામે રસિક લેખ સચિત્ર છપાયો

મધ્યકાલીન સાહિત્યમા રસ પડવાથી, 'અભિવન ઊખા'. નામે પદરમા શતકની કૃતિની નાની ફોટોસ્ટેટ નકલ ઉપરથી તેમણે કાચની મદદથી ભારે શ્રમ લઈને પ્રેસકૉપી તૈયાર કરી હતી

પતિના 'મીરાબાઈના પદો'ના સશોધન કાર્યમા પણ સારી મદદ કરી હતી ૧૯૨૮મા મળનારા સાહિત્ય સમેલન માટે 'સમાજ સેવાના પ્રકાર'નો નિબધ તૈયાર કર્યો હતો પરતુ ૧૯૨૭ના ડિસેમ્બરની ૨૯મી તારીખે પ્રસૂતિ પછી દસમે દિવસે ન્યુમોનિયાના રોગ નિમિત્ત તેમનુ અકાલ અવસાન થયુ

તેમના પ્રગટ ગ્રથો 'ગુજરાતણ બહેનો માટે ત્રણ લેખો' (૧૯૨૯) અને 'લલિતકલા અને બીજા સાહિત્ય લેખો' (૧૯૩૬) છે

### ડૉ. ચદુલાલ સેવકલાલ દ્વિવેદી

જન્મ ઈ સ ૧૮૯૭ જન્મસ્થળ વતન પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર મોટા ભાઈ મંજુલાલ દવે ન્યાયાધીશ તારગા શારદાપીઠના જગદ્ગુરુના પરમ પ્રિય પાત્ર છે

શિક્ષણ એમ બી બી એસ વ્યવસાય ડૉક્ટરનો સરકારી નોકરીઓ કરી હેલ્થ ઑફિસરની વડોદરા સુધરાઈની નોકરી છોડી ડાકોરમા ખાનગી પ્રેક્ટિસ શરૂ કરી અને કમનસીબે ૩૫ વર્ષની ભરયુવાનીમા ભૂલથી ઝેરી દવાવાળા ગ્લાસમા શરબત બનાવી પીતા અવસાન થયુ, ઈ સ ૧૯૩૨

પ્રકાશનો કેટલાક રોગો ભાગ ૧–૨ ૧૯૨૮, લિંગવિચાર ૧૯૩૦, કેટલાક રોગો ભાગ ૪ ૧૯૩૨—જે સયાજી સાહિત્યમાળામા પ્રકાશિત થયા છે તેમના પુસ્તકો માટે ગણસુદરી પુસ્તકાલય, સૌરાષ્ટ્ર ગુજરાતમા સારા અભિપ્રાયો પ્રગટ થયા છે

### શ્રી છગનલાલ ઠાકોરલાલ મોદી

જન્મ ઈ સ ૧૮૬૭ જન્મસ્થળ ભાવનગર વતન સૂરત પિતા મોદીનો ધંધો કરતા અને તે પછી ખજાનચી તરીકે એક પેઢીમા જોડાએલા, પછી રૂની પેઢીમા જોડાઈ નામના પ્રાપ્ત કરી. તેમના ભાઈ મગનલાલ, લોકો છગન મગનની જોડી કહેતા ભાઈએ તેમની સૂચનાથી સૂરતમા આર્ટ્સ કૉલેજ સ્થાપવા માટે રૂા બે લાખની દેણગી આપી હતી જે નાથી એ કૉલેજ એમ ટી બી આર્ટ્સ કૉલેજ કહેવાય છે તેથી બ્રિટિશ સરકારે તેમને સી આઈ ઈનો ઈલકાબ આપ્યો હતો તેમના માતાજી સાથે તેમને અવારનવાર ભાવનગર ને સૂરત વધુ થતો હતો. પત્નીનુ નામ પાર્વતી બહેન હતુ શિક્ષણ સૂરતમા મૅટ્રિક ૧૮૭૪ મા, પણ પરીક્ષા આપવા મુંબાઈ ગએલા પછી એલ્ફિન્સ્ટન કૉલેજમા તે બી એ થયા ઈ ૧૮૭૯ પછી થોડો વખત હાઈસ્કૂલમા શિક્ષકની નોકરી કરી પછી શ્રીમત મહારાજાસાહેબના ગુજરાતીના શિક્ષક તરીકે જોડાયા બાદમા મુંબાઈમા સુપ્રિન્ટેન્ડન્ટ, પછી ૧૮૮૮માં ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર રૂા ૧૫૦ના પગારથી નીમાયા પુસ્તકપસંદગી કમિટીમાં પણ સ્થાન હતુ ૧૮૯૬થી નાયબ વિદ્યાધિકારી થયા પછી વડોદરા પ્રાતના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નીમાયા શ્રીમત મહારાજસાહેબની તેમના પર કૃપા હતી દરેક



સૌ. અવન્તિકા રવિશંકર આચાર્ય
નિબંધલેખક તથા સમાજસેવક



ગાડાભાઈ પરાગજી દેસાઈ
'કેળવણીની કલા'ના લેખક



રાજવૈદ્ય ધનશ્યામ બાપુભાઈ
પ્રાચીન સાહિત્યમાં રસ અને અનુવાદક



પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ
'શ્રેય અને પ્રસાદ'ના લેખક



ચિમનલાલ માણેકલાલ જાની
પ્રાચીન સાહિત્યના અભ્યાસી



ચુનીભાઈ મ. દેસાઈ
'વડોદરા રાજ્યનો ઈતિહાસ'ના લેખક



છોટાલાલ જીવનલાલ માસ્તર 'વિશ્વવંદ્ય'
આધ્યાત્મિક વિદ્યાના પ્રવર્તક અને લેખક



જગન્નાથ દામોદર ત્રિપાઠી 'કવિ
સાગર' મહારાજ



જન્મશંકર મહાશંકર બુચ 'કવિ લલિત'
'લલિતનાં કાવ્યો' તથા 'લલિતનો લલકાર'ના લેખક



શ્રીમતી જયતીદેવી
શ્રેયસાધક સમારંભોમાં કીર્તન તથા લેખો



'કવિ જેઠમ'
જેઠાલાલ ખાલાજી મજમુદાર



ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
'ભારત વર્ષનો ઇતિહાસ'



પ્રો. ત્રિભુવનદાસ કે. ગજ્જર
કલાભવનના આચાર્ય



શ્રીમત દત્તાત્રેય ચિંતામણ મજમુદાર
ગુજરાતી 'વ્યાયામ જ્ઞાનકોશ'ના સંપાદક



દાદાભાઈ નવરોજી (હિંદના દાદા)
'ભારતની ગરીબી' અને અન્ય ગ્રંથો



દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા
તત્ત્વજ્ઞ, શ્રેયસાધક અને લેખક



નાનુભાઈ નંદલાલ ચોકસી
સતચરિત્રો તથા ઇતિહાસના લેખક



પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઈ
'કિંડરગાર્ટન'ના લેખક

## વિદેહ સારસ્વતો



શ્રીમતી પ્રમીલાબહેન શ્રેયસ્સાધક
અધિકારી વર્ગના ઉત્સવોમાં કીર્તનો લખ્યાં



પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી
કબીર અને ખેતીવિષયક પ્રકાશનો



પ્રેમલીલા કાન્તિચન્દ્ર મહેતા
'પ્રેમસૌરભ'ના લેખિકા



બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
કાવ્યો, વાર્તાઓ ને વ્યાખ્યાનો



બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ 'રાજબાળ શિક્ષક' અને
'નરસિંહ મહેતાના સંસ્મરણો'ના લેખક



બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા
મસ્ત કવિ



ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા
'પ્રેમાનંદની પ્રસાદી' તથા અન્ય સંપાદનો



મણિશંકર રત્નજી ભટ્ટ
કવિ 'કાન્ત'



પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી તત્વજ્ઞ
ચિંતક, કવિ, નાટ્યકાર 'સુદર્શન'ના તંત્રી



માણેકલાલ અંબારામ ડૉક્ટર
'સયાજીવિજય' પત્ર અને પ્રેસના
માલિક તથા લેખક



રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા
'સંક્ષિપ્ત મહાભારત'ના લેખક



રસિકબહેન મજમુદાર
વૈષ્ણવ ધર્મકથાઓ
'દસે આંગળિયે વેદ'માં પ્રકટ



રસુલભાઈ નબીજીભાઈ વહોરા
બાલચરિત્રાવલી ના લેખક



આચાર્ય લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી
'સૌન્દર્યશાસ્ત્ર'ના લેખક



વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ
'સરદારની વાણી



વસંતલાલ સુંદરલાલ દેસાઈ 'દેશભક્ત'ના
તંત્રી રમણલાલ દેસાઈના પિતા



શ્રી વિનાયક રણછોડલાલ મજમુદાર
ધર્મસંબંધી લેખો કથાઓ 'દસે આંગળિયે વેદ'માં પ્રગટ



વ્રજરાયચંદ્ર આપારાવ મહેતા
ઇતિહાસ સંસ્કૃતિના લેખો



ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
'ઇન્ડિયન પીએટર' અને
'શેક્સપીયર'ના નાટકોના લેખક



પ્રો. શાંતિપ્રિય દેસાઈ
'હિન્દી પ્રબોધિની' જેવા ફરજિયાત
હિંદીના પુસ્તકો રચનાર



સૌ. સવિતાલક્ષ્મી હરિરાય બુચ
તેમનો કાવ્યસંગ્રહ પ્રગટ થયો છે



હરિરાય ભગવતરાય બુચ
પત્રકાર હારમાળાનો કર્તા કોણ ના લેખક



હરિપ્રસાદ ગુ. વૈદ્ય
'તક્રકલ્પ' અને અન્ય આયુર્વેદ ગ્રંથો



ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ
ભારતીય ઇતિહાસ તથા સંસ્કૃતિ



હરિલાલ માણેકલાલ દેસાઈ
ચિંતક તથા કેળવણીકાર



હિંમતલાલ કલ્યાણરાય બક્ષી
દીવાન કલ્યાણરાય જેઠાભાઇ ના ચરિત્રલેખક



માર્તંડ શિવભદ્ર પંડ્યા
કૃષિવિદ્યાના પુસ્તકોના લેખક

# વિદ્યમાન સારસ્વતો



ડૉ. અનિલ યોગીન્દ્ર ત્રિપાઠી
એમ.એ.,પીએચ ડી.
'સાગર' સંબંધી મહાનિબંધ



ડૉ. અરુણોદય જાની, એમ.એ.,પીએચ.ડી.
'શ્રીહર્ષનું નૈષધચરિત–
એક અધ્યયન'ના લેખક



પ્રા. સૌ. અંજલિબહેન મેઢ
'ભરતનાટ્યમ્'નાં નૃત્ય-અધ્યાપિકા
તથા 'ભરતનાટ્યપ્રવેશ'નાં લેખિકા



શ્રી ઈશ્વરભાઈ કસનજી નાયક 'પંકજ', બી ઈ.
'પ્રેમનો પરાજય' અને બીજી નવલિકાઓ



શ્રી ઈન્દુકુમાર શેલત
બી.એ., એમ.એસ.ડબલ્યુ.
સમાજસેવા તથા ગ્રામસેવાના અનેક લેખો



ડૉ. ઉમાકાન્ત પ્રેમાનંદ શાહ
શિલ્પ, કલા, સાહિત્ય તથા
પુરાતત્ત્વના લેખક



ઉમિયાશંકર જીવરામ ભટ્ટ, બી.એ., એલએલ.બી.
'નવો' [illegible] તંત્રી અને લેખક તથા પત્રકાર



શ્રી કમળાશંકર લ. પંડ્યા
બી.એ., (સ્નાતક)



કવિ કનુભાઈ કાપડીઆ
'દીપ'ના તંત્રી તથા કવિ

કામમાં તેમની સલાહ લેતા. તે ૧૯૧૫ સુધી સરકારી નોકરીમાં રહ્યા પછી સુરત અને મુંબાઈ વસ્યા સુરતમાં 'મહિલા વિદ્યાલય' ને અખાડા સ્થાપ્યા. તેમનુ મૃત્યુ ઈ. સ. ૧૯૪૬-માં થયુ તે દિવસે રાજ્યની તમામ ગ ળા કૉલેજમાં તેમના માનમાં રજા પાળી હતી

પ્રકાશન. નાનામોટા ૩૪ ગ્રન્થો લખ્યા છે. તેમાં ઈશાવતી વાર્તા, દેશી રમતો, નળા ખ્યાન ભાગ ૧-૨, મુદ્રણકળા શિશુશિક્ષણ, કિન્ડરગાર્ટનનાં પુરાતન કામો, બોધક ભા. ૧-૨-૩, રામરસનો મહિમા, નીતિબોધ, પુત્રી-શિક્ષા, ગુજરાતના ઇતિહાસની વાતો, રાજ-ધર્મ વગેરે. અવસાન ઈ સ. ૧૯૩૦.

## શ્રી છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી

જન્મ: ૧૮૮૪. જન્મ સ્થળ: ડાકોર વતન ભરૂચ જ્ઞાતિ. ભટ્ટ મેવાડા બ્રાહ્મણ. પિતા બાલકૃષ્ણ ને માતા પ્રસન્નલક્ષ્મી પત્નીનું નામ ચચળલક્ષ્મી, લગ્ન નડિયાદ થએલુ પિતાજી જામનગર રાજ્યની નોકરી કરતા હતા તેથી પ્રાથમિક શિક્ષણ જામનગરમાં, તે પછી ઉચ્ચ શિક્ષણ સુધી અમદાવાદ, વડોદરા ને મુંબાઈમા બી.એ ૧૯૦૬માં ગયા તેમા તેમણે નારાયણ વાસુદેવ પ્રાઈઝ મેળવ્યુ હતુ

પ્રિય વિષયો શિક્ષણ ને વ્યાયામપ્રચાર. તેમણે લાહોર કૉલેજમાં બાયૉલૉજીના અધ્યાપક તરીકે કામ કર્યું હતું. પછી તેમણે ગુજરાતમા ઠેરઠેર અખાડાસ્થાપન કરવાનું કાર્ય કર્યું શ્રી અબુભાઈ પુરાણીની સાથે મળીને.

પ્રકાશન: ઉષ્મા ૧૯૦૭, આર્થિક દૃષ્ટિએ વનસ્પતિશાસ્ત્ર ૧૯૧૨, મોન્ટેસોરી શિક્ષણ પદ્ધતિ ૧૯૧૭, હિંદનો પ્રાચીન ઇતિહાસ ૧૯૨૨ ગુજરાતી વાચનમાળા ૧૯૨૫, પ્રાકૃતિક ભૂગોળ ૧૯૨૫, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, ગુજરાતમા વ્યાયામપ્રચાર વગેરે છે

તેમના સ્મારક માટે રાજપીપળામાં શ્રી છોટુભાઈ પુરાણી વ્યાયામ મહાવિદ્યાલયની સ્થાપના થઈ ડી પી એડ. ને સી પી એડ ના કોર્સિસ સરકારની મન્જૂરી મળવાથી ચાલશે, એ દિશામા સતત પ્રયત્ન થઈ રહ્યા છે.

## શ્રી છોટાલાલ જીવનલાલ માસ્તર (વિશ્વવંદ્ય)

જન્મ ઈ સ ૧૮૬૧ જન્મ સ્થળ અમદાવાદ પાસે બાવળા ગામમાં જ્ઞાતિ. દશા શ્રીમાળી વણિક, અભ્યાસ મૅટ્રિક સુધી, અમદાવાદમા તેમણે અમદાવાદમાં 'ગુર્જરોદ્ધારક સમાજ' એ નામની સભા સ્થાપી હતી, તેમાં તે વ્યાખ્યાનો આપતા વાચન લેખન ને મનનનો ખૂબ શોખ હતો રા.બ.મહિપતરામ, શ્રી પ્રતાપચદ્ર મજમુદાર, રા. સા. ભોળાનાથ સારાભાઈ વગેરે સુધારકોને તે મળવા જતા. નોકરી અગે વડોદરા આવ્યા. અહીં શ્રીમન્નૃસિંહાચાર્યજીનો સમાગમ થયો તેમણે 'મહાકાળ'મા તેમજ શ્રેયસ્સાધક અધિકારી વર્ગની સ્થાપના કરવામા ખૂબ મહત્વનો ફાળો આપ્યો છે

મહાકાળના તે તંત્રી હતા નૃસિંહાચાર્યના તે પટ્ટશિષ્ય હતા.

પ્રકાશન: અધ્યાત્મ બલપોષક ગ્રંથમાળા, પ્રથમ ગ્રન્થ, વિદ્યાર્થીનો સાચો મિત્ર, સુધા સ્રોતસ્વિની, બ્રહ્મચર્ય, ઈશ્વરની ભક્તિ મનુષ્યોએ શા માટે કરવી, રોગ ટાળવાના ઉપાય, રોગથી બચવાનો કોઈ ઉપાય નથી શું? શ્રેયસ્સાધક અધિકારી વર્ગ એ શું છે? દૂધના સેવન વડે રોગો ટાળવાનો ઉપાય, બાળકોને કેવી રીતે કેળવવાં, ધનવાન થવાની અમોઘ કળા વગેરે.

તે આધ્યાત્મિક વિદ્યાના ઉપાસક તેમજ પ્રવર્તક હતા. તેમનું મૃત્યુ ઈ સ. ૧૯૨૪માં થયુ

## છોટાલાલ નરભેરામ ભટ્ટ 'કલાદીપ' (ઈ. સ ૧૮૫૦ થી ઈ સ ૧૯૩૭)

જન્મ ઈ સ ૧૮૫૦. જન્મસ્થળ: મહેમદાવાદ. વતન અલીંદ્રા, તા. માતર, તે પછી વડોદરા. જ્ઞાતિ: ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ

શિક્ષણ· મહેમદાવાદ અને સુરતમાં અભ્યાસ કર્યો ભરૂચમાં નોકરી મેળવી. કોઈ વિદ્વાનના સમાગમથી સંસ્કૃત, કાવ્ય, વ્યાકરણ, વૈદક અને પુરાણોનો અભ્યાસ કરી લીધો એક વિદ્વાન શાસ્ત્રી પાસેથી તર્ક, સગ્રહાદિ તથા નાટક, ચપુ વગેરે ગ્રથોનો અભ્યાસ કરી લીધો, અને એક ભીખ માગવા આવતા ફકીર પાસેથી ઉર્દૂ પણ શીખ્યા.

વ્યવસાય· શિક્ષકનો. પ્રથમ ભરૂચ પછી અન્ય સ્થળોએ અને વડોદરામાં તે સરકારવાડા ગુ શાળામા હેડમાસ્તર હતા ઈ સ. ૧૯૩૭મા તેમનું અવસાન વડોદરામાં થયુ.

'સ્વદેશ વત્સલ'માં ઈ ૧૮૭૮થી લેખો શરૂ કર્યા ગ્રન્થો કામશાસ્ત્ર, રસશાસ્ત્ર, શાંતિસુધા, બ્રહ્મરાક્ષસ, શતરંજ, વાજિકરણ, કલ્પદ્રુમ, સ્નાનવિધિ, બ્રાહ્મનિત્યકર્મ, વહેમ ખડન, બાલકૃષ્ણ, મામેરું, માર્કંડેય પુરાણ, વાગ્ભટ, મહાભારત, શાંતિપર્વ પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ, યોગરત્ન, વ્યવહાર મયૂખ, વૈદ્ય જીવન, ટકમાહાત્મ્ય, ચમત્કાર ચિંતામણિ, હિતોપદેશ, વૈદ્ય વલ્લભનો ચિકિત્સાંજન, દૃષ્ટાંતશતક, વાલ્મીકિ રામાયણ, બૃહત્સંહિતા, ઈશાન, શકર દિગ્વિજય, ગાળોપયોગી ભગવદ્ગીતા, શિવગીતા, શિવકવચ, પ્રિયદર્શિકા, પચતત્ર ભાગ ૧, હરિતસંહિતા. વગેરે.

નિવૃત્તિ બાદ વડોદરામાં વસ્યા. 'કેળવણી' માસિકના અધિપતિ તરીકે નામ કરતા. વળી તેમણે પ્રાચીન કાવ્યમાળાના પ્રસિદ્ધ થએલાં પુસ્તકોની ટીકાઓ પણ લખી છે. શ્રીમત ગાયકવાડ સરકારે તેમને 'કલાદીપ'નો ઇલકાબ આપ્યો હતો.

તે નામધારી પ્રેમાનદ કે 'અભિનવ પ્રેમાનદ' હતા. પ્રેમાનદના નામે તેમણે નાટકો લખ્યા ને મહાકવિ પ્રેમાનદને યશ આપ્યો. આ મહાકવિ ઉપર તેમનો ખૂબ જ આદર ને સદ્ભાવ હતો તેમની ટીકાઓએ તો ગુજરાતી વિદ્વાનોમાં ખૂબ જ ખળભળાટ ને ચર્ચા મચાવેલી તેમના જ શિષ્ય શ્રી ડૉ. વિષ્ણુપ્રસાદ જાનીએ 'અભિનવ પ્રેમાનદ' મહાનિબધ લખી વિવાદનો સપૂર્ણ ધડસ્ફોટ કર્યો છે.

## શ્રી જન્મશકર મહાશકર બુચ (કવિ લલિત)

(જીવનકાળ ઇ સ ૧૮૭૭થી ઇ સ ૧૯૪૭)

જન્મ· ઈ સ. ૧૮૭૭ જન્મસ્થળ વતન: ગોંડળ જ્ઞાતિ: વડનગરા નાગર માતા પિતા સસ્કારી ને ધાર્મિક વૃત્તિવાળાં હતા. શિક્ષણ મૅટ્રિક

વ્યવસાય: હાઈસ્કૂલના શિક્ષક, કાઠિયાવાડ ટાઈમ્સના તંત્રી, અધ્યાપન મંદિરના અધ્યાપક અને વડોદરા રાજ્યમા પુસ્તકાલયોને અગે જ્ઞાનપ્રચારનું કામ કરનારા ગ્રામ સેવક, ગુજરાત વિદ્યાપીઠની મુંબાઈની મહાશાળાના ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે કાર્ય કરેલુ સાહિત્યમા પ્રવેશ ઈ સ ૧૯૦૧ના 'જન્મભૂમિનુ જયમગળ' કાવ્યથી કર્યો તેમજ 'જાતને સ્વદેશ કાજ કા ન હોમીએ'થી પડકાર કર્યો હતો તે દષ્ટા હતા, ક્રાતદર્શી હતા વીસ વરસ પછી તેમનાં દેશપ્રેમનાં ગીતો શેરીશેરીએ ગવાવા લાગ્યા

'મહૂવી' અને 'ક્યાં છે મજા'થી ખૂબ જાણીતા થયા છે તેમના ગીતો નારીપૂજા ને નારીચિંતાની દષ્ટિ પણ બતાવ છે રસિક ચતુર રમણી, નારી તુ નારાયણી, સ્મિતસર સહચરી, માતૃજ્યોતિની જ્વલન જ્વાળા તો સ્વજનના શુદ્ધ સ્નેહ માટે 'અરે વિજોગણ વાંસલડી', સીતા રે વિનાના એકલ રામ' છે. રચના લલિતના કાવ્યો ૧૯૧૨, વડોદરાને વડલે ૧૯૧૪, લલિતનાં બીજા કાવ્યો, સીતા વનવાસ ૧૯૦૩, લલિતનો લલકાર ૧૯૪૭

તે લાઠીના ઠાકોર કલાપીના અનન્ય મિત્ર

હતા અને તે સબબ તેમણે તેમના પૌત્ર સાથે નાળ્ડી ના નહોતા તેથી તેમને ત્યાગી વર્ષાસન મળતુ કવિ લલિત વગેરેઆમાં પણ રહેલા અને સાહિત્ય ક્ષેત્રમાને પ્રોત્સાહન પણ આપેલુ

### શ્રી જયસુખરાય પુ૰ જોષીપુરા

જન્મ ૧૮૮૧ અવસાન ૧૯૫૪ જન્મ સ્થળ જૂનાગઢ જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતાનું નામ પુરુષોત્તમરાય રાયજી જોષીપુરા અને માતાનું નામ ગંગાલક્ષ્મી તે મના ત્રણ વખત લગ્ન થયા હતાં

શિક્ષણ પ્રાથમિક ને માધ્યમિક જૂનાગઢ મા ઉચ્ચ શિક્ષણ જૂનાગઢ, ભાવનગર ને મુંબઈમા બી એ ૧૯૦૪, બહાઉદ્દીન કૉલેજ એમ એ ૧૯૦૫ એલએલ બી

વ્યવસાય ૧૯૦૮મા વડોદરા રાજ્યના વિદ્યાધિકારીના (શાહિસ ખાતાના) મદદ નીશ તરીકે નોકરી કરી સાહિત્ય ને સમાજ સુધારણા માટે યુનિયન સ્થાપ્યુ નરસિંહ મહેતા વિષે એક લેખ પ્રથમ લખેલો

૧૯૧૨ની વડોદરાની ગુ સા પરિષદના તે મંત્રી હતા આ પ્રસંગે તેમણે જ ગ્રંથ અને ગ્રંથકાર જેવુ 'સચિત્ર સ ક્ષરમાળા' નામનું રેફરન્સ પુસ્તક તૈયાર કર્યું

પ્ર ગ્રં ભક્ત કવિ નરસિંહ મહેતાનુ જીવન તથા કવન મોન્તેનના નિબંધો, વાણિજ્ય શાસ્ત્ર, જ્ઞાતિનિબંધ કાવ્યકલિકા, ભક્ત કવિ બ જલ અર્વાચીન સાહિત્ય અને પુરાણ કથા, શુદ્ધવીર દીવાન અમરજી શ્રી સયાજી વૈજ્ઞાનિક રાજ્યસંઘ ગિરનારનું ગૌરવ નીરપુરુષો વગેરે ઉન્નત વિચાર તથા સયાજી સાહિત્યમાળા અને બાલ સાહિત્યમાળાના પ્રકાશનમા એમનો જ હાથ રહેલો હતો શારદાપીઠ નામનું માસિક એડિટ કરેલુ તે કૌટિલ્ય અર્થશાસ્ત્રનો અનુવાદ સ્વતંત્ર ઉપોદ્ઘાત સ ધે ૧૯૩૧મા પ્રગટ કર્યુ છે ગુજરાતીમા આ જ સારો અનુવાદ છે

### શ્રી જયંતિદેવી ઉપેન્દ્રાચાર્ય યાજ્ઞિક

જ્ઞાતિ વડનગરા નાગર તે ગુજરાતના પ્રખર સાહિત્યકાર નવલરામનાં દોહિત્રી હતા

વ્યવસાય ગૃહસંચાલન, વાચન ચિંતન મનન પતિશ્રી ઉપેન્દ્રાચાર્યના સદ્ધર્મોચાર થી તેમણે આધ્યાત્મિક જ્ઞાન પણ મેળવ્યુ હતુ ગુરુ (પતિ)ના દેહાવસાન પછી તેમણે સંસ્થા નું સુકાન સંભાળ્યુ એવસાયક અધિકારી વર્ગને વિકાસપથે દોર્યો ગુરુજીની (ઉપેન્દ્રાચાર્યજી) સ્મૃતિમા સ્મારક મંદિર પણ બ ધાવ્યું છે

ગ્રંથરચના વિશ્વત્રય વિભૂતિ, જયતી જીવન પરિચય તેમજ પદો વગેરે

તેમના ખાસ જાણીતાં ગીતો 'મારા અંતરમા ભિન્ના કોઈ વાગી, હું જાગી તણે રસની ભરી, ભાવની ભરી'

### શ્રી જગજીવન દયાળજી મોદી

જન્મ ૧૮૭૧ જન્મ સ્થળ ફોફળિયા, તા ડભોઈ વતન મિયાગામ પછી વડોદરા જ્ઞાતિએ દશાખાજ વાણિયા તેમણે પ્રાથમિક શિક્ષણ મિયાગામ વડોદરામા નોકરી કરતા ને ભણતા સિનિયર શિક્ષકની પરીક્ષા પસાર કરી સરકારવાડા અને શિક્ષણાનુશ્રમ શાળાઓમાં હેડમાસ્તર તરીકે તેમજ પુરુષ અધ્યાપન પાઠશાળામા અધ્યાપક તરીકે અને એ ઈ આઈ તરીકે પણ નોકરી કરી હતી નિવૃત્તિ પછી ઓફ મેમોરિયલમા દશ વરસ સુધી છ વર્ષ મૅટ્રિકમા ગુજરાતી વિષય વિનાવેતન ભણાવ્યો

પ્રવેશ તેમના પ્રેરણાદાતા ગુરુઓ શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ અને શ્રી છગનલાલ ઠાકોરદાસ મોદી અને મિત્ર શ્રી હીરાલાલ શ્રોફ હતા તેમણે સાહિત્ય સભાના મંત્રી તરીકે સેવા કરેલી ને પ્રેમાનંદ સાહિત્ય સભા નામ કરણ કરવામા પે તેમનો હિસ્સો છે સભાએ તેમનું સન્માન કરેલુ

પ્રકાશન સામાજિક હિતબોધ ૧૮૯૫, સ્તવન મહાર ૧૮૯૬ કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થએલા છે દયારામ, ગિરધર વડોદરાનું વ ર્ણન બાળના માઢવાનો ઇતિહાસ મેરો પાલક રમણરસિકા ગુજરાતના ઇતિહાસની વાતો, ફરિશ રામાયણ ભાષાંતરોમા– સુભદ્રા, સુદામાચરિત્ર, પ્રહ્લાદાખ્યાન, વામનપુરાણ છે સંશોધન ગ્રંથોમા નરભરીસી, દયારામ કાવ્યમણિમાળા નવલગ્રંથાવલિ, ગિરધર કૃત રામાયણ દયારામ કાવ્યસુધા વગેરે છે શિષ્યો, મિત્રો ને પ્રસંશકો તરફથી માનપત્ર (૭૫મે વર્ષે) અને રૂ ૧૭૦૦ની થેલી અર્પણ થઈ હતી તેમનુ મૃત્યુ ૧૯૫૪મા થયુ વેતાલ પચ્ચીસીની ગદ્યકથા, સોળ સૈકાની ગદ્યકથાનું સંપાદન કર્યું છે

### શ્રી જગન્નાથ દામોદર ત્રિપાઠી (સાગર)

જન્મ ૧૮૯૩ જન્મ સ્થળ જબુસર વતન સરખેજ જિલ્લો અમદાવાદ જ્ઞાતિએ ચતુર્વેદી મોઢ બ્રાહ્મણ માતાપિતા શિક્ષક હતા ને સરકારી હતા પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણ સાત સાત ધોરણ સુધીનું લીધેલુ ૧૯૦૩મા પિતાના અકાળ દેહાન્તે જીવનમા વૈરાગ્યના બીજ રોપાયા પત્ની ભાગીરથીબહેન, પુત્ર યોગેન્દ્ર ત્રિપાઠી

કલાપી અને અખાના અભ્યાસના પરિણામે એમના જીવનમા પ્રેમયોગ, ભક્તિયોગ અને જ્ઞાનનો સમન્વય થયો ઈ સ ૧૯૧૨ થી ૧૯૧૫ ઉત્તર ભારતની યાત્રા ને આ સમય હિમગિરિમા આત્મસાધનાનો હતો લેન્સ ડાઉન જિલ્લામાં જયરસ્તી નામની ગુફામા ૧૯૧૩ થી ૧૯૧૫ તીવ્ર તપશ્ચર્યા કરી આત્મ સિદ્ધિ પ્રાપ્ત કરી ૧૯૧૬ થી ૧૯૩૬ના વીસ વર્ષ બ્રહ્મજ્ઞાન અને પ્રભુમય જીવનનાં છે

પ્રકાશનો થાકેલુ હૃદય ખંડ કાવ્ય ૧૯૦૯, કલાપી અને તેની કવિતા વિવેચન ૧૯૦૯, ગુજરાતી ગઝલીસ્તાન વિ ઉપોદ્ઘાત સાથ ૧૯૧૩, દીવાને સાગર-ભજનોનો મહદ્ગ્રંથ ૧૯૧૬, નારદભક્તિ સૂત્ર–પદ્યાત્મક ભાષાંતર ૧૯૧૬, મજનુ લૈલી અને ફિરસ્તો સંવાદ ઈ. સ ૧૯૧૬, મુમુક્ષુ વિચારણા ૧૯૧૮ કલાપીનો કેકારવ ૧૯૩૧, કલાપીની પત્રધાર ૧૯૩૨, અક્ષયવાણી સટીક સંશોધન સંપાદન અને પ્રકાશન ૧૯૩૨ દીવાને સાગર દફતર બીજું ૧૯૩૬

કવિ સાગર મહારાજ આધ્યાત્મિક સંત કવિ હતા તેમનો ચિત્રાલ તા પાદરામા એક આશ્રમ ચાલે છે એ તેમની લોકચાહના છે વળી તેમના નામ પર ત્યા તથા વડોદરામા પ્રકાશન સંસ્થા પણ ચાલે છે ને પુસ્તકો પ્રસિદ્ધ થાય છે

### કવિ જોઠમ
### જેઠાલાલ ભાલાજી મજમુદાર

દલપત કવિશાળાના છેલ્લા પ્રતિનિધિનો જન્મ ૧૮૭૭મા મહુધામા વડનગરા નાગર જ્ઞાતિમા થયો હતો કવિશ્રી ન્હાનાલાલે 'રણછોડ લીલામૃત' નામે 'જહસંગ્રહ'મા તેમનું આખુ રેખાચિત્ર સને ૧૯૩૯મા લખ્યુ છે, તે ગૌરવાસ્પદ છે

તેમનો વ્યવસાય ગાયકવાડી રાજ્યના સાવલી ગામના અડધભાગી ઇનામદાર, પરંતુ આઠીનો સમય સાક્ષરોના દીવાનોના, બેરોનેટના, રાજબહાદુરના અને ધર્માચાર્યના મંડળના માંડલિક તરીકે વીતાવ્યો હતો કવિના પરમ કાવ્યભક્ત હતા સર ચિનુભા ઈબેરોનેટ સર ગિરિજાપ્રસાદ હતા એ કવિકાકા' હતા વૈષ્ણવઆચાર્ય દેવકીનંદનાચાર્ય સાથે મુંબાઈમા અને ગોકુલ વૃંદાવનમાં કવિ સમાધ ફરતા

કાશીનિવાસી રાજબહાદુર મુનશી માધવ સ ગજી જેઠમના ગુણગ્રાહક હતા વડોદરાના

દી બ મણિભાઈ જસભાઈનો સારો સમાગમ હતો પોતે મહુધાના હતા એટલે દી બ રણછોડભાઈ ઉદયરામ અને દી બ હરિલાલ દેસાઈભાઈ કવિના પાડોશીઓ અને સ્નેહીઓ હતા

જેઠમના મુખ્ય કાવ્યગ્રથોમા ભક્તાચિતામણિ', 'રણછોડ લીલામૃત' જેવા ભક્તિગ્રથા તથા સામાજિક સમ્બ્ટોને ઉદ્દેશીને લખેલી અનેક પ્રાસગિક રચનાઓ છે તેમની કવિતાનો નમૂનો જોઇએ

'ઓળખી બોલાવશે તો થઈશ હું ઓશિયાળો,
ગુણો નહિ ગણે તેની, મારે શી ગરજ છે?
મોટા થઈ મ્હાલશે, ને લાગશે મશાલ ધૂણી
તેને શિર નાખવાની, મારી શું ફરજ છે?
સામુ જોતા જોશે નહિ માહુણાને પોષે નહિ;
મતીલાને માનીશ કે વાયુનો પરજ છે!
મ્હાય તેનો ચાકર છું નહિ તો હું નાગર છુ
જેઠમ સ્પૃહા વિનાનુ મારે ક્યા કરજ છે?'

## પ્રા. ત્રિભોવનદાસ કે. ગજ્જર

(જીવનકાળ ઈ સ ૧૮૬૩થી ઈ સ ૧૯૨૦)

જન્મ ૧૮૬૩ જન્મસ્થળ વતન સૂરત જ્ઞાતિ સુતાર ગજ્જર માતા પિતા સસ્કારી હતા શિક્ષણ બી એસસી એલ્ફિન્સ્ટન કૉલેજ મુબાઈ એમ એ

વ્યવસાય કરાચીની સિંધ કૉલેજમા અધ્યાપક, પછી વડોદરા કૉલેજમા રસાયન શાસ્ત્રના પ્રાધ્યાપક તરીકે નોકરી કરી કલા ભવનની ૧૮૯૦મા સ્થાપના થઈ તેના પ્રથમ આચાર્ય તેઓ નીમાયા

સાહિત્યમા પ્રવેશ 'રગ રહસ્ય' નામનુ ત્રૈમાસિક કાઢ્યુ, વડોદરા છોડી મુબાઈ ગયા યુનિવર્સિટી રિફોર્મ'ની ચળવળ કરીને રસાયણશાસ્ત્રનો જુદો જ અભ્યાસ વિષય બનાવ્યો જેથી સ્નાતકો તૈયાર થવા લાગ્યા તેમણે મરડાના ઉપચાર માટે 'આયોડિન ટરક્લોરાઈડ' નામની દવા શોધી કાઢીને બનાવટ જનતા માટે ખુલ્લી મૂકી. વિક્ટોરિયાના બાવલાના ડાઘ કાઢી નાખ્યા મુબાઈમા 'ટેકનોકેમિકલ લૅબોરેટરી' નામની સ્વતત્ર પ્રયોગશાળા કાઢી તેમા લાખો રૂપિયા પદરના ખર્ચ્યા વડોદરાનુ એલેમ્બિક કેમિકલ વર્કસ તેમના અથાગ શ્રમથી સ્થાપવામા આવ્યુ જે આજે ફૂલીફાલી વિકસિત બન્યુ છે 'સયાજી જ્ઞાનમજૂષા' નામથી ગુજરાતી ભાષામા વિજ્ઞાનના પાઠ્યપુસ્તકો તેમણે તૈયાર કરાવ્યા અને બાર ભાષાનો વૈજ્ઞાનિક શબ્દકોષનો પ્રારભ કર્યો

## ડૉક્ટર ત્રિભુવનદાસ લહેરચદ શાહ
(એલ એમ ઍન્ડ એસ)

ગુજરાતના વિદ્વાનોમાં એક જૈન ઇતિહાસ સશોધન તરીકે જાણીતા હતા

મૂળ લીંબડીના, તદ્દન સાધારણ સ્થિતિના, જૈન કુટુબમા તેમનો જન્મ સન ૧૮૮૦મા થએલો જાતમહેનતથી જ આગળ વધી, સન ૧૯૦૩મા ડૉક્ટરી પાસ કરી, કાઠિયાવાડના રજવાડામા નોકરી સ્વીકારી, સારી નામના મેળવી, પરતુ રજવાડી ખટપટોથી કટાળી, રાજીનામુ આપી ૧૯૦૭ના અરસામા છૂટા થયા અને મુબાઇમા ડૉક્ટરી ધધો શરૂ કર્યો ત્યા પણ સારી આબરૂ જશ મળ્યા પરતુ માનવતાની દૃષ્ટિથી જોતા ડૉક્ટરી વ્યવસાયમા દિન રાત આરામ ન મળતા પોતાની જ તબિયત પર અસર થવા માડી એટલે પોતાનુ અને પાછળની પ્રજાનુ હિત વિચારી આ વ્યક્તિગત ધધો છોડી વેપારમાં પડવાનુ વિચાર્યું

પોતે આખના ખાસ ડૉક્ટર હોવાથી ચશ્માને લગતુ જ્ઞાન હતુ જ, તે વિકસાવી વ્યાપારી કુનેહ નિષ્ઠા થી આગળ વધ્યા અને તે જમાનામા આખા હિંદમા હિંદુ ચશ્માના વેપારી તરીકે મોખરે આવ્યા સન ૧૯૨૨ના ઑગસ્ટમા ધધાના વિકાસ અર્થે જર્મની ગયા અને તેમની સાથે એક પુત્રને પણ લઈ ગયા સજોગોવશાત્ ટૂક સમયમા પોતે મુબાઈ પાછા ફર્યા અને ૧૯૩૧ની મધ્યમા ગુજરાતમા પ્રથમ વડોદરામા, ચશ્માના ઉદ્યોગની સ્થાપના કરી મુબાઈમા ચશ્માના વ્યાપારમા ખ્યાતિ વધતી ગઈ તેમ તેમ સાહિત્યસેવાનો શોખ પણ વધતો ગયો

સારા વિદ્વાનો રોકી પોતે પણ આખા હિંદની મુસાફરીઓ કરી પુસ્તકાલયો જ્ઞાન ભડારો, શિલાલેખોનો અભ્યાસ કરી કરાવી, તારવણીઓ કરી ઘણા વિદ્વતાપૂર્ણ લેખો, પુસ્તકો તેમણે પ્રસિદ્ધ કર્યા છે મોટે ભાગે તેમણે જૈન દૃષ્ટિબિંદુથી ઇતિહાસનુ અન્વેષણ કર્યું છે સ્થાપિત મતવ્યોથી તેમના કેટલાક નિર્ણયો જુદા જ પડતા હોવાથી, શરૂઆતમા કેટલાક ઇતિહાસકારો તથા સાધુ મહારાજોનો પણ તેમને વિરોધ સહન કરવો પડેલો પણ પાછળથી ધીમે ધીમે તેઓ ઘણાખરાને પોતાના મત તરફ વાળી શક્યા હતા તેમના જીવનનું મુખ્ય સ્વપ્ન 'જૈન એનસાઈક્લોપીડીઆ' યાને જૈન જ્ઞાનમહોદધિ' નામના (દરેક મોટા ૫૦૦ પાનાનો એવા) ૨૫ ગ્રથોનો સેટ બહાર પાડવાનુ હતુ

જિંદગીના આશરે ચાલીસ વર્ષ અને સવા લગભગ એકાદ લાખ રૂપીઆ ખરચી નાખેલા પછી 'ધી જૈન પબ્લિશર્સ લિ' નામની સસ્થા ઊભી કરવાના પગલાં ભર્યાં, પરતુ કૌટુબિક બીમારીને લીધે આ કપની શરૂ થઈ શકી નહિ તેમના પ્રયત્નોને બહુ સફળતા મળી નથી

તેમના પ્રકાશનોમા 'મહારાજા સપ્રતિ યાને ભૂલથી મનાએલ સમ્રાટ અશોક', પ્રાચીન ભારત વર્ષ પાચ ભાગમા, Ancient India in 4 volumes અગ્ર સ્થાન ભોગવે છે

તેમનુ આખુ જીવન ઉદ્યમી મળતાવડુ અને ધર્મપરાયણ હતું ૧૯૫૪ના સપ્ટેમ્બરની આખરમા વડોદરામા તેમનો દેહ પડ્યો

## શ્રીમત દત્તાત્રય ચિંતામણ મજમુદાર

(આબાસાહેબ) સભાના સન્માનિત સભ્ય

જન્મ ૧૮૮૨ જન્મ સ્થળ પૂના વતન કશેલે, જિલ્લે રત્નાગીરી જ્ઞાતિએ દક્ષિણી કોકણસ્થ ચિત્તપાવન બ્રાહ્મણ તેમના વડવાઓને શ્રીમત ગોવિંદરાવ ગાયકવાડે મુજુમદારીની સનદ આપી વડોદરા રાજ્યના સરદાર બનાવ્યા એ હતા પૂર્વજ માધવરાવ ગોપાળ તેમને કરજણ તાલુકાનુ કોઠ ણા ગામ અને ગણદેવી તાલુકાનું ખકવાડા ગામ ઇનામમા આપ્યા તેમના પિતા લેખક હતા, તેમણે મરાઠીમા બાલ્યા બારગીર, રાણા હમીર શેવટચા શૂર વાયેર ઐતિહાસિક નવલકથાઓ તથા ભ્રમનિરાસ નામે નાટક લખ્યુ છે અને બ્રહ્માનદજીનુ જીવનચરિત્ર મરાઠીમા લખ્યુ છે પ્રખર સમાજસુધારક રાવ બહાદુર ગોપાળ હરિ દેશમુખ તેમના માતામહ થાય

આબાસાહેબના લગ્ન મિરજ સસ્થાનના રાજા સર ગગાધરરાવ પટવર્ધનના પુત્રી લક્ષ્મીબાઈ ઉર્ફે આક્કાસાહેબ સાથે થયા. પુત્ર ન હોવાથી દત્તક લીધા તે પુત્રનુ નામ નાનાસાહેબ મજમુદાર છે આબાસાહેબનુ ૧૯૬૪મા અવસાન થયુ

શિક્ષણ મટ્રિક સુધી યુવરાજ ફતેહસિંહ સાથે લીધુ પછી બી એ અને એલએલ. બી થયા

વ્યવસાય મુન્સફ વહીવટદાર, નાયબ સરસૂબા, આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ જનરલની સરકારી નોકરી કરી પછી નિવૃત્ત થયા નિવૃત્તિ પછીનો સમય વ્યાયામ' માસિકનુ સપાદન અને દશ ખડાત્મક વ્યાયામ જ્ઞાનકોશનુ પ્રકાશન એ જ હતો

સાહિત્યપ્રવેશ વ્યાયામ અને શારીરિક કેળવણી અગેનુ સાહિત્ય લખવાનું શરૂ કર્યું ૧૯૧૫થી સચિત્ર વ્યાયામ માસિક ગુજરાતી, મરાઠી, હિંદી ને અગ્રેજીમા શરૂ કર્યુ

પ્રકાશનો યુરોપનો પ્રવાસ, આશ્રમ ગુજરાતીમા હજી ચાલે છે બીજી ભાષાના પણ થયા ગુજરાતી જ્ઞાનકોશ ખડ ૧ થી ૩, મરાઠીમા ખડ ૧ થી ૧૦ હિંદીમા ખડ ૧ અગ્રેજીમા ખડ ૧ (૧૯૦૬ થી ૧૯૪૮ સુધીમા પ્રકાશન થયુ ) હાલમા ગુજરાત સરકારે તેમના પુત્ર પાસેથી ગુજરાતી આ શ્રમ જ્ઞાનકોશના પ્રકાશનના હક વેચાતા લીધા છે એટલે શ્રીમત આભાસાહેબનુ અપૂરુ કાર્ય પૂર્ણ થવાની આશા બધાય છે

## શ્રી દાદાભાઈ નવરોજી (હિંદના દાદા)

(ઈ સ ૧૮૨૫ થી ઈ સ ૧૯૧૭)

જન્મ ઈ સ ૧૮૨૫ જન્મસ્થળ-વતન નવસારી. જ્ઞાતિ પારસી તેમના પિતા નવરોજી દોરડી અને માતાજી માણેકબાઈ સુરત જતા માબાપ સાથે તે મુબાઈ ગયા પ્રાથમિક શિક્ષણ નવસારીમા લીધુ અગ્રેજી શિક્ષણ લીધુ ને કૉલેજમા પણ ભણ્યા વિલાયત ભણવા જવાના હતા પણ તે બધ રહ્યુ

વ્યવસાય તેઓ શરૂમા વિલાયત ગયા, વેપાર કર્યો, પણ દારૂના વેપારમા અણગમો આવ્યો તેમણે નાનપણથી જ દારૂ પીવાનુ છોડી દીધેલુ તે દારૂના વેપારમા કેમ જોડાય ? દેશમા પાછા આવ્યા અને જે સ્કૂલમા ભણ્યા હતા ત્યા શિક્ષકની નોકરી લીધી ત્યાથી કૉલેજમા પ્રાધ્યાપક નીમાયા અને સાથેસાથ દેશની સેવા કરવા લાગ્યા

છોકરીઓને ભણાવવા તેમણે એક નિશાળ કાઢી અને ભણાવવા માડ્યુ અગ્રેજોના અન્યાયની ચર્ચા કરવા એક મડળ સ્થાપ્યુ વિલાયતમા પણ સભાઓ કરી અને ત્યાની પાર્લામેન્ટમા ચૂટાયા હિંદની રાષ્ટ્રીય મહાસભા (કૉંગ્રેસ)ના તેઓ ત્રણ વખત પ્રમુખ પણ ચૂટાયા વિલાયતની કાયદા ઘડનારી સભામા પણ ગયા તેમણે કહ્યુ કે આપણા દેશમા અગ્રેજોનુ રાજ્ય થયુ ત્યારથી દેશ ગરીબ થવા માડ્યો તેથી 'સ્વરાજ્ય મળે તો જ આપણો દેશ સુખી થાય 'સ્વરાજ્ય' શબ્દ સર્વ પ્રથમ તેમણે જ આપણને આપ્યો

પ્રવેશ તેમણે રાસ્ત ગોફતાર' નામે (એક) છાપુ પણ કાઢ્યુ હતુ અને તેમા લેખો લખતા અને દેશનુ એ રીતે તેમણે ઘડતર કર્યું પ્રકાશનો રાષ્ટ્રીય ભાષણો, લેખો વગેરે

૧ શ્રીમત સયાજીરાવે તેમને વડોદરા રાજ્યના દીવાનપદે નીમ્યા હતા તેમણે વડોદરા

ની પણ ઉત્તમ સેવા બજાવી છે ગા ઇકવાડ સરકારે તેમને પેન્શન પણ બાધી આપ્યુ હતુ

તે મુબાઈ પાસે વરસોવામા રહેતા હતા બાળકો તેમને ખૂબ જ પ્રિય હતાં તે ઈ સ ૧૯૧૭મા ત્યાં જ અવસાન પામ્યા

## શ્રી દ્વારકાદાસ

જન્મવર્ષ ચોક્કસ મળતું નથી પણ તે ઈ સ ૧૯૨૪મા થઈ ગયા છે વતન વડોદરા જ્ઞાતિએ વણિક હતા પ્રેમાનદ તેમના ગુરુ હતા શિક્ષણ કાવ્યશાસ્ત્રનુ ગુરુ પ્રેમાનદ પાસેથી લીધુ ગુરુને પ્રતાપે પચાસ વર્ષની ઉમરે તેમણે ગ્રન્થો લખ્યા છે

ગ્રથરચના કાદસમાસ, વનવિવાહ, દાણલીલા, ગોવર્ધન પૂજા, કૃષ્ણજન્મોત્સવ, કૃષ્ણ ભજનના પદ, શકરસ્તુતિ, તિથિઓ, સાત વાર, કૃષ્ણલીલા વગેરે મૃત્યુ ઈ સ ૧૯૮૫ના અરસામા થયુ હશે એમ અનુમાન થઈ શકે છે આ ગ્રન્થો પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકના અકોમા પ્રગટ થયા છે

## શ્રી દ્વારકાદાસ પુરુષોત્તમદાસ પરીખ

(ઈ સ ૧૯૦૯ થી ૧૯૬૫)

જન્મ ઈ સ ૧૯૦૯ જન્મસ્થળ પાટણ જ્ઞાતિએ વણિક માતા બચપણમા જ તેમને છોડી ચાલ્યા ગયા અભ્યાસ મૅટ્રિક તથા વ્રજભાષાનુ સારુ જ્ઞાન હતું માતાના મૃત્યુ પછી વિરક્ત દશામા રહેતા પત્ની સાથે તે વ્રજમા રહેતા હતા પત્ની ક્ષયની બીમારીથી મરણ શરણ થઈ, પછી તે વ્રજ અને કાકરોલીમા રહેવા લાગ્યા

કાકરોલી નરેશ પૂ પા શ્રી વ્રજભૂષણલાલજી મહારાજના પાટણ દર્શન થતા આ કર્યાયા બીજી વાર પધાર્યા ત્યારે તે પરબારે નિશાળેથી બાવાજી સાથે જતા રહેલા

તેમના સસર્ગથી ભગવદ્ભક્તિમા આસ્થા વધુ સુદૃઢ બની, વિરક્ત દશા વધુ પાકી થઈ ગિરિરાજજીની અનેક પરિક્રમા કરી અને તેથી તેમને દિવ્ય અનુભવો થયા તે બાવાજીની કૃપા સમજતા ને તે પછી તે કાકરોલી મહારાજશ્રીની સાનિધ્યમા રહેવા લાગ્યા, ત્યા તેમને તોશાખાનાની સેવા સોપી

મૂળથી જ સાહિત્યના શોખીન હતા તેહિદી માસિક 'વલ્લભીયસુધા' અને બીજા માસિકોમા લેખો લખતા ખાસ કરીને માર્ગીય સિદ્ધાતોના મૂળભૂત વિષયોને માર્મિક અને રહસ્યમય શૈલીમા આલેખન કરતા

કાકરોલીના વિદ્યાવિભાગના પ્રધાનો તેમણે સાહિત્ય અને સશોધકની વૃત્તિથી ઊડો અભ્યાસ કર્યો અને ત્યા રહીને પુસ્તકો પ્રગટ કર્યા અષ્ટછાપના કીર્તનોમા પણ ઊડો રસ લેતા હતા

પ્રકાશનો પ્રાચીન વાર્તાસાહિત્ય ભાગ ૧ ૨ ૩ શ્રી વિઠ્ઠલેશ ચરિત્ર અષ્ટાક્ષર અને અસમર્પિત ત્યાગ, પુષ્ટિમાર્ગ, શ્રી હરિરાય મહાપ્રભુજીનુ જીવનચરિત્ર, ચોરાશી વૈષ્ણવની વાર્તા ત્રણ જન્મની લીલ ભાવના સાથે, સુરનિર્ણય, પટઋતુની વાર્તા, વાર્તાસાહિત્ય મિમાસા, અષ્ટખાનકી વાર્તા શ્રી મહાપ્રભુજીની પ્રાકટ્ય વાર્તા, ૨૫૨ વૈષ્ણવોની વાર્તા ભાગ ૧ ૨ ૩ ત્રણ જન્મની લીલ ભાવના સાથે કાકરોલીવાળા ગો શ્રી વિઠ્ઠલનાથજીના ધ્રુવગીત, શ્રી આચાર્યજીની વરાવરી વલ્લભીકુળનુ પ્રાગટ્ય, શ્રી વલ્લભ પ્રાકટ્યકાળ નિર્ણય (સ ૧૯૩૫ પ્રમાણભૂત મનાય છે ), શ્રીગુસાઈજી વિરચિત સર્વોત્તમ સ્તોત્ર અપૂર્ણ તે મહારાજશ્રી પૂર્ણ કરી રહ્યા છે તે પૂર્ણ થતા પહેલા વડોદરામા હરિશરણ થયા તેમણે કેટલાક પીએચ ડીના વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યુ હતુ

## રાજરત્ન દીપકબા દેસાઈ

જન્મ ૧૮૮૧ જન્મસ્થળ પેટલાદ વતન પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર

પિતા દી બ મણિભાઈ જશભાઈના એ પુત્રી એમના લગ્ન હિંમતલાલ પ્રભુલાલ દેસાઈ વકીલ સાથે થયા હતા તે પ્રસગનુ શ્રી દીપકબા વિવાહ 'પદ્ય' નામે સસ્કૃત કાવ્ય પ્રસિદ્ધ થયુ છે સીહિત્રતિના પ્રેરક હતા પિતાએ જ માતાની ખોટ પૂરી કરેલી સગીતનુ શિક્ષણ મૌલાબક્ષ પાસે અપાવ્યુ હતુ પિંગળનુ જ્ઞાન પણ મેળવ્યુ હતુ સાહિત્યપ્રેમ વારસામા મળ્યો હતો બે પુત્રીઓ પણ સાહિત્ય ક્ષેત્રે સુચરી વ્યવસાય ઘરકામ અને સાહિત્ય વાચન લેખન. પ્રવેશ બાલ્યકાળથી ૧૯૨૧મા આરાસુરીના દર્શને ગયા અને ઊર્મિઓ હાલી ઊઠી અને આવિર્ભાવે સર્જન થવા માડ્યુ 'માની શોભા શી કહું આજ' આમ અનેક ભક્તિગીતો ઉદ્ભવ્યા મણુભાઈથી પ્રોત્સાહન મળ્યુ પ્રકાશન સ્તવન મજરી (કાવ્યસગ્રહ) ૧૯૨૩ ગુણસુદરી ને શારદાના તત્રીઓએ ખૂબ જ પ્રોત્સાહન ને આમત્રણ નીતો માટે પાઠવ્યા બ. ક ઠાકોર સાથે કાવ્યચર્ચા પણ ચાલેલી ખડકાવ્યો ૧૯૨૬—એને કર્વે વિદ્યાપીઠે ઈન્ટર માટે પાઠ્યપુસ્તક માટે માન્ય કરેલ બહેનોની માગથી 'રાસબત્રીસી' ૧૯૩૧મા પ્રગટ થયુ ઈ સ ૧૯૫૫મા તેમનુ મૃત્યુ થયુ

તે સામાજિક કાર્યકર પણ હતા ચિમનાબાઈ ગીસમ ત્યાં ઉપ પ્રમુખ તરીકે, વ રાજ્યે હિંદુ સ્ત્રીઓના વારસા હક માટે નીમેલી

સમિતિમા સભ્ય નીમેલા સાહિત્યિક ને સામાજિક સેવાઓ બદલ ગાયકવાડ સરકારે તેમને 'રાજરત્ન'નો ઈલકાબ આપેલો હતો અખિલહિંદ કળા પ્રદર્શનમા ક્રીડિયાગામ માટે સુવર્ણચન્દ્રક મળેલો અવસાન ઈ ૧૯૬૬

## શ્રી ધનજીભાઈ ફકીરભાઈ

જન્મ ૧૮૯૫ વતન વડોદરા જ્ઞાતિ ક્રિશ્ચિયન હિંદી ખ્રિસ્તી છે માતાનુ નામ લક્ષ્મીબાઈ પત્ની એલન ને બીજા ફકીરા શિક્ષણ પ્રાથમિક ને માધ્યમિક વડોદરામા મેથોડીસ્ટ મિશન સ્કૂલમા, બી એસસી બરોડા કૉલેજ થી ૧૯૧૯ કલકત્તાની થી રામપુર કૉલેજમાથી બી ડી (બેચલર ઑફ ડિવિનીટી)ની ઉપાધિ મેળવી વ્યવસાય ગુજરાત કૉલેજમા ત્રીસેક વર્ષ ભૌતિકશાસ્ત્ર ના વિભાગમા અધ્યાપન કાર્ય કરીને નિવૃત્ત થયા પ્રવેશ વિદ્યાર્થી અવસ્થાથી જ કવિતા ઓ લખવાનો શોખ હતો, પછી ધર્મવિષયક અને વિજ્ઞાન વિષયક લેખો લખવા માડયા લેખનકાળ ૧૯૨૪ થી ૧૯૫૦ છે

પ્રકાશન પદાર્થવિજ્ઞાન, વિજ્ઞાન વ્યાખ્યાનમાળા ભાષણો વિદ્યુત માર્ગદર્શક ઉત્તર, મરાઠી ને હિંદીમા વિજ્ઞાનનુ પાઠય પુસ્તક, કૉલેજ પ્રેક્ટિકલ ફીઝિકલ, પદાર્થ વિજ્ઞાન ને રસાયણ વિજ્ઞાન, હાઈસ્કૂલ માટે સૃષ્ટિ પરિચય ભાગ ૧ ૨ ૩, આધ્યાત્મિક જીવન ભા ૧, વિજ્ઞાન સ હિત્યનુ વિવેચન, વાર્ષિક સમીક્ષા વગેર

અમદાવાદની ગુજરાતી સાહિ ય સભા ન ગુજરાતી પ્રતિમડળમા તે સક્રિય રસ લેતા ગુજરાત વિદ્યાપીઠના પારિભાષિક શબ્દકોશ સમિતિના સભ્ય તરીકે તેમણે ઉત્સાહપૂર્વક કામ કર્યું છે

## દી બ નર્મદાશકર દેવશકર મહેતા

જન્મ ઈ સ ૧૮૭૧ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ હતા તેમના પિતા દેવશકર સરકારી નોકરીમા મામલતદાર હતા માતા પિતાના ધાર્મિક સસ્કારો તેમનામા ઊતર્યા હતા શિક્ષણ બી એ કૉલેજની કારકિર્દી ઉજ્જવળ હતી તેમણે બાલાજી અને ગોકળજી ઝ લા પ્રાઈઝ મેળ યા હતા તે સસ્કૃતના પ્રખર વિદ્વાન અને વેદાતના ઊંડા અભ્યાસી હતા વ્યવસાય નોકરીનો ૩૦ રૂ ની કાર કુનીમાથી રૂ ૩૦૦૦ના માસિક પગારના હોદ્દા સુધી પહોચ્યા હતા અને મુબાઈ મ્યુનિસિપાલિટીના કમિશનરનો હોદ્દો ભોગવ્યો વડોદરા તે આવેલા ને શ્રીમન્નૃસિંહાચાર્યની બૌદ્ધિક પ્રતીતિ થતા તેમના શિષ્ય બન્યા અને શ્રેયસ્સાધક અધિકારી વર્ગમા અગ્રગણ્ય લેખાયા વડોદરામા ઘણો વખત રહેલા પ્રકાશન હિન્દી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉપનિષદ વિચારણા, શાક્તસપ્રદાય અને 'નાટક 'સતી

તે નડિયાદમા મામા બાળાશકરને ત્યા ઊછરેલા મોસાળના સસ્કારો તેમનામા ઊતર્યા નર્મદાશકર નાનપણમા તેમના માતા મહાલક્ષ્મીરામે પિતાના સ્મરણાર્થે નડિયાદ મા અર્જુનેશ્વરની સ્થાપના કરી છે ત્યા તે દરરોજ પૂજા કરવા જતા ને શિવેનસહમોદ તે નો આહ્લાદ અનુભવતા નડિયાદમા તેમના મિત્રોમા ગોપાળલાલ હીરાલાલ કઠારિયા તથા મત્રીશ્રી ચદ્રકાન્તના પિતરાઇ કાકા ભોળાનાથ ત્રિકમલાલ હતા શ્રી યશોધર મહેતા સાહિત્યક્ષેત્રે પ્રદાન કરી રહ્યા છે તે આ સાક્ષરના પુત્રરત્ન છે મૃત્યુ ૧૯૩૯

## નાગકુમાર નાથાભાઇ મકાતી

(જીવનકાળ ઈ સ ૧૯૦૭ થી ૧૯૬૨)

જન્મવર્ષ ઈ સ ૧૯૦૭ જન્મસ્થળ પાદર પાસેનુ તાજપુર ગામ. જ્ઞાતિ અમદાવાદી દશાશ્રીમાળી ધર્મ જૈન, પિતાનુ નામ નાથાલાલ ભગવાનદાસ, માતાનું નામ અબાબા, પત્નીનુ નામ ચદનબહેન પ્રાથમિક શિક્ષણ તાજપુર માધ્યમિક પાદરામા અને બી એ વડોદરા અમદાવાદ કાયદાનો અભ્યાસ કર્યો ૧૯૩૧મા વકીલ થયા

વ્યવસાય વકીલાતનો છતા સાથે સાથ તે સાહિત્ય શિક્ષણ, સમાજ, ધર્મ અને રાષ્ટ્ર પાચે સેવાક્ષેત્રના વકીલ હતા

નવલકથા, ઐતિહાસિક, સાહિત્યિક, સામાજિક અને ધાર્મિક વિષયના સખ્યાબધ લેખો મળ્યા છે તેમણે શત્રુજયોદ્ધારક સમરસિહ, ધીરજલાલ ટોકરશી શાહે શરૂ કરેલી વિદ્યાર્થી વાચનમાળામા તેમણે પાચ છ પુસ્તિકાઓ લખી છે શ્વેતાબર જૈન કૉન્ફરન્સનો ઇતિહાસ વગેરે

સાહિત્યસભાના તે ઘણા વરસો સુધી મત્રી તરીકે હતા અને સેવા કરી છે બરોડા યુનિ ના સીન્ડિકેટના સભ્ય હતા વિદ્યાર્થી મિત્રમડળના પ્રમુખ, સૅ લાયબ્રેરીના સેક્રેટરી હતા વડોદરામા મહાવીર જૈન વિદ્યાલયની શાખાની સ્થાપનામા તેમનો મોટો હિસ્સો છે

## નાથાશકર પૂજાશકર શાસ્ત્રી

(જીવનકાળ ઇ સ. ૧૮૩૯ થી ૧૮૯૩)

જન્મસ્થળ વડોદરા વતન વડોદરા જ્ઞાતિ ઔદીચ્ય બ્રાહ્મણ કૌટુબિક માતા પિતા સસ્કારી હતા શિક્ષણ પ્રાથમિક તથા સસ્કૃત શાસ્ત્રોનો અભ્યાસ હશે

વ્યવસાય નાટક કપની શરૂ કરેલી

સાહિત્યસેવા મહાકવિ પ્રેમાનદ તેમજ પ્રાચીન સાહિત્ય સંબધી સશોધન અને આલેખન, પ્રાચીન કાવ્યમાળાના ૩૬ પુસ્તકોના સહપ્રકાશન

## નાણુકલાલ નદલાલ ચોકસી

જન્મ ૧૮૯૧ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિએ ભાટિયા (લુહાણા ઠક્કર) તેમના પિતા સોના ચાદીનો ધધો કરનાર ચોકસી હતા પણ ઉદાર ને વિશ્વાસુ હતા કે તે વિશ્વાસે છેતરાયા ને દુકાન આટોપી લીધી તે રાષ્ટ્રીયતાના રગે રગાયેલા હતા બગભગની ઘેરી અસરો પડેલી નાની વયમા લાઠીમારનો અનુભવ શ્રી છોટુભાઈ પુરાણીના સાથી આ મડળીએ આઝાદીપૂર્વના ગુજરાતમા જહાલ રાષ્ટ્રીયતા સેવી, જયાનદ છાત્રાલય ચલાવ્યુ

લક્ષ્મીનાથ વ્યાયામશાળાના સ્થાપક સભ્ય અખાડાનું ચોકઠુ હાથે ઘડયુ એ મડળે નાઇટ્રોગ્લિસરીન બૉમ્બ બનાવવાની દૃષ્ટિએ સાબુ બનાવેલો અને તેમાથી ગ્લિસરીન કાઢેલુ પ્રાયોગિક રીતે ગુજરાત વિદ્યાપીઠને પગલે ભરૂચમા રાષ્ટ્રીય શાળા શરૂ થઈ તેમા શ્રી પુરાણીના જોડીદાર સજોડના હાસોટમા એક ફાર્મ પણ શરૂ કરેલુ જેમાથી શ્રી યશવતરાય જોશી અને તેમના યશસ્વી ડીગ્રીપ્રાપ્ત ખેડૂતો મળ્યા હાડવૈદુ શીખવી એ મડળીએ શ્રી મોહનભાઈ વૈદ્ય, આયુર્વેદ માટે શ્રી બાપાલાલ ગ વૈદ્ય, ડેયરી માટે વિદેશ મોકલીને શ્રી દિનકરભાઈ શિક્ષકોમા શ્રી છોટુભાઈ મિભટ્ટ વગેરે અનેક જાહેર જીવનમા ભાગ લેનાર વ્યક્તિઓને ઘડી ૧૯૨૬મા ગાધીજીને હાથે સાબરમતી આશ્રમમા શ્રી મોતીબહેન લક્ષ્મીદાસ આસર સાથે લગ્ન સતાનોમા ત્રણ પ્રબોધ, પ્રજ્ઞા ને જ્ઞાનેશ ૧૯૩૦ ડરની લડતમા સક્રિય ફાળો લીધો ને સાબરમતી જેલમા ગયા બીમાર પડયા, મરતા બચ્યા મોતીભાઈ અમીન સાથે વડોદરા લાયબ્રેરીની પ્રવૃત્તિમા વધુ સમય વીતાવ્યો ૧૯૫૦ પછી ગાધી સગ્રહાલયના નિયામક તરીકે ગાધીજીના ૨૦ થી ૨૫ હજાર પત્રો વગેરેને દિલ્હીમા સપાદિત કરી ફોટોસ્ટેટ માઇક્રોસ્ટાર કરાવ્યા અને તેના વર્ગીકરણ નોધણી વગેરેનો પાયો નાખ્યો ૧૯૫૬ ૫૭મા નિવૃત્તિ ને ૧૯૬૧મા ચિરવિદાય તે આજીવન સત્તાના રાજકારણથી અલિપ્ત રહ્યા અને શાત ભાવે અસખ્ય મૈત્રી અને પ્રેમસબધો કેળવ્યા

હતા અને તે સબંધ તેમણે તેમના પૌત્ર સાથે    ગ્રથરચના  વિશ્વવધ

પ્રવેશ હસ્તલિખિત પત્રિમાઓ પણ મારતા હતા પ્રકાશન ભરૂચમા હતા તે દરમ્યાન ગુજરાત વિદ્યાપીઠ માટે ઇતિહાસના બે માન્ય પુસ્તકો 'પ્રકાણવશ' અને 'મેગસ વશ' લખ્યા ભિક્ષુ અખડાનદજીના આગ્રહથી સ્વામી વિવેકાનન્દના લખાણોનો ગ્રથ પૈકી બે ગ્રથોના અનુવાદ કર્યો દયાળુ માતા ને સદ્ગુણી પુત્રી, મહાભારત મજરી, વગેરે અનુવાદો કર્યા મુખ્યત્વે બગાળીમાથી અનુવાદો સસ્તુ સાહિત્ય કાર્યાલય અને હિન્દુ મિલન મદિર સૂરત માટે કર્યા

કવિ નાકરદાસ વિકાજી (૧૬મી સદી)

જન્મ ૧૬મી સદી જન્મ સાલનો ચોક્કસ આધાર મળતો નથી પરતુ તે ઈ સ ૧૫૧૬મા ડાકોર દર્શનાર્થે ગયેલા એવો ઉલ્લેખ મળે છે જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિએ દિશાવાળ વણિક હતા

પ્રકાશન ડાકોર ઈ સ. ૧૫૧૬મા ગયા તે વખતે તેમણે 'હરિશ્ચદ્રાખ્યાન' લખેલુ મુખાખ્યાન અને શિવવિવાહ ઈ સ ૧૫૪૪મા રચ્યાં તેમજ વિરાટપર્વ ઓખાહરણ છદો મા નહિ પણ રામગ્રી, મ શાવરી ને સામેરી રાગના કડવા દ્વારા કવિતાઓ રચી હતી પૌરાણિક વસ્તુઓ અને દેવકથા વચાવી ભક્તિ રસ અને સસ્કારનુ સીંચન કર્યુ છે

આ કવિ ગ્રથો લખી બ્રાહ્મણોને અર્પણ કરતા અને તેમનુ મન માને, પ્રસન્ન થાય તે માટે વિસ્તારથી લખી આપી તેનો પ્રચાર કરાવતા હતા તેમના મૃત્યુની સાલ પણ આધારભૂત મળતી નથી

બ્રાહ્મણોને કથા કરવા માટે ગ્રથો દાનમા આપી દેતા

શ્રી નદનાથ કેદારનાથ દીક્ષિત

જન્મ વ ઈ ૧૮૭૫ જન્મસ્થળ સૂરત વતન સૂરત જ્ઞાતિ વડનગરા નાગર શિક્ષણ વડોદરા કૉલેજમાં બી એ થયા [illegible] વડોદરા રાજ્યમા મુન્સફ હતા તેમના [illegible]ભાઈઓ ડૉ. મોહનલાલ અને શ્રી હર[illegible]ખલ સ વિદ્યાર્થીકાળ દરમ્યાન શ્રી રોમશ ચદ્ર દત્ત શ્રી અરવિદ ઘોષ શ્રી મનુભાઈ નદાશકર મહેતા વગેરેના ગાઢ સપર્કમા આવતા તેમના જીવનમાથી ખૂબ પ્રેરણા મેળવી

વ્યવસાય વડોદરા રાજ્યના કેળવણી ખાતામા નોકરી કરી સર સયાજીરાવે તેમને વધુ અભ્યાસ માટે રાજ્યને ખર્ચે વિલાયત તથા યુરોપમાં જુદેજુદે સ્થળે મોકલ્યા ત્યાં જઈ તેમણે વધુ અભ્યાસ કરી એમ ઈ પી (મૅમ્બર ઑફ પ્રીસેપ્ટર્સ)ની પદવી મેળવી ત્યાંથી આવ્યા બાદ એજ્યુ ઇન્સ્પે ટર અને તે પછી વડોદરા રાજ્યના કેળવણી ખાતાના વડા વિદ્યાધિકારી તરીકે નીમાયા એમના સમય દરમ્યાન વડોદરા રાજ્યમા શિક્ષણનો ખૂબ ફેલાવો થયો પ્રાથમિક શિક્ષણ ફરજિયાત અને મફત બનાવ્યાં વડોદરામા સ્વતત્ર વિદ્યાપીઠ સ્થાપવામા એમણે મહત્ત્વનો ભાગ લીધેલો, જે તેમના મૃત્યુ પછી સાગર સ્વરૂપે સફળ થઈ ૧૯૩૨મા નિવૃત્ત થયા તે 'સનાતન' તખલ્લુસથી લખતા

પ્રકાશનો નાગરિકના ગુણધર્મો, વડોદરા રાજ્યનો સક્ષિપ્ત ઇતિહાસ અને અગ્રેજીમા પણ પુસ્તક લખ્યુ છે જુદાજુદા સામયિકો માં તેમનુ સાહિત્ય પ્રકટ થયુ છે તેમણે કાવ્યકૃતિઓની પણ રચના કરી છે ઈ સ ૧૯૧૨માં વડોદરામા મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદના તે સ્થાનિક મત્રી હતા

શ્રી નૃસિંહાચાર્ય દુર્લભરાય યાજ્ઞિક

જન્મ ઈ સ ૧૮૫૪ જન્મસ્થળ કડોદ, જિલ્લો સૂરત જ્ઞાતિ વિસલનગરા નાગર ગૃહસ્થ પિતા કર્મકાડમાં માનનારા ને માતા મહાલક્ષ્મી ધાર્મિક સસ્કારવાળા હતા અભ્યાસ ફ્રેટોછવાયો ગુજરાતી અને અગ્રેજીનો સૂરતમા કર્યો હતો તેમજ ભુમાનદ નામના સન્યાસી પાસે બે ત્રણ ઉપનિષદો અને શ્રી ભગ દત્ત શુક્લ પાસે મનુસહિતાનુ અધ્યયન કર્યુ હતુ ૧૨ ૧૩ વર્ષની વયે આ બધુ શિક્ષણ મેળવ્યું હતુ ૧૮મે વરસે પબ્લિક સર્વિસ પરીક્ષા પાસ કરી પછી શિક્ષક થયા તે પછી એન્જિનિયરિંગની નોકરી કરી, ત્યાર બાદ મિત્રોની સલાહથી પ્રાર્થના સમાજ જેવી ધાર્મિક વિદ્યાશાળા કાઢી અને શ્રેયસ્સાધક અધિકારી વર્ગની ઈ સ ૧૮૮૨માં સ્થાપના કરી

પ્રકાશન શ્રી નૃસિંહવાણી વિલાસ સુરેશચરિત્ર પૂર્વાર્ધ, સિદ્ધાત સિંધુ ભામિનીભૂષણ ૨ ૩ ૪ ૫ સદ્બોધ પારિજાતક, સન્મિત્રનુ મિત્રપ્રતિ પત્ર શ્રી પચરદ વૃત્તાન્ત ભા ૧-૨, શ્રી ત્રિભુવન વિજય ખડગ (પૂર્વધારા) સુખાર્થે સદુપદેશ, સતી સુવર્ણા, બાલાભરણ અનુભવ પ્રદીપ, વગેરે છે તેમણે 'મહાકાલ માસિક ઈ સ ૧૮૮૨થી શરૂ કર્યુ હતુ તેમા લેખો છાપતા તેમનુ સાહિત્ય આધ્યાત્મિક છે તેમનાં દ્વિતીય પત્ની શ્રી મગલાગૌરીએ 'મગલ વિચાર' નામે પુસ્તક લખ્યુ છે શ્રી ઉપેન્દ્રાચાર્ય ને શ્રી સુરેશ્વરાચાર્ય તેમના જ સુપુત્રો છે, તેમણે પણ એ વારસાને દીપાવ્યો છે

શ્રી પ્રમિલાબહેન

જ્ઞાતિ વીસનગરા નાગર તેઓ શ્રી જયતી દેવીના મોટાબહેન. ઉપેન્દ્રાચાર્યજીને ગુરુ માનેલા એમના ઘણા પદો ને ભજનો શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના 'સદુપદેશશ્રેણી' મા પ્રગટ થયા છે

શ્રી પ્રાણલાલ પ્રભાશકર બક્ષી

જન્મ ૧૮૭૫ જન્મસ્થાન ધ્રાગધ્રા વતન મોરબી (સૌરાષ્ટ્ર) જ્ઞાતિ વડનગરા નાગર શિક્ષણ મૅટ્રિક ૧૮૯૫ બી.એસસી, ઇન્સ્ટિટયૂટ ઑફ સાયન્સ ન્યૂ યૉર્ક યુ એસ એ, હિંદી સતસાહિત્ય નિષ્ણાત (કેળવણી ખાતુ વડોદરા રાજ્ય) કબીર તત્ત્વજ્ઞાન નિષ્ણાત (ઓરીએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ વ રા) ૧૯૩૪ ૩૫

વ્યવસાય ચૂડા સ્ટેટમા લાયાણી ગામમા મૅનેજર રાજકોટ એજન્સીના વકીલના કારકુન પચગની દેવલાલીમા શ્રી સીતારામ નારાયણ પડિત રાજકોટના બૅરીસ્ટર સાથે ૧૮૯૬થી ૧૯૦૬ સુધી નોકરી વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતામા ચિટનીસ તરીકે ૧૯૦૭ થી ૧૯૩૮ હાલ નિવૃત્ત

પ્રકાશનો ગર્ભવિદ્યા ૧૯૨૮, કબીર સાહેબનુ બીજક રમૈની વિ ૧ ૧ ૩૩ વિભાગ ૨ ૧૯૩૬, દિવ્ય પ્રેમદર્શન તત્ત્વજ્ઞાન ૧૯૪૭ ગ્રામસેવકો ખેતીવિષયક ૧૯૪૮, સાધન ચતુષ્ટય બ્રહ્મવિદ્યાવિષયક

શ્રી પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઈ

જન્મ ૧૮૭૮ જન્મસ્થળ વતન સૂરત જ્ઞાતિ નાગર ગૃહસ્થ સૂરતના જાણીતા નાગર ગૃહસ્થના દેસાઈ કુટુંબમા શ્રી તાપીપ્રસાદના પૌત્ર અને શ્રી મહાદેવના પુત્ર ગુજરાતના પહેલા જાણીતા નવલકથાકાર શ્રી નદશકર મહેતાની પુત્રી સાથે તેમના લગ્ન પ્રાથમિક શિક્ષણ સૂરતમા કૉલેજનુ બરોડા કૉલેજમા ફિલૉસૉફીના વિષય સાથે બી એ થયા અમેરિકામા કોલબિયા યુનિવર્સિટીમા કિંડરગાર્ટન અને શિક્ષણપદ્ધતિ વિષે અભ્યાસ કરીને માસ્ટર્સ ઑફ આર્ટ્સની ડિગ્રી મેળવી

મુખ્ય વ્યવસાય વડોદરા રાજ્યમા શિક્ષણખાતામાં નોકરી મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ કિંડરગાર્ટન પદ્ધતિથી બાળકોની શાળાઓ વડોદરામા પહેલવહેલી ચાલુ કરી નોકરીપણા સાથે સાહિત્યમાં રસ લેતા નાગરોની ઉત્પત્તિ વિષેનો અભ્યાસ (રીસર્ચ) જુદાજુદા ધર્મ વિષે અભ્યાસ અને શિક્ષણ સંબધીના લેખો લખ્યા છે

## મહાકવિ પ્રેમાનંદ કૃષ્ણારામ ભટ્ટ

જન્મ ઈ સ ૧૬૩૬ જન્મસ્થળ–વતન વડોદરા જ્ઞાતિએ ચોવીસા બ્રાહ્મણ શિક્ષણ નિશાળો ન હતી તેથી સત્સમાગમ અને સંસ્કારો દ્વારા પુરાણાદિનું જ્ઞાન મેળવેલુ તેમજ સિદ્ધ પુરુષનો આશીર્વાદ ને ગુરુ રામચરણ વિહરના આશીર્વાદ પ્રાપ્ત થયા હતા

મુખ્ય વ્યવસાય અધ્યયન–વાચન મનન ગ્રંથ રચવાનો ભાષાને સમૃદ્ધ બનાવવાનો અને કથાકારનો કથા દ્વારા તેમણે લોકશિક્ષણની કે જ્ઞાનવિદ્યાપીઠ જેમ કાર્ય કરી જનતાને લોકભાષામા સસ્કૃત ગ્રંથોનું રસપાન કરાવ્યુ ભક્તિ, નીતિ ધર્મ અને જ્ઞાનના બોધપાઠ આપી ગુર્જર ભાષા માટે સૌની પ્રતિજ્ઞા ગુજરાતી ભાષા સમૃદ્ધ નહિ બને ત્યા સુધી માથે પાઘડી નહિ પહેરુ' પાળી બતાવી ને પૂર્ણ કરી. મહેતાના વર્ષાકાળ પછી સાહિત્યમા વસત આગમન તો પ્રેમાનદથી જ થયો છે તેમના ગ્રંથોમા ઉત્તમ પ્રકારની ધારાશક્તિ અને રસસક્રાતિ અનોખી તરી આવે છે

ગ્રંથરચના વડોદરા, સુરત નદરબાર, બહરાનપુરમા રહીને કરી છે અને પગપાળા યાત્રા પ્રવાસથી તે બહુશ્રુત અને અનેક ભાષાના જ્ઞાતા બન્યા હતા લક્ષ્મણાહરણ ઓખાહરણ અષ્ટાવક્રાખ્યાન, ચદ્રહાસ આખ્યાન, અભિમન્યુ આખ્યાન, મદાલસા આખ્યાન માર્કંડેય પુરાણ ઋષ્યશૃંગ આખ્યાન, હૂંડી, શ્રાદ્ધ મામેરુ હારમાળા, શામળશાનો વિવાહ સુદામાચરિત્ર, નળાખ્યાન, રણયજ્ઞ, દ્રૌપદીસ્વયવર, સુધન્વાખ્યાન, માધાતા આખ્યાન, રુક્મિણીહરણ દ ણલીલા વામન ચરિત્ર વિવેકવણઝારો, ભાગવત દશમસ્કધ ભ્રમરપચ્ચીસી વગેરે છે સવત ૧૭૬૫ પછીના સવતવાળા કોઈ કાવ્ય મળતા નથી તેથી તે પછીથી કવિ થોડા વર્ષ જીવ્યા હોવા જોઈએ

## સૌ. પ્રેમલીલા કાતિચદ્ર મહેતા

જન્મ ૭–૯ ૧૯૦૩ જન્મસ્થળ વતન અમદાવાદ જ્ઞાતિ નાગર ગૃહસ્થ

ડૉ સુમન્ત મહેતા તથા શ્રી શારદાબહેન મહેતાના જ્યેષ્ઠ પુત્રી અને સર મનુભાઈ મહેતાના જ્યેષ્ઠ પુત્ર શ્રી કાતિચદ્ર મહેતા સાથે એમનુ લગ્ન થયુ એમને બે પુત્રીઓ છે

શિક્ષણ અમદાવાદમા મૅટ્રિક્યુલેશન પરીક્ષામા ચૅરફીલ્ડ પ્રાઈઝ મેળવ્યું અને પછી બી એસસી થયા ત્યાર પછી રાજકોટમા ફીમેલ ટ્રેનિંગ કૉલેજની અધિષ્ઠાત્રી તરીકે બે વર્ષ સુધી કામ કર્યું

સાહિત્ય સગીત ને કળાનો નાનપણથી જ શોખ હતો કઠ બહુ જ મીઠો હતો ને ગરબા સરસ ગવડાવતા શાસ્ત્રીય સગીત તેમજ સિતારવાદનનું શિક્ષણ મેળવ્યુ હતુ. રાજકોટમા હતા ત્યારે સૌરાષ્ટ્રના રાસ ત્યાની વિશિષ્ટ ઢબે શીખ્યા હતા નાનાલાલના રાસ માટે એમને ખૂબ પક્ષપાત હતો

નાનપણમા અમદાવાદમા કેટલાંક કુટુંબોના બાળકોએ હસ્તલિખિત સુકુલ કાઢયુ હતુ તેનુ સુકાન પ્રેમલીલાબહેને સભાળ્યુ હતુ ગુણસુન્દરીનું તત્રીસ્થાન પણ થોડા સમય માટે એમણે સભાળ્યુ હતુ જ્યોતિર્ધરમા પણ એમના લેખો આવતા હતા ગ્રહવિજ્ઞાનના વિષયમા ગ્રહદિપીકા નામનુ પુસ્તક એમણે લખ્યુ હતુ જે આજે શાળાઓમા પાઠ્ય પુસ્તક તરીકે વપરાય છે મુબાઈની ભગિની સમાજ પત્રિકાનું તત્રીપદ પણ સભાળ્યુ હતુ

પોસ્ટના ઉચ્ચ અધિકારી તરીકે પતિને સ્થાયી વસવાટની નોકરી નહોતી છતા લાબો વખત એક સ્થળે રહેવાનુ થતું ત્યારે જનસેવાનુ કામ તેઓ ઉપાડી લેતા અને સામાજિક પ્રવૃત્તિમા આગળ પડતો ભાગ લેતા મુબાઈના છેલ્લા બે અઢી વર્ષના વસવાટ દરમ્યાન એમણે તનમનથી સપૂર્ણ સેવા આપી, ત્યાના ભગિનીસમાજના અનેક કાર્યોમા સહાયભૂત થયા સ્ત્રી સહકારી ભડારની એક નવી શાખા પરમૂળથી એમણે શરૂ કરી એમની કાર્યદક્ષતા જોઇને શ્રી રાજકુમારી અમૃત કૌરે અમેરિકામા યુ નો ની સ્કૉલરશિપ તેમને અપાવી અને કેનેડા રહીને સહકારી વિષયની વ્યવસ્થાનું વિશેષ જ્ઞાન મેળવવા માટે ત્યા જવાનુ નક્કી થયુ પરતુ તે પહેલા જ એમનુ અકાળ અવસાન થયુ

'પ્રેમસૌરભ નામના એમના સ્મરણાર્થે પ્રકાશન પામેલા પુસ્તકમા સ્વ શ્રી પ્રેમલીલા મહેતાનો લેખસગ્રહ આપ્યો છે

## દી. બ. બળવતરાય કલ્યાણરાય ઠાકોર

(જીવનકાળ ઈ સ ૧૮૬૯ થી ૧૯૫૨)

જન્મ ૧૮૬૯ જન્મસ્થળ વતન ભરૂચ જ્ઞાતિ બ્રહ્મક્ષત્રિય

શિક્ષણ પૂનાની ડેક્કન કૉલેજમા બી એ

વ્યવસાય રાજકોટ રાજકુમાર કૉલેજમા તથા અજમેર મેયો કૉલેજ ને ડેક્કન કૉલેજમા અધ્યાપક તરીકે કામ કર્યું છે

સાહિત્યમા પ્રવેશ ઈ સ ૧૯૧૭થી કાવ્યસગ્રહ નામે ભણકાર'થી તે કવિ કાન્તના મિત્ર હતા તેમણે પૃથ્વી છદનો ઉપયોગ કરી ગુજરાતીકવિતાનાછ દસદેહનેસારોપલટોઆપ્યો

પ્રકાશન નાટકો–ઊગતી જુવાની, લગ્નમા બ્રહ્મચર્ય, વાર્તાસગ્રહ દર્શનિયુ (૧૧ વાર્તાઓ), ઇતિહાસ શિક્ષણ, અબાલાલભાઈ, લિરિક તથા વસનજી મ પ્રવજી વ્યાખ્યાનમાળાના વ્યાખ્યાનો, સરસ્વતીચદ્રના સ્ત્રી પાત્રો, પ્રાગ્ગાંધીના જીવનચરિત્રો, શ્રી હરિલાલ માધવજી ભટ્ટ સાથે અગ્રેજી ઉપરથી ભાષાતર, અભિજ્ઞાન શાકુન્તલ ભાષાતર, માલવિકાગ્નિમિત્ર–ભાષાતર વગેરે તેમણે ઘણા લેખકોને પ્રવેશક લખી આપી પ્રોત્સાહન આપ્યું છે

પ્રેમાનદ સાહિત્ય સભાએ તેમનો સન્માન સમારભ પણ યોજ્યો હતો તે વડોદરામા પણ વસેલા તે 'સેહેની'ના તખલ્લુસથી લખતા હતા

## શ્રી બાપુસાહેબ યશવતરાવ ગાયકવાડ

જન્મ ઈ સ ૧૭૭૯ જન્મ સ્થળ વડોદરા ગોઠડા ગામમા તેમનો પ્રાસ હતો જ્ઞાતિએ મરાઠા પિતાનું નામ યશવતરાવ એક મરાઠા સરદાર–શ્રીમત ગાયકવાડ સરકારના આસામદાર હતા માતા રજપૂતાણી હતી ધીરા ભક્તનો તેમને સમાગમ થયો તેમને ગુરુ માન્યા ધર્મના નામે કરવ માં આવતા દભો અને આડબરનો તેમને અનુભવ થયો તે સ્પષ્ટવક્તા ને સ્વતત્ર સ્વભાવના હતા, એ તેમની રચનાઓ પરથી સમજાય છે

વ્યવસાય પ્રથમ–શ્રીમત ગાયકવાડ સરકારની નોકરી થોડો વખત કરી, ન ફાવ્યુ એટલે છોડી દીધી વળી તે નિરાત ભક્તના પરિચયમા આવ્યા ભક્તિપરાયણ જીવન જીવવા સકલ્પ કર્યો નિરાતના જ્ઞાનપ્રતાપે આકર્ષાયા તેમને ગુરુ માન્યા તે માનતા કે ભગત અને જગત વચ્ચે હમેશા વેર જ હોય છે. તેમના કુટુબીઓની મનોવૃત્તિ પણ પાછળથી પલટાઈ ગઈ હતી તેઓ તેમના તરફ ઘણાને બહુ માનની દૃષ્ટિથી જોવા લાગ્યા તેમણે હિંદુ મુસલમાનને એકતાનો ઉપદેશ આપ્યો 'ગફુર ગોવિંદ, રહીમ તમે એક જાણજો '

ગ્રંથો મહિના–પરજીઆ લખ્યા છે તે બ્રહ્મજ્ઞાની અદ્વૈતવાદી હતા તેમની કવિતાઓ જ્ઞાનની છે તે દર્દ અને તીવ્રતાથી ભરેલી છે કાવ્યોમા ચાબખા ષડ્‌રિપુના રાજીઆ ધર્મવેષ અગ બ્રાહ્મણ શૂદ્ર બે ના પદ જ્ઞાનોપદેશની કાફીઓ ને બે ભાવ ખડન કરનારી કવિતાઓ છે તેમનું મૃત્યુ આશરે ૧૮૪૩મા થયુ તેમનું પ્રસિદ્ધ પદ 'શાતિ પમાડે તેને તો સત કહીએ હો ભાઈ રે શાતિ પમાડે તેને સત કહીએ ' તે ઠાકોર પૂનમ ભરતા તે ઉપરથી પુનમીઆ સબધી પણ એક પદ લખ્યુ છે

## કલાન્ત કવિ
## બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા

જન્મ ૧૮૫૮ જન્મ સ્થળ-વતન નડિયાદ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ શ્રી મણિલાલના મિત્ર બન્નેને નાનપણથી કવિતાનો શોખ હતો તેમને મિત્ર મણિલાલે 'શિક્ષાશતક' અર્પણ કર્યું હતુ બન્ને મિત્રો સાથે જન્મ્યા ને સાથે જ મૃત્યુ પામ્યા ૧૮૯૮મા ૪૦ વરસની અલ્પ આયુએ

બાળાશંકર કવિને ગુજરાતી, હિંદી, અંગ્રેજી, ફારસી, સંસ્કૃત ને અરબી આમ ઘણી ભાષાઓનું સારું જ્ઞાન હતુ ગુજરાતીમા ગઝલની ઢબે કાવ્યો રચવાની શૈલી પ્રથમ તેમણે દાખલ કરેલી જણાય છે ફારસી અરબીના જ્ઞાનને લીધે અસલ ગ્રન્થો ઉપરથી મોગલ વશના બાદશાહોની ઇતિહાસમાળા શરૂ કરી થોડા બાદશાહોના વૃત્તાત લખ્યા પણ ગુજરાતના કમભાગ્યે એ વેલ વિસ્તાર ન પામી ગીતોનો અનાસક્તિયોગ તેમણે કાવ્યો દ્વારા આચરણમા મૂક્યો છે

વ્યવસાય વ્યાપારનો લોખંડના બીડનું કારખાનું કાઢ્યુ ખોટ ગઈ, પણ તેની તેમને અસર ન થઈ આ કવિ પણ વડોદરામા થોડો વખત કલાભવનમા વિજ્ઞાનના શિક્ષક તરીકે રહેલા

પ્રકાશનો કવિ હરિશ્ચન્દ્રની ચન્દ્રાવલીનાટિકા, દેવીદાસ રાજનીતિ મૃચ્છકટિકનું ભાષાતર કલાન્ત કવિ સૌન્દર્યલહરી વગેરે છે તેમના પુત્ર શ્રી ત્રિપુરાશંકરને પણ કાવ્યો લખવાનો શોખ હતો, ને તેમના ભાઈ ભાસ્કરરાવ એ બન્નેને ભૂરતર શાસનો શોખ છે ને ખાણખાતામા સર્વિસ કરતા

કવિની ગઝલની પંક્તિઓ છે

'જીગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
નિજાનંદે હમેશા બાળ, મસ્તીમા મઝા લેજે'

તેમણે સ્વસુધારક નામે મંડળ સ્થાપ્યુ તેમા કાવ્યચર્ચા થતી એ મંડળ વિસ્તૃત થયું ને 'સાઠોદરા નાતિ શુભેચ્છક' એ નામે જાણીતુ થયુ

સાહિત્યની સેવા માટે તેમણે આમોદની તિજોરીની અને રેવન્યુખાતાની સારી આશાવાળી નોકરી છોડી

૧૮૮૭મા ભારતીભૂષણ નામનું ત્રૈમાસિક કાઢ્યુ તેમા વિવેચન, અમાપ્ય અને લોકપ્રિય, પ્રાચીન તથા મૂળ સંસ્કૃત તથા વ્રજ અને ગુજરાતી કાવ્ય અને ગદ્ય ગ્રન્થ તથા લેખોનુ વિવરણ થતુ

વ્રજભાષાના બેનીલાલ કૃત 'સાહિત્ય સિંધુ' અને સંસ્કૃતમાથી મમ્મટ કૃત 'કાવ્યપ્રકાશ' તથા 'સાહિત્યદર્પણ'ના તર્જુમા ગુજરાતીમા ઉતારવા પ્રયત્ન કર્યા તથા ફારસી અને અરબીની ઉત્તમ કૃતિઓ ગુજરાતીમા આપી તેમની ગઝલો લોકપ્રિય નીવડી છે હાફિઝ તેમનો પ્રિય કવિ હતો અને ઇતિહાસમાળા નામનું જુ. માસિક પણ કાઢેલુ ૧૮૯૩ 'કૃષ્ણમહોદય' નામનું માસિક કાઢેલુ દી બ કેશવલાલ ધ્રુવ અનુવાદિત ગીતગોવિંદ પહેલ પ્રથમ એ માસિકમા પ્રગટ થયેલુ કર્પૂરમંજરી, મૃચ્છકટિક ને દેવીદાસ રાજનીતિ એ ગ્રથો તેમા પ્રસિદ્ધ થએલા તે મસ્ત કવિ હતા

## શ્રી બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ

જન્મસ્થળ વતન જૂનાગઢ જ્ઞાતિ વડનગરા નાગર નરસિંહ મહેતાના વંશજો સાથે તેમના કુટુંબનો સબધ હોવાથી તેઓએ વૈષ્ણવની અટક રાખી છે

શિક્ષણ બી એ

વ્યવસાય ગાયકવાડ રાજકુમારોના ગુજરાતી ભાષાના શિક્ષક હતા તે પહેલા હાઈસ્કૂલમા શિક્ષક હતા

સાહિત્યસેવા નરસિંહ મહેતાના સસ્મરણો તેમા નરસિંહ મહેતાના ચોરાની સ્થાપના વગેરેનો રસિક ઇતિહાસ આપ્યો છે

## ભાવસાર કવિ ભીમ કે ભીમજી ઋષિ

કવિ ભીમ જ્ઞાતિએ ભાવસાર હતા ધર્મે જૈનધર્મી હતા તે વડોદરામા રહેતા હતા ઈ સ ૧૫૬૫થી ઈ સ ૧૫૭૬નો તેમનો કવનકાળ પ્રાપ્ત થાય છે ઈ સ ૧૫૬૫મા ભાદરવા માસમા તેમણે ગુજરાતી ભાષામા ૩૦૦ કડી જેટલો અગડદત્ત રાસ પ્રથમ ખંડ રચ્યો હતો, તેની મુનિ સારક્ષરે (?) પોતના પઠન માટે લખેલી પાચ પાનાવાળી પોથી વડોદરાના પ્રાચ્ય વિદ્યામદિરમા છે

એ જ કવિ ભીમ આગળ જતા લુંકામતમા સાધુ થઈને ભીમજી ઋષિના નામથી જાણીતા થયા વિ સ ૧૬૩૨ (ઈ સ ૧૫૭૬)મા વડોદરામા તે ૯ યતિઓ ને ૩ મહાસતીઓ સાથે ચોમાસુ રહ્યા હતા ત્યારે તેમણે ઉપર્યુક્ત શ્રેણિક રાસનો બીજો ખંડ રચ્યો હતો તેમા પૂજ્ય ગુરુ વરસિંહ જ મનીસાગરે તેમના પ્રસાદથી રચાયેલા આ રાસનો ત્રીજો ખંડ રચવા પણ ઇચ્છા દર્શાવી હતી (એની વિગતવાર માહિતી ૫ લા બ ગાંધીના જૈ ગ્રે લે સ પૃ ૪૨૪ ૨૫ જુઓ તથા પ્રાચ્ય વિદ્યામદિરમા એ પોથી પણ છે)

## દી. બ. મણિભાઈ જસભાઈ
## (૧૮૪૪ ૧૯૦૦)

સાક્ષરોની ભૂમિ નડિયાદમાં ચરોતરના વડનગરા નાગર નાતિના સાથમા જન્મ પિતા જસભાઈ ત્યા ફોજદાર હતા ને માતાના પિતા ગોવિંદરાય પહેલા માસ્તર અને પછી નડિયાદમા મામલતદાર હતા ખેડા તથા માતર વચ્ચે તેમણે બધાવેલી વાવ હજી કાયમ છે

પ્રાથમિક શિક્ષણ મહુધા નડિયાદ, ખેડા અને પેટલાદમા લીધેલુ અંગ્રેજી શિક્ષણ ઘેર લીધા પછી તેઓ અમદાવાદ ગયા ૧૮૬૨મા મૅટ્રિક થયા, અને એમની જ નિશાળમા આસિસ્ટટ માસ્તર થયા એ નોધવા જેવુ છે કે એમના જમાનાના ઘણાખરા મોટા માણસો એ જીવનની શરૂઆત કેળવણી ખાતાથી જ કરી છે

તે કાળમા હાઈસ્કૂલના છેવટના કેન્ડિડેટ (ઉમેદવાર) ક્લાસના વિદ્યાર્થીઓમાથી અંગ્રેજી જાણનાર કારકુનોની સરકાર ભરતી કરતી મણિભાઈએ કરેલી અરજી ઉપર હેડમાસ્તર કર્ટિસસાહેબે ભલામણપત્ર આપેલુ કે એમનું ચરિત્ર ઊંચુ છે, અંગ્રેજી ઉપર સારો કાબૂ છે, ભાષાતર સારુ કરી જાણે છે અને હિસાબી જ્ઞાન પાકુ છે મહેનતુ છે અને આગળ પડવામા ખંતીલા છે આટલા ગુણોનું ભાથુ સાથે રાખી મણિભાઈએ નોકરીની ઉમેદવારી કરી

પ્રથમ કલેક્ટર કચેરીમા, ત્રીસ રૂપિયે થી કારકુન નીમાયા પછી અમદાવાદ ન્યાય ખાતામા બદલાઈ કાયદાનો અભ્યાસ કર્યો, ૧૮૬૮મા સબજજની પરીક્ષા પાસ કરી મન સુખરામભાઈની ભલામણથી એમને જૂનાગઢના દીવાન ગોકુળજી ઝાલાએ, મણિભાઈને ૧૮૭૦મા એડમિનિસ્ટ્રેટિવ કાઉન્સિલના જ્યુડિશિયલ મેમ્બર તરીકે ત્રણસોના પગારથી બે વર્ષ માટે નીમ્યા સત્તાવીસ વર્ષના આ ન્યાયાધીશે ખૂબ આબરૂ મેળવી

૧૮૬૯-૭૧મા રણછોડભાઈ ઉદયરામ સાથે શેક્સપીઅર કથાસમાજ' નામથી 'લેમ્બસ ટેઈલ્સ' ઉપરથી પુસ્તક કેળવણી ખાતા માટે તૈયાર કર્યું 'મુસલમાની સરેદ' પણ આ જ વખતમા છપાવ્યુ

૧૮૭૨મા તેઓ પોલિટિકલ એજન્ટના નેટિવ એસિસ્ટંટ નીમાવાથી, પાલણપુર ને દાંતાના રજવાડાથી એ વાકેફ થયા ૧૮૭૪મા વડોદરા રેસિડેન્સીમા એ બદલાયા તે વખતે કર્નલ ફેર રેસિડેન્ટ હતા મલ્હારરાવ

# વિદ્યમાન સારસ્વતો



શ્રી કલ્યાણરાય જોશી
બી.એ.
સંશોધક તથા કેળવણીકાર



કાન્તિલાલ ડાહ્યાભાઈ ત્રિપાઠી
(પડોળીવાળા)
કવિ તથા નાટ્યલેખક



શ્રી કિસનસિંહ ચાવડા
'ધરતીની પુત્રી', 'અમાસના તારા',
'હિમાલયની પત્રયાત્રા' વગેરેના લેખક



કેસરલાલ નાનાલાલ દીક્ષિત, બી એસસી.
યોગ તથા અધ્યાત્મનાં લખાણો
અરવિંદ આશ્રમ



શ્રી કેસરીચંદ નેમચંદ શાહ
બી એ ,એલએલ બી એડવોકેટ
'બોમ્બે ટ્રસ્ટ ઍક્ટ'ના સટીક સંપાદક



શ્રી ગંગાશંકર લ. પંડ્યા
'બાળકાવ્યો'ના લેખક



નાટ્યકવિ શ્રી ગૌરીશંકર આશારામ-'કેસરી'
'વીર દુર્ગાદાસ' નાટકના લેખક



શ્રી ચારુલતા રાજેન્દ્ર ગાંધી
બી.એસસી , (હોમ)
'ધન અને ધાન્ય' સંબંધી લેખમાળા



શ્રી ચિમનલાલ છો પરીખ, બી એ
'વિદ્યાપીઠનાં વિધાતા' તથા
'ડૉ. જીવરાજ મહેતા'ના લેખક

## વિદ્યમાન સારસ્વતો



શ્રી ચિમનલાલ ગા.શી. 'વિવિત્સુ'
રાસ પાંખડીના કવિ



પ્રો. ચિમનલાલ મગનલાલ ડાંગર
એમ.એ., એલએલ.બી.
મુક્તાજીવનનું ચરિત્ર વગેરેના લેખક



આચાર્ય ચિમનભાઈ પટેલ એમ.એ.
રાજકીય અને સાહિત્યિક
પ્રવૃત્તિઓમાં સક્રિય રસ



શ્રી ચંદુલાલ ગિરધરલાલ પરીખ
બી.એ., એલએલ.બી.
'લગ્નગીતોનું રહસ્ય'ના લેખક સંગ્રાહક



પ્રો. ચન્દ્રવદન ચી. મહેતા
કવિ અને નાટ્યકાર



પ્રો. ચંદ્રકાંત માણેકજીવન દેસાઈ, કવિ
દક્ષિણા અખંડાનંદમાં કાવ્યો પ્રકટ



શ્રીમતી ચંદ્રકાન્તા ધનંજય શાહ
'ચંદા શાહ' નામથી બાલમાસિકોમાં લેખો



પ્રો. ચંદ્રમૌલી મણિલાલ મજમુદાર
'બટુક' એમ.એ., પુરાતત્ત્વ સંશોધન,
પૌરાણિક ઇતિહાસ તથા ભારતીય સંસ્કૃતિના લેખક



શ્રી ચંદ્રકાન્ત હરગોવિંદદાસ
એમ.એ., એમ.એડ.
'પ્રેમદીવાની' નવલકથાના લેખક

## વિદ્યમાન સારસ્વતો



ડૉ ચન્દ્રકાન્ત બા પટેલ (ત્રિવેદી)
'મેનાપોપટની વાર્તા'ના લેખક



પ્રો ચદ્રશંકર મ શુક્લ
એમ એ.,બી એ (લડન)
પ્રમુખ સાહિત્યસભા-૧૮૫૯



આચાર્ય છગનભાઈ પ્રેમાનદ પટેલ
એમ એ ,બી એડ
જૈનદર્શન અને બૌદ્ધદર્શનના નિબંધો



સૌ જયવતી નરહરિલાલ દેસાઈ
'ગુણસુદરી'નાં તંત્રી, 'રેખાચિત્રો'ના લેખક



પ્રો જયન્તકુમાર પ્રેમશકર ઠાકર, એમ એ
'લઘુપ્રબન્ધ સગ્રહ'ના સપાદક



જયતીલાલ શકરલાલ આચાર્ય
'હસ્તલીલા'ના લેખક



સૌ જ્યોત્સ્નાબહેન બુચ
'પરિતોષ'નાં લેખક



ડાહ્યાભાઈ હિં રાવત
બગાળી કથાઓના અનુવાદક



દત્તાત્રેય પાડુરગ નદુરબારકર, એમ એ ,બી ટી
'ભક્તિની મીમાંસા'ના લેખક

## વિદ્યમાન સારસ્વતો



દિનેશકુમાર વિષ્ણુપ્રસાદ જાની
વર્તમાનપત્રોમા પ્રકીર્ણ લેખો



શ્રી દુષ્યંત વિનાયકરાવ, બી એસસી
'રોમખોળની વાતો' તથા 'કાપડના રમકડા'ના લેખક



શ્રીમતી દ્વારકાબાઇ તેલંગ બી એ ,બી ટી
રાસગરબાના લેખક



શ્રી ધનંજય રમણલાલ શાહ
બી એસસી ,એમ એડ
બાલચરિત્રો તથા નાટકોના લેખક



પ્રો નટવરલાલ કુબેરભાઈ પંડ્યા
'ઉશનસ્'
કવિ અને વિવેચક



શ્રી પિનાકિન ઉદયલાલ ઠ કોર
એમ એ
'આલાપ' તથા 'રાગિણી'ના કવિ



સ્વામીશ્રી પ્રણવતીર્થ (રમેશ રંગનાથ ગૌતમ)
યાત્રાપ્રવાસના અનેક પુસ્તકો
તથા 'પત્રકારત્વ'ના લેખક



સૌ પ્રવીણાબહેન નલિનચંદ્ર પાઠક
બી લિટ્ રા ભા ર ત
રામચરિતમાનસ એક અધ્યયનના લેખિકા



ડૉ પ્રતાપરાય મો મોદી
એમ એ ,પીએચ ડી
'અક્ષર પુરુષોત્તમ'ના મહાનિબંધના લેખક

ગાયકવાડ સાથે તેમને વૈમનસ્ય થયુ હતુ આ રાજકીય સમય વડોદરા માટે ઘણો કપરો હતો

મણિભાઈને સરકારે ૧૮૭૫મા 'રાવબહાદુર' બનાવ્યા, અને કચ્છમા રિજન્સી કાઉન્સિલ નીમાઈ, તેના એ પહેલા મેમ્બર અને દીવાન નીમાયા તંત્ર બરાબર થાળે પડયુ ત્યા બ્રિટિશ સત્તા સાથે સંઘર્ષ થયો કચ્છમા પાસ્તુ મીઠુ આફ્રિકા નિકાસ થતુ તે ઉપર કચ્છ સ્ટેટ જે જમાત લેતી તે બ્રિટિશ કરતા ઓછી હતી તે વધારવા માટે આગ્રહ થતા, સ્ટેટ અને પ્રજાએ તેનો વિરોધ કર્યો પરિણામે મણિભાઈને મૂળ જગા પર જવાનુ થયુ

દરમ્યાન વડોદરામા સર ટી માધવરાવ રિજન્સી કાઉન્સિલના પ્રમુખ હતા તેમણે મણિભાઈને હુજુર એસિસ્ટન્ટ તરીકે વડોદરામા લીધા પરતુ કચ્છમા યુવરાજ ખેંગારજીને ગાદી સોપવાનુ નક્કી થતા મણિભાઈ ફરીથી ૧૮૮૩મા કચ્છના દીવાન થયા

સરકારે તેમને દીવાન બહાદુર' બનાવ્યા આ ઈલકાબ મેળવનાર એ પહેલા ગુજરાતી હતા કચ્છની કારકિર્દીમા ભુજની 'વ્રજભાષા કવિ-શાળા'મા તેમણે સારો રસ લીધો અને સ્નાતક કવિને કોઈ પણ આપેલા વિષય ઉપર એક 'બાવની' રચનારને સો રૂપીઆનુ રોકડ ઈનામ તેમના નામથી અપાવવાનુ શરૂ કર્યું 'કચ્છ ગરબાવલી' તેમની પ્રેરણાથી કવીશ્વર દલપતરામે રચી હતી

કચ્છમા હતા ત્યારે સાહિત્યકારોને ખૂબ પ્રોત્સાહન આપ્યુ તે તેમને અર્પણ થએલા અનેક પુસ્તકો ઉપરથી જાણી શકાય છે કચ્છ માટે લખાયુ હતુ કે

'દેશી રાજ્યમા દીવાની કોરટો દીવાની હતી એ તેં ડાહી કરી દીધી, અદલ અમલથી અમલના અમનમા દીવાના દીવાન હતા ડાહ્યા તેં દીવ ન કીધા, મમતા મલમથી ડાયરા કરીને દહાડા, આનમા ગુમાવતા જે ચાહતા કર્યા તેં ગ્રાહ્ય, કવિતા ચલમથી મણિભાઈ! મોટા મણિધરને તેં મેખ મારી કરી બેશ કચ્છ દેશ, કબજે કલમથી!'

૧૮૮૭મા મણિભાઈ વડોદરા રાજ્યમા નાયબ દીવાનપદે આવ્યા ત્યારે કાજી શાહબુદ્દીન મુખ્ય દીવાન હતા ત્રણ વર્ષ પછી, ૧૮૯૦મા એ મુખ્ય દીવાન નીમાયા વડોદરા રાજ્યના જ પેટલાદ ગામના વતની અને ગુજરાતીભાષી એવા એ પહેલા ગુજરાતી દીવાન થયા

રાજ્યમા વહીવટી ભાષા તરીકે તેમના અમલમા 'ગુજરાતી' દાખલ થઈ રાજ્યનુ સરકારી હુકમોનુ ગૅઝેટ 'આજ્ઞાપત્રિકા' નામથી દેવનાગરી લિપિમા છપાવવાનુ આજ વર્ષમા શરૂ થયુ

દેશી કેળવણી ખાતાના અધિકારી રા બ હરગોવિંદદાસ કાંટાવાળા હતા તેમની દ્વારા ફરજિયાત પ્રાથમિક કેળવણીનો પ્રયોગ પણ તે વખતે જ શરૂ થયો

'પ્રાચીન કાવ્યમાળા'ના નામથી ગુજરાતી સાહિત્યમા ખૂબ પ્રસિદ્ધ એવી પ્રકાશન યોજનાના દી બ મણિભાઈ પ્રમુખ હતા, સભ્યોમા, વરિષ્ઠ ન્યાયાધીશ દી બ અબાલાલ સાકરલાલ સભ્ય હતા કાંટાવાળા તેના મત્રી હતા વડોદરામા સાહિત્ય સસ્કારોને ખીલવવા માટેનુ વાતાવરણ મણિભાઈના સમયથી શરૂ થતુ હતુ એ નોધવા જેવુ છે

કલાભવન (૧૮૯૧) અને સયાજીસરોવર' (૧૮૯૨)ના પ્રારભનો યશ તેમની દીવાનગીરીને મળે છે પ્રો મણિલાલના સસ્કૃતમાથી ભાષાતરો પણ આ સમયની નીપજ છે

૧૮૯૫માં એ છૂટા થઈ મુબાઈ ગયા ૧૯૦૦મા તેમનુ ત્યા અવસાન થયુ તેમના વતન પેટલાદમા મણિનિવાસ' અને 'ક્લૉક ટાવર' તેમની સ્મૃતિ છે

### પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી

જન્મ ઈ સ ૧૮૫૮ જન્મસ્થળ વતન નડિયાદ જ્ઞાતિ સાઠોદરા નાગર ગૃહસ્થ માતાપિતા ધાર્મિક સસ્કારવાળા હતા, તેમના સસ્કારો તેમણે ઝીલ્યા

શિક્ષણ નડિયાદમા મૅટ્રિક ઈ સ ૧૮૭૬મા આપી પરીક્ષામા બીજે નબરે પાસ થયા બી એ ૧૮૮૦ તેમા પણ એ જ રીતે બીજે નબરે પાસ થયા વ્યવસાય સરકારી નોકરી ઉપરાત વાચન મનન લેખનનો પ્રથમ તે મુબાઈમા ગુજરાતી ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નીમાયા ૧૮૮૫મા ભાવનગર સામળદાસ કૉલેજમા સસ્કૃતના પ્રોફેસર નીમાયા

પ્રવેશ મૅટ્રિક થતા પહેલા શિક્ષાશતક નામનુ કાવ્યનુ પુસ્તક છપાવ્યુ

નોકરી દરમ્યાન વ્રજ ઉર્દૂ ને ફારસી ભાષાનુ જ્ઞાન મેળવ્યુ તે બી. એ સુધીની સસ્કૃત પરીક્ષાઓમા પરીક્ષક તરીકે નીમાયા હતા તેમણે 'રાજયોગ'ના કર્તા તરીકે નામના મેળવેલી તે વિયેના જઈ ન શકયા તેમ જ શિકાગોમા ન જઈ શકાતા સર્વધર્મ પરિષદ માટે નિબધ લખી મોકલ્યો, તે પ્રશસનીય નીવડયો પ્રશસકો હતા સર એડવીન આ ર નોલ્ડ, સર મોનિયર વિલિયમ્સ, ડૉ મેક્સમૂલર વગેરે તે વડોદરા પણ કેટલોક વખત રહેલા અને ખભાત અને પાટણ જૈન ભડારોમાથી પોથીઓ પસદ કરી ગુજરાતી અનુવાદ કર્યા તેમના મિત્ર શ્રી બાળાશકર પણ કવિ ને સાહિત્યકાર હતા બને એક જ વરસમા જન્મ્યા ને એક જ વર્ષમા મૃત્યુ પામ્યા

પ્રકારનો બાળવિલાસ, નારીપ્રતિષ્ઠા, ભગવદ્ગીતા, સિદ્ધાતસાર, ઈમ્મૉર્ટેલિટી ઓફ શકર મોનીઝમ ઓર અદ્વૈતીઝમ ગઝલો, કાવ્યો વગેરે તેમના લેખો, પ્રિયવદા ને સુદર્શનમા પ્રગટ થતા મૃત્યુ ૧૮ ૯૮મા

તેમને ત્યા મિત્રમડળની મોડી રાત સુધી મિજલસ જામતી તેમના કલાર્ક જમનાદાસ મહેતા હતા તેમની પાસે પણ કોઈ વખત અલ્પ સમયમા લેખો લખાવી પ્રિયવદા ને સુદર્શનમા મોકલી આપતા એક જ પક્તિથી તે આજે સૌને યાદ આવે છે 'ઝઈ સાખો નિરાશામા અમર આશા છુપાઈ છે' તે પ્રાચીન સસ્કૃતિના હિમાયતી હતા

મિત્ર કવિ બાલાશકરના સસર્ગથી તેમણે મસ્તરગની ગઝલો લખી છે

ઈ સ ૧૮૯૩ના ડિસેમ્બરથી ૧૮૯૫ના જૂન સુધી વડોદરા રાજ્યના ભાષાતર શાખાના અધિકારી તરીકે કામ કર્યું હતુ

કાવ્યોમા પ્રેમ અને ભક્તિના આ ભલક્ષી અનુભવો વર્ણવ્યા છે

નાટકો કાન્તા અને નૃસિહાવતાર લખ્યા છે નૃસિંહાવતાર ૧૮૯૬મા મુબાઈમા ભજવાયુ હતુ

સસ્કૃત નાટકો માલતીમાધવ' ને ઉત્તર રામચરિત્ર ક્રમે ૧૮૮૦ ને ૧૮૮૨મા લખ્યા છે પ્રિયવદા અને સુદર્શન મા લેખો લખતા આદર્શ નિબધકાર હતા નાટ્યપ્રતિષ્ઠા ને ચારિત્ર્યના નિબધસગ્રહો લખ્યા છે

આચાર્ય આનદશકરે તેમના ઉત્તમ નિબધોને સુદર્શન ગદ્યાવલી નામથી પ્રગટ કર્યા છે

### શ્રી મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા

(પ્રેમાનદ સાહિત્ય સભાના ભૂતપૂર્વ પ્રમુખ)

જન્મ ૧૮૮૦ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિએ વીસાખડાયતા વાણિયા તે રાજરત્ન હરગોવિંદદાસ કાંટાવાળાના સુપુત્ર પિતાના સાહિત્યના સસ્કારો તેમને વારસામા મળ્યા શિક્ષણ વડોદરમા બી. એ ને એમ એ

વ્યવસાય મિલ એજન્ટ તરીકે વ્યવસાયી મમ કરતા પ્રવેશ કૉલેજમા મેગેઝીનમા લેખો લખતા તેમજ કૉલેજની ડીબેટિંગ સોસાયટીમા ભાગ લેતા લેખનમા તે ગુજરાતી સાહિત્ય વિષે ચર્ચા કરતા ગુજરાતી સાથે એમ એ થનાર તેઓ સર્વ પ્રથમ હતા, તેથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ તેમને રૂા ૨૦૦)નું ઈનામ આપ્યુ હતું વ્યવસાયમાથી સમય કાઢી 'સાહિત્ય જૂનું અને નવું' ૧૯૧૪મા શરૂ કર્યું જે લગભગ ૨૦ વરસ ચાલ્યુ અને સાહિત્ય પરત્વે અનુરાગ રાખતા પ્રેમાનદના નાટકો સબધે શ્રી ન ભો દિવેટિયાને તે ચર્ચામા દાખલા દલીલો આપતા—એવા ઊડા અભ્યાસી હતા અને સાહિત્ય માસિકના જાગ્રત તત્રી હતા માસિક નિયમિત બહાર પાડતા તેમાના અવલોકનો તટસ્થ અને તત્રીનોધો બહુ સ્પષ્ટ રીતે લખતા વાર્તાસગ્રહ સસારલીલા વગેરે પુસ્તકો પ્રગટ થયા છે ગ્રથો-પ્રેમાનદના ૪ નાટકો ઈ સ ૧૯૨૮ વળી તેમણે ટૂકી વાર્તાના લેખક તરીકે કીર્તિ મેળવેલી 'સાહિત્ય'મા તેમની નોધ ને ગ્રથઅવલોકનો રસપૂર્વક વચાતા તે અભિપ્રાય સચોટ, મુદ્દાસર, સ્પષ્ટ ને ભારી અસર કરે તેવા લખતા હતા તેમણે સભાના મત્રી તરીકે તેમજ પ્રમુખ તરીકે સસ્થાની સેવા કરી છે પિતા અને પુત્ર બનેએ પ્રમુખસ્થાન શોભાવ્યા છે અવસાન ઈ સ ૧૯૩૩મા થયુ

## શ્રી મણિલાલ દામોદરદાસ ત્રિપાઠી

જન્મ ઈ સ ૧૮૯૦ જન્મસ્થળ વોઘેરા જિલ્લે અમદાવાદ વતન સરખેજ, બદમા વડોદરા જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ. શ્રી જગન્નાથ દામોદર ત્રિપાઠી 'સાગર મહારાજ તેમના વડીલબધુ હતા તેમના સપર્કથી તેમણે ભક્તિ અને સાહિત્યના માર્ગ અપનાવ્યા તેમજ તેમને પણ અધ્યયનમા ખૂબ મદદ કરી હતી ઈ સ ૧૯૦૯ થી ૧૯૧૬ સુધી ચિત્રાલ તા પાદરા ખાતે સ્થાપેલા સાગરાશ્રમમા આ સમય વીતાવ્યો શિક્ષણ મૅટ્રિક સુધી

વ્યવસાય પાલનપુર અને રાધનપુરના નવાબોની ઉચ્ચ અધિકારવાળી નોકરી કરી તે પછી આધ્યાત્મિક જીવન ગાળ્યુ શ્રી રગ અવધૂત મહારાજને ગુરુ તરીકે સ્વીકારી આધ્યાત્મિક જીવનની ઉન્નતિ સાધેલી તેમની સેવા અને ધર્મભાવના બદલ દ્વારકાના શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજે 'ધર્મસેવાભૂષણ'ની પદવી આપી છે ઈ સ ૧૯૬૧ આ જગદ્ગુરુને હસ્તે સરખેજમા તેમણે રગ અવધૂત મહારાજની આરસની પ્રતિમા અવધૂત વિશ્રામમાં સ્થાપી ઈ સ ૧૯૬૭મા પરલોક ગમન કર્યું

પ્રકાશન સપ્તતીર્થી ૧ ૫૪, જડીબુટ્ટી ૧૯૫૮, હૃદયોદ્ગાર કાવ્યગ્રથ ૧૯૬૩ વગેરે છે ગુજરાતી ગઝલીસ્તાનમા તેમની કેટલીક રચનાઓ પ્રસિદ્ધ થઈ છે

## શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (કવિ કાન્ત)
## (ઈ સ ૧૮૬૭ થી ઈ સ ૧૯૨૩)

જન્મ ઈ સ ૧૮૬૭ જન્મસ્થળ વતન ચાવડ, જિ૯ ભાવનગર (સૌરાષ્ટ્ર) જ્ઞાતિ પ્રશ્નોરા નાગર શિક્ષણ બી એ મુબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજ

વ્યવસાય વડોદરા કલાભવનમા અધ્યાપક તરીકે નોકરી કરતા હતા અધ્યાપન અધ્યયન, લેખન, વાચન અને મનનનો શોખ હતો સાહિત્યમા પ્રવેશ 'કાન્ત' તખલ્લુસથી 'વસતવિજય' લખ્યુ તે નવી પ્રતિના કાવ્યથી તેમને પ્રસિદ્ધિ મળી 'ચક્રવાકમિથુન' પ્રેમની ભાવનાને મૂર્ત કરતું કાવ્ય છે

પ્રકાશનો કાવ્યસગ્રહ 'પૂર્વાલાપ', એક દેવીનો આત્મવૃત્તાત, સ્વીડન બોર્ગના વિચારો બેન્જામિન ફ્રેન્કલીનનું જીવનચરિત્ર શિક્ષણનો ઇતિહાસ વગેરે

તેમણે વડોદરાની ટ્રેનિંગ કૉલેજ પુરુષ અધ્યાપન પાઠશાળાના હેડ માસ્તર તરીકે તેમજ કલાભવનમા પણ મુખ્ય અધ્યાપક તરીકે સેવા આપી હતી

તેમના કાવ્યો શબ્દમાધુર્ય ને સ્વરસવાદને લીધે સુગેય બની રહે છે સ્રીઓ માટે ગરબીઓ પણ ભાવ અને રસ સભર છે કેટલીક પક્તિઓ

'મહેમાનો ઓ વહાલા પુન પધારજો
'સુરતાની વાડીના મોઘા મોરલા'
નાચે રસભીનો અલબેલો આવી રગમા રે
'આજ મહારાજ જળ ઉપર ઉદય જોઈને'

## સર મનુભાઈ નદશકર મહેતા
## (ઈ સ ૧૮૬૮ થી ઈ સ ૧૯૪૭)

જન્મ ઈ સ ૧૮૬૮ જન્મસ્થળ વતન સુરત, જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતા નદશકર તુળજાશકર મહેતા 'કરણઘેલો' નવલકથાથી જાણીતા છે તેમનો સાહિત્ય વારસો તેમણે સભાળ્યો તેમના સુપુત્રી તે હંસાબહેન મહેતા ઈ સ ૧૯૨૬મા-વિડી ધનવતાબહેન એમના પત્ની બીજી વારના તેમને ચાર પુત્રો ને સાત પુત્રીઓ થયા હતા

શિક્ષણ પ્રથમ લુણાવાડા, પછી ભાવનગર, તે પછી મુબાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમા બી એ થયા તે પછી એમ એ એલએલ બી થયા વડોદરા રાજ્યમા ૧૮૯૧મા

વ્યવસાય પ્રથમ કૉલેજમા પ્રોફેસર તે પછી રાજ્યમા જુદી જુદી નોકરી કરી ૧૯૧૭મા વડોદરાના દીવાનપદે આવ્યા ને ૧૯૨૭ સુધી ચાલુ રહ્યા તે પછી બિકાનેર ગ્વાલિયર સ્ટેટમા તેમણે સેવા બજાવેલી તેમણે બારમી ગુજરાતી સાહિત્ય પરિષદના વડોદરામા મળેલા સમેલન વખતે શ્રીમત સયાજીરાવ વતી રૂા બે લાખની દેણગીની જાહેરાત કરી હતી અને સસ્થા પ્રત્યે સદ્ભાવ દર્શાવ્યો હતો તેમના જ જમાત્ર ડૉ જીવરાજ મહેતાએ ગુજરાત સરકારના પ્રતપ્રધાનના નાતાથી સભાના ભવન માટે જમીન આપીને તેના નિર્માણકાર્યમા સહયોગ આપ્યો છે સભાને તેમની મળેલી દેણગીથી 'મનુભાઈ ઈનામી નિબધ સ્પર્ધા' પણ યોજવામા આવી હતી તેમની જન્મ જયતી ને જન્મશતાબ્દી માટે એક મોટી દેણગી મળવાની સભાવના છે, તેમના કુટુબીજનોએ એવી ઇચ્છા વ્યક્ત કરી છે

સાહિત્યસેવા ટૉડના રાજસ્થાનનું ભાષાતર, પ્રમાણશાસ્ત્ર, અકબર વગેરે અકબરના પુસ્તક માટે મુબાઈ યુનિવર્સિટી તરફથી તેમને પારિતોષિક મળ્યુ હતું ચેમ્બર ઑફ પ્રિન્સેસના તે મત્રી હતા અને તેને અગે રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમા લડન ગયા હતા હિંદ રાજસ્થાન નામથી ભારતના દેશી રાજ્યોનો અગ્રેજીમા મોટો પરિચય ગ્રન્થ ભાઈ માર્ડ મહેતા વકીલ સાથે કર્યો ૧૮૯૫ પુરાવાનો કાયદો (પ્રમાણશાસ્ત્ર) એનો ગુજરાતીમા અનુવાદ કર્યો અકબર સબધી અગ્રેજીમા ઈનામી નિબધ લખી પ્રાઈઝ મેળવ્યુ હતું

૧૯૨૬મા મુબાઈમા મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદના સમેલન વખતે કલાવિભાગના પ્રમુખ તરીકે લલિતકલા ઉપર રસિક વ્યાખ્યાન આપેલુ જે પરિષદ હેવાલમા છપાયુ છે

સર વિઠ્ઠલદાસ ઠાકરસીના ચરિત્રની પ્રસ્તાવના તથા કરણઘેલાની નદશકર શતાબ્દી નિમિત્ત ૧૯૩૩મા બહાર પડેલી સારી આવૃત્તિમા પરિચય લેખ પ્રસિદ્ધ કર્યો છે

## શ્રી મહેશચદ્ર મણિલાલ દવે

જન્મ ૧૯૦૯ જન્મસ્થળ-વતન પેટલાદ જ્ઞાતિ નાગર શિક્ષણ બી એ પિતા

ન્યાયાધીશ-શ્રી મંજુલાલ સેવકલાલ દવે. વ્યવસાય: ન્યાયખાતામાં સરકારી નોકરી. પિતાના સંસ્કારો તેમણે ઝીલ્યા છે. પ્રકાશન: આપણાં પુરાણો, કથાકુંજ ભા. ૧-૨, આ પુસ્તકો જગદ્ગુરુ શંકરાચાર્ય મહારાજે નવ-ભારતી પુસ્તકમાળામાં પ્રસિદ્ધ કર્યાં છે. તેમનું મૃત્યુ ઈ. સ. ૧૯૬૬માં ૫૭ વર્ષની નાની વયમાં થયું.

### શ્રી રાવસાહેબ માર્કંડરાય ધોળકિયા એલ. સી. ઇ.
### (ઈ. સ. ૧૮૮૫ થી ઈ. સ. ૧૯૬૬)

જન્મ: ઈ. સ. ૧૮૮૫. જ્ઞાતિ: વડનગરા નાગર ગૃહસ્થ. માતાપિતા ધાર્મિક અને સદા-ચારી હતાં. તેમના સસ્કાર તેમને વારસામાં મળ્યા. તે પૂનાની એન્જિનિયરિંગ કૉલેજમાં ભણ્યા ઈ. સ. ૧૯૩૧માં સરકારી નોકરીમાં જોડાયા અને લૅન્ડએક્વીઝીસન ઑફિસર તરીકે કરાચી, પૂના, હુબલી અને મુંબાઈમાં કામ કર્યું. ઈ. સ. ૧૯૪૫માં નિવૃત્ત થયા.

બાર વર્ષની વયથી જ તે માતાજીના પરમ ભક્ત હતા. માતાજીના ઘણા ચમત્કારીક અનુભવો થયા અને માતાજીના આદેશથી બીજી સપ્ટેમ્બર ૧૯૩૨ના દિને તેમણે પૂના-માં 'વિશ્વરૂપ માઇ'ની પ્રતિમાનું સ્થાપન કર્યું. નવમી ઑક્ટોબર ૧૯૩૨માં દશેરાને દિવસે સમેલન ભર્યું. ૧૯૩૩માં ગુડી પડવાને દિવસે નાશિકમાં બધા ધર્મોની સભામાં ઈ-શ્વરની માતૃપે ભક્તિ કરવાની સમજૂતી આપી. દક્ષિણ હિંદમાં જુદેજુદે સ્થળે બહે-નોનાં સંમેલનો ભર્યાં.

દુનિયાના સઘળા ધર્મોની વિશ્વશાંતિ પ-રિષદ ત્રીજી મે ૧૯૫૫માં જાપાનના શીમી-ઝુમાં મળી. ૨૭ મે ૧૯૫૫માં આંતરરાષ્ટ્રીય ધાર્મિક સસ્થાની સ્થાપના કરી તેમાં સિત્તેર દેશોના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો, તેના તેમને સમકાઉન્સિલર ઇન ચીફ બના-વવામાં આવ્યા.

માઈધર્મના સિદ્ધાંતો: (૧) માઈધર્મ એ વિશ્વધર્મ છે. તે ધર્મ દરેક ધર્મની મંત્ર સ્વીકારી શકે છે. (૨) આ ધર્મમાં ઈશ્વરને વિશ્વની માતા ગણીને પૂજવાનો આદેશ છે (૩) દરેક માઈભક્તે માઇ કૃપા પ્રાપ્ત કરવા માટે પ્રેમ, સેવા, ભક્તિ અને આત્મસમર્પણ કરવાં જો-ઈએ. (૪) માઈભાવભક્તિનો મુખ્ય આશય માઈનુંશુક્રવારે પૂજન, નામપારાયણ, કૃતજ્ઞતા, પ્રાર્થના અને ધ્યાન મુખ્ય છે. (૫) કોઈ પણ એક મૂર્તિ અથવા પોતાના ઈષ્ટદેવની કલ્પના કરી વિશ્વની માતા તરીકે પૂજાય છે. (૬) મા ઈની પૂજા ગમે ત્યારે થઈ શકે છે, પણ પૂર્ણિ-મા ને શુક્રવારની મધ્યરાત્રિનો છે. માતાને હાર પહેરાવી, ગંધ, ધૂપ, નૈવેદ્ય કરી આરતી કરવી. (૭) 'માઈશરણંમમ'ની ધૂન કરવી.

પ્રકાશિત ગ્રંથો: ઈ. સ. ૧૯૫૨ થી ૧૯૬૬ સુધીમાં માઈસહસ્ર નામ પઠનમ્ અને માઈ-જપના અનેક ગ્રંથો લખી છપાવ્યા છે. માઈ-મંદિર શાંતાકુઝમાં છે. માઇમદિરના સ્તંભ પર તેમનું બાવલું મૂકવામાં આવ્યું છે. તા. ૧૦-૫-૬૮.

### શ્રી માણેકલાલ અંબાલાલ ડૉક્ટર
### (ઈ. સ. ૧૮૭૦ થી ઈ. સ. ૧૯૫૧)

જન્મ: ઈ.સ. ૧૮૭૦. જન્મસ્થળ-વતન: સૂરત, બાદમાં વડોદરા. જ્ઞાતિ: વણિક. તેમનાં પત્ની શ્રી ચદ્રબાળાબહેન સ્ત્રીસમા-જનાં અગ્રેસર નેં પ્રમુખ છે અને સ્ત્રીઓની ઉન્નતિ માટે અથાગ શ્રમ લઇ કાર્ય કરે છે. ચિમનાબાઈ સ્ત્રીસમાજમાં ઘણાં વરસો સુધી પ્રમુખ તરીકે કાર્ય કર્યું. તેમના પુત્રો ઉચ્ચ શિક્ષણ ધરાવે છે. શિક્ષણ: મૅટ્રિક.

મુખ્ય વ્યવસાય: પ્રારંભમાં એમણે 'કેસરે હિંદ', 'મુબાઇ સમાચાર' અને 'ગુજરાત મિત્ર'ના ખબરપત્રી તરીકે કામ કર્યું. તે પછી વડોદરા 'સયાજીવિજય'માં જોડાયા અને એના તંત્રી થયા. સયાજીવિજયના આદ્ય-સ્થાપક મરાઠી ગૃહસ્થને મુબાઈ જવાનું થતાં એમણે એનો ગુજરાતી વિભાગ સભાળી લીધો અને સ્વતત્ર છાપખાનું શરૂ કરી પત્ર તથા પ્રેસના માલિક બન્યા.

વડોદરાના જાહેરજીવનમાં તેમણે મહત્ત્વ-ની સેવાઓ આપેલી. શ્રીમત સર સયાજીરાવ ગાયકવાડે તેમને 'રાજરત્ન'નો ખિતાબ આપ્યો હતો અને ઓનરરી મેજિસ્ટ્રેટની પદવીથી નવાજ્યા હતા.

સાહિત્યસેવામાં તે દિવાળીની ભેટો તરીકે શ્રી રમણલાલ દેસાઈનાં પુસ્તકો તથા પોતાનાં તેમજ બીજાનાં પ્રસિદ્ધ કરી ગ્રાહકોને ભેટ આપતા. આ રીતે તેમનો ફાળો કિંમતી છે.

### શ્રી માર્તંડરાય શિવભદ્ર પંડ્યા

જન્મ: ૧૯૦૦. જન્મસ્થળ-વતન: સુરત. જ્ઞાતિ: વડનગરા નાગર. પિતા મુબાઇ રાજ્ય ના ખેતીવાડી ખાતામાં નોકરી કરતા હતા. મામાશ્રી નદનાથ દીક્ષિતને ત્યાં રહી વડોદરા-ની સયાજી હાઈસ્કૂલમાંથી મૅટ્રિક થયા. પૂનાની ખેતીવાડી કૉલેજમાં બી. એ. જી. થયા. વ્ય-વસાયમાં મુબઈ રાજ્યમાં ખેતીવાડી ખાતામાં નોકરી ૧૯૩૨ થી ૧૯૩૭ વડોદરામાં કપાસ-નિષ્ણાત તરીકે નોકરી કરી અને બી એસસી. ની ડીગ્રી મેળવી. ૧૯૫૩ સુધી ગોંડળ ફાર્મ પર સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે નોકરી કરી પછી સુરત ગયા ને નિવૃત્ત થયા. ૧૯૫૫માં તે-મનું મૃત્યુ થયું.

એમને વૈજ્ઞાનિક સાહિત્ય પર લખવાનો શોખ હતો.

પ્રકાશનો: કુદરતનું અવલોકન, પ્રગતિને પંથે, વિજ્ઞાનની વીસ વાતો, સિંહ, ફળઝાડનો બગીચો, બાગબગીચા, કપાસ ભા. ૧-૨, ખેતીની જમીન, ખેતીનાં મૂળ તત્ત્વો ભા. ૧ થી ૪, કુજવિહારી, શાકભાજીની વાડી, બાળકોનો બાગ, કૃષિપાઠ ભાગ ૧ થી ૪, બાગાયત તુવેર, ગ્રામ અર્થશાસ્ત્ર, મુબાઈ રાજ્યનાં કેટલાંક કૃષિકેન્દ્રો, ખેતીવાડી ખંડ ૧. મૃત્યુ થવાથી બીજા ખંડ અપ્રસિદ્ધ છે.

### આચાર્ય મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક

જન્મ: ૧૮૮૬. જન્મ-સ્થળ: નડિયાદ. જ્ઞાતિ: વડનગરા નાગર. માતાનું નામ અતિલક્ષ્મી. શિક્ષણ: પ્રો. કલાર્ક, આર્નો અને અરવિંદ ઘોષ જેવા પ્રોફેસરોની પાસે અ-ભ્યાસ કરી બી. એ. થયા.

વ્યવસાયમાં શિનોર હાઈસ્કૂલમાં હેડ-માસ્તરની નોકરી કરી, તે પછી ગાયકવાડ સર-કારે તેમની નિમણૂંક રાજકીય સંસ્કૃત મહા-વિદ્યાલયના પ્રિન્સિપાલ તરીકે કરી-૧૯ વર્ષ.

પ્રવેશ સસ્કૃત સાહિત્ય ને પૌરાણિક નાટ-કોના અભ્યાસથી થયો. જીવનનું ધ્યેય હતું સરસ્વતીની ઉપાસના. મૃત્યુ ૧૯૬૫માં થયુ.

પ્રકાશન: સસ્કૃતમાં ત્રણ નાટકો લખ્યાં છે. પ્રતાપ વિજયમ્, છત્રપતિ સામ્રાજ્યમ્ અને સયોગિતા સ્વયવરમ્ ગુજરાતીમાં પણ મેવાડપ્રતિજ્ઞા, હર્ષ દિગ્વિજય, નરસિંહ-નિનાદ નામે નાટકો લખ્યાં છે. સપ્તદ્વિપના નકશા તૈયાર કરી તેમણે ભારત વર્ષના પ્રદેશો, નદીઓ અને પહાડો વિષે સશોધન કર્યું છે. પ્રભં-શ્રીલક્ષ્મીનાથ સાથે તેમણે બહાર પાડયુ છે. ગુજરાતની નષ્ટપ્રાય: થતી નાટક પ્રણા-લિકાને તેમણે જીવત રાખી. ૧૪મીથી ૨૦મી સદી સુધીમાં ગુજરાતમાં કોઈ સસ્કૃત નાટય-કાર થયો નથી, તેમાં તેમણે યુગધર્મ સ્વાતત્ર્ય-ની ભાવના અને રાગરાગિણીયુક્ત સગીતનું તત્ત્વ ઉમેર્યું શ્લોકો અને છદોબદ્ધ કાવ્યો ઉપ-રાંત આ નવી વસ્તુ રગભૂમિને આપી. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી તેમના શ્લોકોથી પ્રસન્ન થતા. નાટકોને યુરોપાદિ દેશોમાં, વાઈસ ચાન્સેલર ગંગનાથ ઝાએ વખાણ્યાં છે

### મોતીભાઈ નરસિંહભાઈ અમીન

જન્મ: ૧૮૭૩. જન્મસ્થળ વતન: ભાદ-

રણ પાસે વસો ગામ તા પેટલાદ જ્ઞાતિ પાટીદાર (અમીન), પિતા નરસિંહભાઈ પેટલાદ વહીવટદારની કચેરીમા કારકુન હતા તે ઉદાર હતા, દરેકને તેમને ત્યા રોટલો મળતો, તે 'રોટલાના રાજા' નામથી પંકાયેલા તેમના માતામહ મીઠાભાઈ ધાર્મિક ને પરોપકારી હતા માતા છબા પ્રભુપરાયણ હતા બીજા માતા તેમના પર પ્રેમ રાખતા પિતા નવ વર્ષે ગુમાવ્યા, તેમની કાળજી હરિકાકાએ રાખી તે બીજાને મદદ કરતા આ બનાવના સસ્કારો તેમનામા ઊતર્યા તેમના પત્ની રૂપબા નાથમિક શિક્ષણ વસોમા છઠ્ઠા ધોરણની પરીક્ષા ઈ સ ૧૮૮૭મા આપી અંગ્રેજીશાળા ઉનડી તેમા ભણવા લાગ્યા ૧૮૮૮મા વિદ્યાર્થી સમાજની સ્થાપના કરી તેમા નિબંધ રચનાને સ્થાન આપ્યુ દેશી કારીગરીને ઉત્તેજન થી તે વખતના વિદ્યાધિકારી રાબ હરગોવિંદદાસ કાટાવાળા પ્રભાવિત થયા ૧૮૮૯મા ભણવા વડોદરા આવ્યા અહીં સ્ટુડન્ટ્સ લાયબ્રેરીની સ્થાપના કરી મૅટ્રિકમા વડોદરા રાજ્યમા પાચમા નબરે પાસ થયા ને રૂ પની શિષ્યવૃત્તિ મળી સર્વ પ્રથમ ઈ સ ૧૮ ૪મા વસોમા સાર્વજનિક પુસ્તકાલયની સ્થાપના કરી

કૉલેજકાળ દરમ્યાન રામજીમદિર ને છાત્રાલય બનાવ્યુ અને વાચનાલય સ્થાપ્યુ તેમના સાથ તેમની ૩પની મડળી કૉલેજમા ખૂબ પંકાતી ખોટી રૂઢિને તેમણે દૂર કરવા પ્રયત્ન કર્યા સસ્કૃત કઠણ પડતુ ઈ સ ૧૯૦૦ મા બી એ થયા વડોદરા

વ્યવસાય વડોદરા હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા શ્રી વાડિયા સાથે પછી પાટણ હાઈસ્કૂલમા શિક્ષક તરીકે ગયા પુસ્તકાલય સ્થાપ્યુ વિદ્યાર્થીઓમા પ્રિય બની ગયા, અને રમત પર્યટન વાચનમા રસ લેતા કર્યા સમાજ શિક્ષણ પ્રવૃત્તિ શરૂ કરી પાટણના હોળીના કુરિવાજો સૂબા શ્રી ગોવિંદભાઈ દ્વારા કાયદો કરી દૂર કરાવ્યા રેલસકટમા ફાળો એકત્ર કરી મકાન બાધવામા સહાય કરી ૧૯૫૦મા પેટલાદ બદલી થઈ એકઠા થયેલા ફડમાથી શ્રી સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસની સ્થાપના કરી છાત્રાલયો સાથે મિત્રમડળ પુસ્તકાલયોની સ્થાપના ૧૯૦૬ મા કરી મહારાજા પણ એ પુસ્તકાલય પ્રવૃત્તિથી ખુશ થયા ને અમેરિકાના પ્રવાસથી આવીને એ માટે રૂ ત્રીસ હજાર મજૂર કર્યા

મોતીભાઈએ મિત્રમડળ પુસ્તકાલયોની યોજનામા એક કલમ એવી રાખેલી કે ગુજરાતના ઉત્તમ લેખોનો એંસીએક પાનાનો સમૂહ પ્રતિવર્ષ આ મડળ પ્રસિદ્ધ કરશે અને આઠ આના ભરનાર સૌને એ ભેટ આપવામા આવશે

પ્રથમ વર્ષે 'ગદ્યપદ્ય સમૂહ' પ્રસિદ્ધ થયુ તેની એ અસર થઈ કે ૧૯૦૮મા 'ગદ્યપદ્ય સમૂહ' નામનું માસિક શરૂ કરાયુ લવાજમ માત્ર રૂ એક વાર્ષિક હતુ ને ગદ્યસમૂહ ને પદ્યસમૂહ બહાર પડયા એક શિક્ષકની આ કાર્યપ્રતિભાથી સૌ ચકિત થયા આ પ્રવૃત્તિમાથી તે પુસ્તકાલયના આદ્યપિતા, ભારતભરના નામાકિત પુસ્તકાલય-ઉદ્યમ પ્રપિતામહ' બન્યા પેટલાદમા મૅટ્રિકના વર્ગની શ્રી મસાની દ્વારા મજૂરી અપાવી

તેમના શિષ્ય દરબાર ગોપાળદાસ હતા તેમના ઘડતરમા ને રક્ષણમા તેમનો મહાન ફાળો છે ગાધીજીની હાકલને માન આપી દેશની સ્વતત્રતા ખાતર પોતાની ગાદી જપ્ત થવા દીધી આઝાદી મળતા તે ગાદી પાછી મળી પણ તે પચાયતને સોપી પોતે દૂર રહ્યા

વડોદરા સરકારે સર્કયુલેટિંગ લાયબ્રેરીની યોજના કરી વસોનુ પુસ્તકાલય ૧૯૧૦મા શ્રીમત સપતરાવ ગાયકવાડના હસ્તે ખુલ્લુ મુકાયુ તેમના મૃત્યુ બાદ તેની સાથે તેમનું નામ જોડી 'મોતીભાઈ નરસિંહભાઈ અમીન સાર્વજનિક પુસ્તકાલય નામ આપ્યુ

શ્રીમત સયાજીરાવ મહારાજાએ પુસ્તકાલયના ક્યુરેટર શ્રી બોર્ડનના મદદનીશ તરીકે શ્રી મોતીભાઈની નિમણૂક કરી ઈ સ ૧૯૧૧ તેને માટે નિયમાવલી ઘડી કાઢી તે ઈ સ ૧૯૧૩મા નિવૃત્ત થયા બે વર્ષમા વડોદરા રાજ્યમા ૪૦૦ પુસ્તકાલયો સ્થપાયા શ્રી બોર્ડને તેમની પ્રશસા કરી

તેમની પ્રેરણાથી જ પેટલાદના પચાસ વિદ્યાર્થીઓ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમા દાખલ થયા હતા ૧૯૧૬મા ચરોતર એજ્યુકેશન સોસાયટીમા તેમણે તૈયાર કરેલા સ્નાતકોએ સહાય કરી, તેમા અબાલાલ મોતીભાઈ પટેલ જાણીતા છે તેમાથી કેળવણીની સસ્થાઓ ફૂટી 'બાલમિત્ર' જન્મ્યુ ફડફાળા માટે 'વિદ્યાદાન નુ મહત્ત્વ સમજાવ્યુ

ગુજરાતમા સર્વપ્રથમ બાલમદિર વસોમા ઈ સ ૧૯૧૫મા સ્થપાયુ દરબારસાહેબની હવેલીમા મોન્ટેસોરીના સાધનોનો ઉપયોગ થયો, બાલપુસ્તકાલય સ્થપાયુ અને તેનો ઉદ્ઘાટનવિધિ વઢવાણના વકીલ શ્રી ગિરિજાશકર બધેકાને હસ્તે થયો, ને બધેકા પણ તેમાથી પ્રેરણા મેળવીને બાળકોના વકીલ બ યા શ્રી ગિજુભાઈ

મોતીભાઈ ચરોતર પ્રદેશના સૌ કેળવણી, સ્ત્રીઉન્નતિ અને સ્ત્રીપ્રગતિના જ્યોતિર્ધર હતા ભિક્ષુ અખડાનદ તેમના મિત્ર હતા ઈ સ ૧૯૩૮મા પત્ની રૂપબાનુ અવસાન થયુ અને થોડા વખત પછી તેમનુ ઈ સ. ૧૯૩૮મા અમદાવાદમા અવસાન થયુ અને 'ચરોતરનુ મોતી' સેવામૂર્તિ મોતીભાઈ તેમના કાર્યોની સુવાસ મૂકતા ગયા

### શ્રી મૌલાબક્ષ ઘાસેખાન પઠાણ

જન્મ ઇ સ ૧૮૩૩ જન્મસ્થળ દિલ્હી પાસે ચિઢડ ગામમા થયો જ્ઞાતિ પઠાણ મુસલમાન પિતાનુ નામ ઘાસેખાન તે બે વર્ષના મૂકીને મરી ગયા કાકાએ સભાળ રાખી શિક્ષણમા ગામઠી નિશાળમા તેમણે હિંદુસ્તાની, ગુજરાતી મરાઠી ને સસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો સગીતશાસ્ત્રનો અભ્યાસ કર્ણાટકમા ૧૪ થી ૨૫ વર્ષની ઉમરસુધી કર્યો સરસ્વતીની વીણા વગાડવામા નિપુણતા મેળવી મ્હૈસુરમા પરીક્ષા લેવાઈ તેમા પાસ થયા મ્હૈસુર નરેશે તેમને મોટુ સન્માન આપ્યુ તેમની કીર્તિથી શ્રીમત ખડેરાવ મહારાજાએ તેમને વડોદરા બોલાવ્યા રૂા ૮૦૦ના પગારથી નોકરીએ રાખ્યા વળી તે નિઝામ રાજ્યમા ગયા કલકત્તામા લૉર્ડ નોર્થબ્રુકે સગીત સાભળી તેમને 'પ્રોફેસર ઑફ ઇંડિયન મ્યુઝિક'નો માનવત ખિતાબ દરબાર ભરીને અર્પ્યો ને સન્માન કર્યુ

ઈ સ ૧૮૮૬મા વડોદરા 'સગીત પાઠશાળા' સ્થાપી તેના તે આચાર્ય નીમાયા એ દેણગી શ્રીમત સયાજીરાવની જ છે

ગ્રથો સગીતાનુભવ, બાળસગીતમાળા, સગીત છદોમજરી, ગાયનની ચીજોનું પુસ્તક છ ભાગમા ભગવત ગરબાવલી નરસિંહ મહેતાનું મામેરુ, સિતાર શિક્ષક અને તાલ પદ્ધતિ વગેરે છે મૃત્યુ ઈ સ ૧૮૯૬મા.

શ્રીમન્નૃસિંહાચાર્ય શ્રી ભોળાનાથ સારાભાઈ તેમના અગત મિત્રો હતા

### ડૉ. મજુલાલ જમનારામ દવે
(એમ એ., ડી લિટ્ )

પેટલાદના વડનગરા નાગર તેમનું શિક્ષણ વડોદરા કૉલેજમા થયેલુ તેમના પિતા અને કાકા આરૂઢ વૈષ્ણવ હતા દયારામભાઈના પ્રસિદ્ધ ગુરુ ઇચ્છારામ ભટ્ટજીની બેઠક મજુલાલના પેટલાદના ઘરની બાજુમા હતા જેમની સેવા તેમના વડીલો કરતા

મજુલાલ અંગ્રેજી તથા ગુજરાતી સાહિત્ય સાથે ૧૯૨૪મા એમ એ થયેલા કવિ ન્હાનાલાલના કાવ્યો અને ગીતોના એ ભારે પ્રશસક હતા તેમના પત્ની કનુબહેન દવે

પ્રકાશને અને બીજું ગદ્યસભાના 'ગુજરાતી કરુણ પ્રશસ્તિઓ' સંબધી તેમનો લેખ સાહિત્ય પરિષદ પ્રસંગે લખાયેલો

વર્ષો પછી કૉલેજમા અંગ્રેજીના લૅક્ચરર થયા પછી તેઓ પેરિસ યુનિ માથી "૮ ગોરની કવિતા" સંબધી ફ્રેંચમા નિબધ લખીને ડી લિટ્ થયેલા

ઉત્તરાવસ્થામા પત્નીના અવસાન પછી એ ગુજરાત બહાર અંગ્રેજી તથા ફ્રેંચના પ્રોફેસર તરીકે રહેતા હતા ૧૯૬૫મા તેમનુ અવસાન થયુ

## શ્રી ભાનુસુખરાય નિર્ગુણરાય મહેતા

પ્રેમાનંદ સાહિત્ય સભાના સન્માનિત સભ્ય જન્મ ઈ સ ૧૮૯૭ જન્મસ્થળ વતન સુરત પછી વડોદરા જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ શિક્ષણ મૅટ્રિક પાસ કરી વડોદરા કૉલેજમા એક વર્ષ અભ્યાસ કર્યો વિજ્ઞાનના શોખે એગ્રિકલ્ચર શાખામા દાખલ થયા ઈ સ ૧૯૯૦મા પહેલી પરીક્ષા પાસ કરી

વ્યવસાય જામનગરમા નોકરી લીધી રાજકોટમા શિક્ષકની નોકરી હાઈસ્કૂલમા, પછી છોટાઉદેપુરના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે તથા ધાગધ્રા સ્ટેટમા હજૂર ઑફિસમા પણ નોકરી કરી તેમને શિક્ષકની નોકરી હોવાથી 'માસ્તર' ઉપનામથી ઓળખાય છે તેમના મિત્રો બ ક ઠાકોર ના દ કવિ, રા રા રમણભાઈ મહિપતરામ રા રા મનુભાઈ નદશકર મહેતા વગેરે તેમના સુપુત્ર ડૉ ભરતરાયભાઈ પણ સાહિત્યક્ષેત્રે ઘણુ મદાન કરી રહ્યા છે

પ્રકાશન સામાન્ય પદાર્થ વિજ્ઞાન પ્રાણી માત્રનું વર્ગીકરણ હિંદુસ્તાનના પ્રાણીઓ (આચવાળા) ભાગ ૧ ૨, ઉષ્ણતા પદાર્થવિજ્ઞાન ધી સ્ટ્રેન્ટ્સ કેમિસ્ટ્રી (અંગ્રેજીમા), ગોંડલ રાજ્યનો ઈતિહાસ પ્રેમાનદનુ સુદામા ચરિત્ર પ્રવચન પ્રેમાનદની પ્રસાદી, ગોંડલ રાજ્યનો ઈતિહાસ જયસિંહ પતાઈ રાવળ વજ્ઞાનિક પરિભાષા યાત્રિક પદાર્થ વિજ્ઞાન, ખગોળ (અંગ્રેજી) અને મીરાબાઈની કવિતાઓનો સગ્રહ જે ૫૯૬ ભજનોનો છે તે તેમના સુપુત્ર ભરતભાઈએ ચામડાના પૂઠામા 'પિતાજીના હસ્તાક્ષરોના સ્મારક' તરીકે બહુ જ જતનપૂર્વક સાચવી રાખ્યો છે અને પિતા પુત્રનું સન્માન સાહિત્ય સભાએ કર્યું છે

## શ્રી રતિપતિરામ ઉધમરામ પડ્યા

(ઇ સ ૧૮૯૬ થી ઈ સ. ૧૯૨૮)

જન્મ ઇ સ ૧૮૯૬ જન્મસ્થળ વતન નડિયાદ જ્ઞાતિ વડનગરા નાગર પિતાનું નામ ઉધમરામ ગુલાબરામ ને માતાનું નામ અમૃતલક્ષ્મી તેમને ત્રણ ભાઈ અને ચાર બહેન હતા ગુજરાત કૉલેજ અમદાવાદમા બી એ થયા સ્કૉલરશિપ મેળવીને ભણેલા

વ્યવસાય પ્રથમ મુબઈ એલ્ફિન્સ્ટન સ્કૂલમા, તે પછી સિંધિયા સ્ટીમ નેવિગેશન કપનીમા,ત્યાર બાદ વડોદરા રાજ્યમા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના ઉચ્ચ હોદ્દાની નોકરી કરી મૃત્યુ સુધી(૧૯૨૮) વડોદરામા જ રહ્યા

સાહિત્યમા પ્રવેશ વિદ્યાર્થી જીવનથી જ થયો સયાજીવિજય દૈનિક દ્વારા સાહિત્યની સેવા કરતા હતા તેમજ રાવપુરાના 'શારદા' માસિકમા કાવ્યો વાર્તાઓ લખતા ને પ્રૂફો પણ જોતા હતા

પ્રકાશન લઘુરામાયણ સક્ષિપ્ત રામાયણ, લઘુમહાભારત સક્ષિપ્ત મહાભારત તથા રત્નાવલી અને વિજયધ્વજ પ્રસિદ્ધ થયા છે બરોડા સ્ટેટ વખતે લઘુરામાયણ અને લઘુ મહાભારત મૅટ્રિકના પરીક્ષાર્થીઓ માટે પાઠ્યપુસ્તક તરીકે પણ પસદગી પામેલા

ઉત્તર રામચરિત્ર ને બીજું કેટલુંક સાહિત્ય અપ્રગટ છે તેમના પુત્ર શ્રી મકરદભાઈ પણ ઉચ્ચ શિક્ષણ મેળવેલ છ

સમાલોચન, સીબોધ, બાલમિત્ર વગેરે માસિકોમા પણ તે લખતા ગીતા આખી કંઠસ્થ હતી સસ્કૃતનું સારુ જ્ઞાન હતુ તેમના સસરા કૃષ્ણશકર હીરાશકર પડ્યા પૂજ્ય ગાધીજીના શિક્ષક હતા, તેનો ઉલ્લેખ તેમની આત્મકથામા છે શાસ્ત્રીના દીકરી તે જ તેમના પત્ની તેઓનું નાની વયમા મૃત્યુ ન થયુ હોત તો વધુ સાહિત્ય મળી શકત

## શ્રી રણછોડલાલ અમૃતરાય દેસાઇ

જન્મ ૧૮૬૩ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ઔદીચ્ય બ્રાહ્મણ સુરેશ્વર દેસાઈવાળા નામથી જાણીતા છે

શિક્ષણ મૅટ્રિક સુધી તે ગુજરાતી સાહિત્યના પ્રેમી હતા વિદ્યાર્થી અવસ્થાથી જ તે લેખો લખતા હતા

ગ્રથો શિશુબોધ અનાર્યશુદ્ધિ અનેવાદ શતક, બાળાસુબોધ નીતિસાર (હિન્દી), વિદેશીય ઘરરમણી આર્યા મદ્યનિષેધ, શિયળ વિદ્યાર્થિની વૃત્તિ ગુરુધર્મ વગેરે

## રાજરત્ન રમણલાલ વસતલાલ દેસાઈ

જન્મ ઈ સ ૧૮૯૨ જન્મસ્થળ શિનોર વતન કાલોલ તે પછી વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ તેમના પિતા વસતલાલે 'દેશસેવક' નામે અખબાર ચલાવેલુ પિતાના સાહિત્ય સસ્કારો તેમનામા ઊતર્યા શિક્ષણ એમ એ વડોદરા

વ્યવસાય સરકારી નોકરી, તે નાયબ સુબાથી ક્રમેક્રમે મહારાજા ગાયકવાડ સરકારના પ્રાઇવેટ સેક્રેટરી જેવા ઉચ્ચ હોદ્દે પહોંચ્યા હતા સાહિત્યમા પ્રવેશ ૧૯૧૭થી લેખો લખીને કર્યો ૧૯૨૦મા 'સયુક્તા' નાટકથી પ્રસિદ્ધિ મળી તે નાટ્યકાર, નવલકથાકાર ને કવિ પણ હતા નવલકથાકાર તરીકે વધુ જાણીતા થયા છે શ્રીમત ગાયકવાડ સરકારે તેમને 'રાજરત્ન'ના ઈલકાબથી નવાજ્યા હતા

પ્રકાશન ૫૦–૬૦ જેટલા ગ્રથો લખ્યા છે તેમા મુખ્ય સયુક્તા, શકિત હૃદય, જયત, શિરીષ કોકિલા, હૃદયનાથ સસ્કૃતિની કલ્પિ, મહારાણા પ્રતાપ વગેરે કાવ્યસગ્રહ-નિહારિકા વગેરે તેમના પ્રિય વિષયો સાહિત્ય અને સમાજશાસ્ત્ર હતા ગ્રામલક્ષ્મીથી તે એ ક્ષેત્રે ખૂબ જાણીતા થયા નાટ્યકલા સ્થા કલાકેન્દ્રની તેમણે જ સ્થાપના કરી હતી પ્રેમાનદ સા સભાના ૧૫ ૧૬ વર્ષ સુધી તે પ્રમુખ તરીકે સેવા કરી અને સભાના ભવન માટેનુ ફડ એકત્ર કરવાનો તેમણે જ પ્રારભ કર્યો હતો ને આઠ દશ હજાર એકત્ર કર્યા હતા તેમણે મહાકાવ્યો પ્રેમાનદ ને ગુર્જરીની અથાગ સેવા કરી છે મૃત્યુ ઈ સ ૧૯૫૪ તેમના પુત્ર પુત્રી ને પુત્રવધૂ પણ સાહિત્ય ક્ષેત્રે જાણીતા છે

## સૌ. રસમનબહેન ચુનીભાઈ બક્ષી

જન્મ શિનોરમા વડનગરા નાગર જ્ઞાતિમા લગ્ન વડોદરાના સીબદી બક્ષી અને સરદાર કુટુબમા ચુનીભાઈ ડાહ્યાભાઈ બક્ષી સાથે થએલુ ખપપૂરતી શાળાની કેળવણી ઉપર ગૃહકેળવણીનો ઓપ ચડતા ગૃહકલાઓ અને સુકઠથી ગરબા ગાવાની અને નવા રચવાની હોસ પ્રગટેલી બહેનોને પ્રિય બને એવો તેમનો ગરબાનો સગ્રહ 'રાસ ફૂલડા' નામથી ૧૯૪૭મા પ્રગટ થયો છે એમની પુત્રીઓને પણ માતાના કઠનો વારસો મળ્યો છે એમનુ અવસાન ૧૯૫૦મા થયુ

## રસિકબહેન મજમુદાર

(૧૮૯૦ ૧૯૫૪)

જન્મ પેટલાદમા, વડનગરા જ્ઞાતિમા પિતા રણછોડલાલ મહુધાના માતાનું નામ ધનાબહેન જે જમાનામા બહેનો માટે પ્રાથમિક કેળવણી પણ દુર્લભ હતી તે જમાનામા એ ઊછરેલા પિતાને ફરતી નોકરી હોવાથી એ મોસાળમા રહેલા પેટલાદના જ પ્રતિષ્ઠિત મજમુદાર કુટુબમા છેક નાનપણ

લીધો મીઠાના કાયદાનો ભંગ ને બધી લડતોમાં ગાંધીજી સાથે રહ્યા. જેલવાસ કર્યો ને છેવટે આઝાદી મેળવી. તે દેશના ઉપવડા પ્રધાન બન્યા, તેમણે ભારતનાં ૫૭૦ જેટલાં દેશી રાજ્યોને કોઈ જાતની ધાંધલ કે ધમાલ વિના ભારત સંઘમાં ભેળવ્યાં. લોખંડી પુરુષ, ભારતના બિસ્માર્ક જેવાં નામ પ્રાપ્ત કર્યાં. બારડોલી સત્યાગ્રહની કામગીરીથી ગાંધીજીએ તેમને 'સરદાર' શબ્દથી નવાજ્યા

ગુજરાતના રેલસંકટ ૧૯૨૭ ને બારડોલી સત્યાગ્રહથી તે ખૂબ જાણીતા થયા.

તેમનાં વ્યાખ્યાનોથી અંગ્રેજો ડરતા ને જનતા તેમના પડતા બોલ ઝીલી લેતી એટલી તેમની લોકચાહના હતી

તેમના વ્યાખ્યાનો એ મહાન ગ્રંથ રાષ્ટ્રીય ઈતિહાસ બને તેમ છે તે ઈ સ ૧૯૫૦ના ડિસેમ્બરની ૧૫મી તારીખે મુંબાઈમા અવસાન પામ્યા. તેમના સુપુત્ર શ્રી ડાહ્યાભાઈ પટેલ પણ રાજકારણમાં પડેલા છે ને પુત્રી કુ મણિબહેન પણ રાજકારણમાં જાણીતાં છે. શ્રી મોરારજીભાઈનું ઘડતર પણ તેમને હસ્તે જ થયુ છે

## આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિશ્વરજી
### (પંજાબ કેસરી)
### (ઈ સ ૧૮૭૧ થી ઈ સ ૧૯૫૪)

જન્મ ઈ સ ૧૮૭૧ જન્મસ્થળ-વતન વડોદરા વડોદરા શહેરમાં ઘડિયાળી પોળમાં જન્મ જ્ઞાતિ વિશા શ્રીમાળી જૈન વણિક.

પૂર્વાશ્રમમા તેમનુ નામ છગનલાલ, પિતાનુ નામ દીપચંદભાઈ અને માતાનું નામ ઇચ્છાબહેન બીજા ભાઈઓમાં મોટાનુ નામ હીરચંદ ને બીજા ખીમચંદ ને મગનલાલ તથા બહેનો ત્રણ મહાલક્ષ્મી, જમનાબહેન અને રુક્મણિબહેન માતાપિતા નાની વયમા જ પરલોક સિધાવ્યા આ ગૃહસ્થાવસ્થામા ધોરણ સ ત સુધીનો અભ્યાસ કર્યો

પંજાબ દેશોદ્ધાર આચાર્યશ્રી વિજયાનંદ સૂરિશ્વરજી (શ્રી આત્મારામજી) મહારાજના પરિચયમા આવ્યા તેથી તેમનામા વૈરાગ્ય ભાવના જાગ્રત થઈ અને વડીલબંધુની આજ્ઞા લઈ ઈ સ ૧૮૮૭મા રાધનપુર મુકામે ભાગવતી દીક્ષા (સન્યાસ) અંગિકાર કરી ત્યાર પછી સંસ્કૃત, પ્રાકૃત, વ્યાકરણ, જ્યોતિષ, આદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો

શ્રી આત્મારામજીની સાન્નિધ્યમાં રહીને પંજાબમા અનેકસ્થળોએધર્મનોઉપદેશઆપી લોકોને માંસ મદિરા, જુગારની બદીમાંથી મુક્ત કર્યા સ્થળે સ્થળે દેવમંદિરો સ્થાપ્યા

ગુરુદેવના અવસાન પછીથી પંજાબ તેમજ ગુજરાત, મેવાડ, મારવાડ, સૌરાષ્ટ્ર, મહારાષ્ટ્ર વગેરે પ્રદેશોમા ઉપદેશ આપી વિદ્યાલયો, કૉલેજો, બોર્ડિંગો સ્થપાવી તેમજ જ્ઞાન અને રોટી માટે જ્ઞાનશાળાઓ અને ઉદ્યોગ ગૃહો સ્થપાવવા ઉપદેશ આપ્યો.

ઈ સ ૧૯૨૫માં અખિલ જૈન સમાજ તરફથી લાહોરમાં મળેલી પરિષદમાં તેમને 'આચાર્ય'ની પદવી અર્પણ કરવામાં આવી

તેમના ઉપદેશના પ્રતાપે મુંબાઈમા શ્રી મહાવીર જૈન વિદ્યાલય તથા તેની શાખાઓ વડોદરા, અમદાવાદ, પૂના, આણંદમાં, શાખાઓ છે, તથા દવાખાનાં, ઉદ્યોગગૃહો, હાઈસ્કૂલો, વનિતાવિશ્રામ તથા મંદિરોનો જિર્ણોદ્ધાર કરાવ્યો છે ને નવીન બંધાવ્યા છે. વરકાના બોર્ડિંગ, ફાલના કૉલેજ, અંબાલા કૉલેજ, હોશિયારપુર, લુધિયાણા, વડોદરા, મુંબાઈ વગેરે સ્થળો એ માટે જાણીતાં છે.

જૈન સંપ્રદાયના એક અજોડ સંત હોવા છતાં સર્વ ધર્મ પ્રત્યે સમન્વય સાધ્યો હતો.

સાહિત્યસેવા ક્ષેત્રે 'શ્રી જૈનભાનુ' ગપ્પ દીપીકા સમીર, શ્રી નવયુગ નિર્માતા અર્થાત્ શ્રી વિજયાનંદસૂરિ મહારાજનું જીવનચરિત્ર વગેરે ગ્રંથો લખ્યા છે 'સ્વામી વિવેકાનંદ ઔર જૈન ધર્મ પ્રેરિત ગ્રંથ', 'પુરાણ ઔર જૈનધર્મ', ચૈત્યવાદ સમીક્ષા વગેરે ગ્રંથો માટે પ્રેરણા આપી હતી

પદ્ય વિભાગમા જૈન ધર્મ પ્રચલિત પૂજાઓમાં વીસ પૂજાઓની રચના કરી છે, તથા સ્તુતિઓ, સ્તવનો, સઝાયો (પદો), વૈરાગ્ય મય પદોની કાવ્યરચનાઓ કરી છે.

હિંદની સ્વાતંત્ર્ય લડતના પ્રસંગે ઈ સ ૧૯૨૦-૨૧થી જીવનના અંત સુધી ખાદી ધારણ કરી હતી અને અશુદ્ધ કેસર, વિદેશી ખાંડ, રેશમનો ત્યાગ કર્યો હતો

પંડિત મોતીલાલ નેહરુએ તેમને માટે એક ભાષણમા સભામા ઉદ્ગાર કાઢ્યા હતા કે, 'મારી પરદેશી સિગારેટ છોડાવનાર એક જૈનાચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી હતા' તેમના જીવનનો ગ્રંથ 'શ્રી યુગવીર આચાર્ય' છ ભાગમાં શ્રી આત્માનંદ જૈન સભા મુંબાઈથી પ્રગટ ગયેલ છે

તે પંડિત મદનમોહન માલવિયા, પંડિત મોતીલાલ નેહરુ સરદાર વલ્લભભાઈ પટેલ, પંડિત કેદારનાથજી, શ્રી મોરારજીભાઈ દેસાઈ આદિ દેશનેતાઓના સંપર્કમા આવ્યા હતા

૮૫ વર્ષની ઉંમરે ઈ સ ૧૯૫૪મા મુંબાઈમાં અવસાન થયુ તેમના અગ્નિસંસ્કારની જગાએ ભાયખલા લવલેનમાં આવેલા મોતીશા જૈન પાર્કમાં તેમનું સમાધિ મંદિર છે

## વિનાયકરાય રણછોડલાલ મજમુદાર
### (૧૮૮૮-૧૯૫૫)

વડનગરા નાગર જ્ઞાતિમાં મોસાળ પેટલાદમાં જન્મેલા. પિતાનું નામ રણછોડલાલ હીરાલાલ મજમુદાર. મહુધાના વતનદાર. માતાનું નામ ધનાંબહેન મૅટ્રિક સુધીનું અને તે પછીનું કૉલેજનું શિક્ષણ વડોદરામાં થયુ.

તે પછી કાપડ વણાટશાસ્ત્રની યાંત્રિક વિદ્યા પ્રત્યક્ષ નડિયાદની મિલમાં મેળવી અને ભારતનાં સોલાપુર, કાનપુર, દિલ્હી, મુંબાઈ, ભીવાની, ભરૂચ, વડોદરા વગેરે શહેરોની મિલોમા વિવિંગ માસ્તરની નોકરી કરી વણાટમાં અનેક ભાતીગળ તરેહ ઉપજાવવાની કલા તેમણે હસ્તગત કરી હતી ઉત્તરાવસ્થામાં દમનો વ્યાધિ થવાથી બધો વ્યવસાય મૂકી દેવો પડયો

નાનપણથી નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામ વગેરેના પદો અને આખ્યાનોનો સારો પરિચય હતો. ફરજિયાત નિવૃત્તિનો સમય તેમણે સંતો અને આશ્રમોનો પરિચય મેળવવામાં વીતાવ્યો તેમના છુટક લેખો 'અખંડઆનંદ'માં છપાયા છે 'દસે આંગળીએ વેઢ' (૧૯૬૭)ના સંગ્રહમાં તેમની ત્રણ બોધવાર્તાઓ છપાઈ છે

## શ્રી વિષ્ણુપ્રસાદ નંદલાલ વોરા

જન્મ ૧૮૭૬. જન્મ સ્થાન-વતન : ભાવનગર (સૌરાષ્ટ્ર), પછીથી વડોદરા. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ માતાનું નામ કાળિબા બે પુત્રો નિરંજનભાઈ અને વિદ્યુતભાઇને ત્રણ પુત્રીઓ શિક્ષણ મૅટ્રિક સુધી. સંગીત પણ જાણતા.

વ્યવસાય' નાટક કંપનીના મૅનેજર, લેખક અને સંગીતશાસ્ત્રી, પછીથી વ્યાપાર

સાહિત્યપ્રવેશ: નાટકોથી ઈ ૧૯૦૧થી કેટલાક વખત પછી ધંધામાં બરકત ન જણાતા બીજે વ્યવસાય-વ્યાપારમા સંકળાયેલા.

પ્રકારનો. નાટકની દુનિયામાં પ્રસિદ્ધિ ને સ્થાન પ્રથમના સમયમાં નહતુ, પરંતુ તે આર્ય સનાતન નાટક મંડળીના માલિક હતા. 'સૈરંધ્રી' અને 'મૃચ્છકટિક' જેવા ઘણાં નાટકો લખ્યાં છે તેમનો વડોદરામાં ઈ સ ૧૯૪૪માં સ્વર્ગવાસ થયો. એમની નાટક કંપની સૂરતથી બંધ પડી અંતરના અવાજને એ પોતાની કલમ દ્વારા નાટકોમા વ્યક્ત કરતા તે સંગીતજ્ઞ પણ હતા નાટકોના ગીતની તરજો પણ એ બાંધતા

## મજેશચંદ્ર આપારાવ મહેતા
(૧૯૧૦ ૧૯૩૭)

જન્મ મોસાળમા પેટલાદમા વડનગરા નાગર જ્ઞાતિમા થયો વતન વડોદરા પિતાનું નામ આપારાવ હીરાલાલ મહેતા, જેમના પિતા કડીમા ફોજદાર હતા તે વખતે વડોદરાના દીવાનપદે પહોચેલા રામલાલ હીરાલાલ દેસાઈ તેમના મૅટ્રિક સુધીના સહાધ્યાયી અને મિત્ર હતા

માતાનું નામ નર્મગૌરી, જેમનો ગીતગરબા માટેનો કંઠ ખૂબ પ્રસિદ્ધ હતો પાચ બહેનો પછીના સાઈનો જન્મ કૃષ્ણજન્માષ્ટમીએ થવાથી તેનુ નામ 'મજેશ' પાડ્યુ હતું

શિક્ષણ વડોદરા સયાજી હાઈસ્કૂલ અને બરોડા કૉલેજમા ત્યાથી ૧૯૨૯મા ઇતિહાસ સાથે બી એ થયા હતા ૧૯૩૦મા યશોમતી દેસાઈ સાથે લગ્ન થયા હતા

કૉલેજ મૅગેઝીનમા તેમના બે નોધપાત્ર લેખો છપાયા હતા. (૧) 'ભવભૂતિનુ ઉત્તર રામચરિત', અને (૨) 'સત્તરમા શતકમા ગુજરાતમા પડેલા ભારે દુકાળો'

વડોદરા રાજ્ય કેળવણી ખાતામા ડેપ્યુટી તરીકે નોકરી સ્વીકારી ૧૯૩૭મા વ્યારામા એમએક અવસાન થયુ

તેમની હયાત પુત્રી માલિની એમ એ થઈ છે અને સાહિત્યમા રસ ધરાવે છે

## શ્રી શાંતિધર મણિલાલ દેસાઈ

જન્મ ઈ સ ૧૮૯૪ અવસાન ઈ સ. ૧૯૫૮ જન્મસ્થળ ધુળીકોટા મોસાળમા વતન અમદાવાદ જ્ઞાતિ સાઠોદરા નાગર ગૃહસ્થ મોસાળમા ઊછર્યા તેથી હિંદી ભાષાનો સારો પરિચય હતો શિક્ષણ બી એ બી ટી

વ્યવસાય અધ્યાપન, વાચન લેખન. વીસનગર, પાટણ અને વડોદરામા ટ્રેનિંગ કૉલેજમા હિંદીના અધ્યાપક તરીકે નોકરી કરી શ્રીમત ધૈર્યશીલરાવ મહારાજકુમારના હિંદીના ટ્યુટર હતા તેમણે રાષ્ટ્રભાષા હિંદીનો પહેલો જ પ્રચાર કર્યો શ્રીમત સર સયાજીરાવે પોતાના રાજ્યમા હિંદીના વિષયને ફરજિયાત કર્યો તે માટે તેમણે પાઠ્યપુસ્તકો તૈયાર કર્યા હિંદી પ્રબોધમાળા વગેરે

શ્રી નરનાથ દીક્ષિત તથા શ્રી ધનસુખરામ દોરાના તે પરિચયમા આવેલા

સેકડરી ટ્રેનિંગ કૉલેજમા પણ તે હિન્દીના અધ્યાપક હતા હિંદી સાહિત્ય સમેલનમા તેઓ વડોદરા શાખા તરફથી મુબાઈ, કરાચી, નાગપુર વગેરે સ્થળોએ પ્રતિનિધિ તરીકે ગયા હતા

શ્રીમત મહારાજા સાહેબે પણ મોટા સમેલનોમા તેમને પ્રતિનિધિ તરીકે મોકલ્યા હતા શ્રી રામેશ્વરદયાળ દુબે, શ્રી પુરુષોત્તમદાસ ટંડન જેવા હિંદીના પ્રખર હિમાયતીઓના સંપર્કમા પણ તે આવ્યા હતા ગુજરાતમા હિંદી પ્રચારમા તેમનો ફાળો વિશેષ છે રાષ્ટ્રભાષા પ્રચાર સભા વર્ધાના કાર્યકર હતા તે સમિતિના પ્રમુખપદે શ્રી શ્રીમન્નારાયણ હતા આ હિંદીપ્રેમી અધ્યાપકનુ તા ૧૪ ૯ ૧૯૫૮મા વડોદરામા અવસાન થયુ

## શાંતિરાય રણછોડરાય મજમુદાર
(૧૮૯૨ ૧૯૫૨)

જન્મ પેટલાદમા વડનગરા નાગર જ્ઞાતિમા થયો હતો મજુલાલ મજમુદારના એ મોટા ભાઈ થાય શાળા તથા કૉલેજનો અભ્યાસ વડોદરામા, અને પછી પૂનાની એન્જિનિયરિંગ કૉલેજમા થયો હતો પરિણામે મુબઈ મ્યુનિસિપાલિટીમા એસ્ટેટ એજન્ટ તરીકેની નોકરી જીવન પર્યંત કરી હતી

વડોદરા કૉલેજમા તેમના સહાધ્યાયી અને નિકટના મિત્રમા નોધપાત્ર રમણલાલ દેસાઈ હતા હાઈસ્કૂલમાથી 'વિદ્યાર્થી ભૂષણ' નામે હસ્તલિખિત પાક્ષિક મિત્રો કાઢતા, તેમા એ લેખો લખતા અને નખચિત્રોથી તેને શણગારતા

૧૯૧૨મા વડોદરામા મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રસગે તેઓ સ્વયસેવક થયેલા, તેનો ફોટો 'અહેવાલ'મા છપાયો છે

છત્રપતિ શિવાજીનું ઘોડા પર સવાર થયેલું વિશાળકાય પૂતળુ શિલ્પી મ્હાત્રેએ મુબાઈમા ઢાળેલુ તેને પૂને પહોચાડવા માટે, રેલ્વેએ, પહાડના બુગદામાથી પસાર થઈ શકે એવુ ખાસ નીચુ વેગન બનાવીને એ કાર્ય સાધ્યુ હતું—તે સબધીનો શાંતિરાયનો સચિત્ર લેખ 'શારદા' માસિકમા છપાયો હતો

પૂનામા હતા ત્યારે ત્યાના 'ગુજરાતી બધુ સમાજ'મા એ બહુ સારો ભાગ લેતા મુબાઈ બી. બી માટુંગામા જીવનભર રહેલા ત્યારે તેમણે સેવાસમાજ સ્થાપી સાસ્કૃતિક પ્રવૃત્તિઓ ચાલુ રાખેલી કવિ લલિતજી એમના નિકટના પડોશી હતા અને તેમનું 'ધીકળા મડળ' ભજન કીર્તનનો કાર્યક્રમ ચલાવતુ

શ્રી સયાજી સાહિત્યમાળામા તેમનું 'નવાબ્યાન' આધારિત દમયતી નું પુસ્તક ૧૯૩૫મા પ્રગટ થયુ છે 'સત્યવાન સાવિત્રી' ૧૯૩૯માં છપાયુ છે

શ્રી કલ્યાણજી મહેતા સપાદિત 'ગોપ સન્દેશ' (૧૯૧૫)માં, એમનું 'હું હાતને માટે છેતર, હો કરશહિયા' નામનુ 'સુંદરી સુબોધ'મા પ્રગટ થયેલુ કાવ્ય 'કૃષ્ણસખા' નામથી લેવાયુ છે

'શ્રી રમણલાલ દેસાઈ અભિનંદન ગ્રંથ' (૧૯૪૨)મા તેમણે પોતાના બાળપણના 'સ્મરણો' લખ્યા છે

શ્રી રમણલાલે 'ગઈકાલ'મા તેમને ખૂબ ભાવથી સભાર્યા છે અને તેમની 'હૃદયવિભૂતિ'ની વાર્તા શાંતિભાઈને અર્પણ કરી છે

## સવિતાલક્ષ્મી હરિરાય બુચ

જન્મ ૧૮૮૫ જન્મસ્થળ જૂનાગઢ વતન ૧૯૦૮થી વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ વ્યવસાય ઘરકામ ને લેખન પ્રવૃત્તિનો. પ્રાધ્યાપક હસિતભાઈ બુચના માતા. પ્રવેશ ૧૯૨૫થી અરવી કાવ્યોપ પ્રકાશન 'ગઢગિરનારી' ગીત ગરબાસગ્રહ ૧૯૬૦ પ્ર શ્રી હ બ બુચ

તેઓ વડોદરામા સ્ત્રીસમાજ તથા શિક્ષણ સસ્થાઓમા અગ્રણી કાર્યકર હતા

## ડૉક્ટર સેવકલાલ માણેકલાલ દવે

જન્મ ૧૮૫૮ જન્મસ્થળ વતન પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ સસરા શ્રી હીરાશકર ગિરિજાશકર ઝવેરી અને પુત્ર મજુલાલ દવે ન્યાયાધીશ હતા શિક્ષણ મુબાઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમાથી એલ એમ ઍન્ડ એસ.ની ઉપાધિ મેળવી વ્યવસાય વડોદરા રાજ્યમા મિલિટરી મેડિકલ ઑફિસર, તે પછી વડોદરામા સિવિલ સર્જન અને ચીફ ફિઝિશિયન નીમાયા હતા ઈ સ. ૧૯૨૧મા મૃત્યુ પામ્યા પ્રકાશન પશુરોગ ચિકિત્સા, શરીર સબધી શાસ્ત્રોક્ત શિખામણ અને રોગ અને આરોગ્ય

## રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા
(પ્રેમાનંદ સાહિત્ય સભાના આદ્ય સ્થાપક પ્રમુખ)

જન્મવર્ષ ૧૮૪૯ જન્મસ્થળ ઉમરેઠ વતન વડોદરા જ્ઞાતિ વીસા ખડાયતા વાણીઆ શિક્ષણ અમદાવાદની વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજમા અભ્યાસ કર્યો અંગ્રેજી, મરાઠી ને સસ્કૃત ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું

વ્યવસાય સરકારી નોકરીનો પ્રથમ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ પછીથી વડોદરાના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ને ડિરેક્ટર તરીકે નીમાયા હતા. પછી થોડો વખત તે લુણાવાડાના દીવાન પદે નીમાયા હતા વિદ્યાર્થી અવસ્થાથી જ તે લેખો પ્રસિદ્ધ કરતા હતા

# વિદ્યમાન સારસ્વતો



કુ. પ્રતિમાબહેન રવિશંકર પાઠક
સાહિત્યરત્ન
'કનૈયાની કથાઓ'નાં લેખિકા



પ્રો. પ્રદીપકુમાર જશુભાઈ શાહ
એમ. એ.
રાજકારણ સંબંધી સંશોધન લેખો



શ્રી મકુલકુમાર પ્રમોદરાય દેસાઈ
'દરામી' જેવા વાર્તાસંગ્રહોના લેખક



શ્રી પ્રમોદ નાનુકલાલ ચોકસી
'ભૂમિપુત્ર'ના તંત્રી



ડૉ. પ્રસન્ન ન. વકીલ
એમ. એ., પીએચ. ડી.
પ્રેમાનંદની સદિગ્ધ કૃતિઓ સંબંધે મહાનિબંધ



શ્રી બાલમુકુન્દ મણિશંકર દવે
'પરિક્રમા', 'સોનચંપો' અને
'બાલકાવ્યો'ના કવિ



શ્રી ભગીરથ વિનાયકરાય મજમુદાર, બી. એસસી.
'ભગીરથ' તથા 'પરશુરામ'ના લેખક



સૌ. ભદ્રાબહેન મજમુદાર
ધર્મકથા તથા વ્રતકથા 'દસે આંગળીએ વેઢ'માં પ્રકટ



પ્રો. ભાઈલાલ પ્રભાશંકર કોઠારી, એમ. એ.
વિવેચક અને નાટ્યલેખક



સૌ. ભારતીબહેન રમેશચંદ્ર પાઠક
સાહિત્યરત્ન, રામાયણનાં
સ્ત્રી-પાત્રોનાં લેખિકા



શ્રી ભારતી બિહારીલાલ નાણાવટી
બી એ., બી એડ.
'લોકમિત્ર'માં નવલિકાઓ



શ્રી ભાસ્કરરાય લક્ષ્મીશંકર માંકડ
બી.એ., એલએલ બી., મ્યૂઝિયોલૉજી
'શિલ્પશાસ્ત્ર' તથા 'મૂર્તિશાસ્ત્ર'ના લેખક



ડૉ. ભોગીલાલ સાંડેસરા, એમ.એ., પીએચ ડી.
'મહામાત્ય વસ્તુપાળ'નું સાહિત્યમંડળ
'પ્રદક્ષિણા' ઇતિહાસ અને સાહિત્યના વિદ્વાન



પ્રો. એમ. એફ. લોખંડવાળા, એમ.એ.
'મહંમદ બેગડો' તથા 'બહાદુરશાહ'ના
લેખક



મણિલાલ હીરાલાલ શાહ
એમ.એ.
માહિતી સંચાલક (ગુજરાત રાજ્ય)



પંડિત શાસ્ત્રી મણિશંકર ઉપાધ્યાય
'વેદાર્થ પરિચય' વગેરેના લેખક



શ્રી મણિલાલ પ્રભાશંકર વ્યાસ
ચિરંજીવ સાહિત્ય લેખોનું સંકલન
અને કરુણ વાર્તા-લેખક



શ્રી મણિલાલ તુલસીદાસ મહેતા
કબીર સાહિત્યના અભ્યાસી

## વિદ્યમાન સારસ્વતો



શ્રી મણિલાલ મૂળચંદ મિસ્ત્રી
બી ઈ (સિવિલ)
'મોઢેરા'ના લેખક



શ્રી મનુભાઈ મોતીભાઈ પટેલ
એમ એ , એમ પી
કેળવણીકાર તથા સમાજસેવક



શ્રી મનોહર લક્ષ્મણ જોશી
શ્રેષ્ઠ મરાઠી વાર્તાઓના અનુવાદક, સ્વતંત્ર
વાર્તાઓ વાર્તા માસિકોમાં પ્રગટ થઈ છે



સૌ મનોરમાબહેન લક્ષ્મીશંકર ભટ્ટ
લોકગીતોના સંપાદક તથા 'સ્મૃતિચિત્રો'



પ્રો મહેન્દ્રકુમાર દેસાઈ, કવિ, કુમાર
કાવ્યસંગ્રહ તથા જીવનચરિત્રના લેખક



કુ માલિની વ્રજેશચંદ્ર મહેતા એમ એ
લોકગીતો તથા વ્રતકથાઓના સંપાદક



શ્રી મોહનલાલ નરોત્તમદાસ વૈદ્ય
વૈદક સંબંધી લેખો



પ્રો મોહનભાઈ શં પટેલ, એમ એ
'ઉપનયન'ના લેખક



સૌ યશોમતી વ્રજેશચંદ્ર મહેતા
લોકગીતો તથા લોકકથાઓના સંપાદક

પ્રકાશન પાણીપત અથવા કુરુક્ષેત્ર નવુ અંકગણિત, ગુજરાતી ભાષાનું નવુ વ્યાકરણ, દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧ ૨ બે બહેનોની નવલકથા, ભૂતળવિદ્યા, સ્ત્રીજાતિના કર્તવ્ય, કન્યા વાચનમાળાના ત્રણ પુસ્તક લેખનપદ્ધતિ નામાવિધ, સંસાર સુખ રે। કેળવણીનું શાસ્ત્ર અને તેની કળાના બે ભાગ, પ્રાચીન કાવ્યમાળાના ૩૫ પુસ્તકો તેમની સહાયથી પ્રસિદ્ધ થયા હતા શ્રીમંત સયાજીરાવની ઇચ્છા મુજબ અમરેલીમા કેળવણી ફરજિયાત કરવામા તેમનો અનેરો ફાળો રહેલો છે

અંગ્રેજ સરકારે તેમને રાવબહાદુરનો અને શ્રીમંત સર સયાજીરાવે તેમની કદર કરીને સાહિત્ય માર્તંડનો સુવર્ણ ચંદ્રક પહેલ વહેલો તેમને આપ્યો હતો

તે ૧૯૨૦ની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ પણ નીમાયા હતા સાહિત્ય સભાના તેઓ જ પ્રથમ પ્રમુખ હતા ને સ્થાપનામા પણ તેમનો હિસ્સો અગ્રભાગે હતો તેમની આરસની અર્ધ પ્રતિમાને સાહિત્ય ભવનમા તેમની યાદગીરીમા આ પ્રસંગે મૂકવામા આવનાર છે અવસાન ઈ સ ૧૯૩૧ મા થયુ

### શ્રી હરિદાસ

જન્મ ઈ સ ૧૬૩૦ પૂર્વે વતન વડોદરા જ્ઞાતિએ વણિક તેમના ગુરુ પ્રેમાનંદ હતા એમ કહેવાય છે તેમના પરિચયથી જ્ઞાનના સંસ્કાર પડયા ને બુદ્ધિ ખીલતા કાવ્યગ્રંથોની રચના કરી રચના સીતાવિરહ નરસિંહ મહેતાના પુત્રનો વિવાહ મહેતાના પિતાનું શ્રાદ્ધ ભારતસાર વગેરે મળી મોટા તેર ગ્રંથો લખ્યા છે

### ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ

(ઈ સ ૧૮૫૬ થી ઈ સ ૧૮૯૬)

જન્મ ઈ સ ૧૮૫૬ જન્મસ્થળ વતન બહિયેલ તા દહેગામ જ્ઞાતિ સાઠોદરા નાગર માતાપિતા સંસ્કારી હતા શિક્ષણ બી એ ૧૮૭૩ એલએલ બી ૧૮૮૦

મુખ્ય વ્યવસાય આરંભમા તે શિક્ષક હતા પછીથી વકીલાત કરી અને વડોદરા રાજ્યની ઉચ્ચ હોદ્દાની નોકરી કરી

સાહિત્યમા પ્રવેશ ઈ સ ૧૮૭૩મા તેમણે પેટ્રિઅટ્સ વિઝન નામના એક અંગ્રેજી કાવ્યથી થયો, જેનો સર રમણભાઈએ ગુજરાતીમા અનુવાદ કર્યો છે ૧૮૭૬મા કૌમુદી માધવ' નામનું ખંડકાવ્ય રચ્યુ તેમણે 'ચંદ્ર' નામનું માસિક કાઢી યુવાન લેખકોને પ્રેરણા આપી એમણે 'ગુજરાતદર્પણ' નામનું એક સાપ્તાહિક શરૂ કરેલુ જે પાછળથી ગુજરાતમિત્ર સાથે જોડાઈ જતા આજેય ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ એ નામથી પ્રગટ થાય છે સ્ટૉકહોમમા ભરાયેલી ઓરીએન્ટલ કૉંગ્રેસમા તેઓએ ગાયકવાડના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી લંડન રૉયલ એશિયાટિક સોસાયટીના તે સભ્ય હતા બર્લિન યુનિવર્સિટી તરફથી એમને ડૉક્ટરેટની માનદ ઉપાધિ અર્પવામા આવી હતી

પ્રકાશન કાવ્યસંગ્રહ કુંજવિહાર' (દેશભક્તિ અને દેશપ્રેમના કાવ્યો વધુ લખ્યા છે) નાટકો આર્યોત્કર્ષ ને 'પ્રહ્લાદ' તેમજ દશાવતારી કાવ્યો વગેરે છે 'મારી હિંદને કોણ ઉદ્ધારે, ઉત્સાહ ઉરમા ધરો, બંધુજન ઉત્સાહ ઉરમા ધરો, સ્વદેશની ભક્તિ રે કે કોઈ વીરસાને જય ઉદય વિજય શિવસમય અન્વય સંભારો ' કાવ્યો જાણીતા છે સાહિત્યકાર ઉપરાંત સમાજસેવક હતા વડોદરા સાહિત્ય સભાનું વાતાવરણ સર્જવામા તેમનો પણ હિસ્સો છે મૃત્યુ ઈ સ ૧૮૯૬મા થયુ

### વૈદ્યરાજ હરિપ્રસાદ ચુનીલાલ ભટ્ટ

(પ્રેમાનંદ સાહિત્ય સભાના સન્માનિત સભ્ય)

જન્મ ૧૯૦૪મા જન્મસ્થળ નડિયાદ વતન નડિયાદ હાલ વડોદરા જ્ઞાતિએ બ્રાહ્મણ ખડાયતા માતાપિતા વૈદ્યરાજ આજે હયાત નથી તેમના પત્ની શારદાબહેન પાચ પુત્રો ને એક પુત્રી છે શિક્ષણ મૅટ્રિક નડિયાદમા દિલ્હીની તિબ્બી કૉલેજમા સ્નાતક થયા મુબઈના જાદવજી ત્રિકમજી વૈદ્ય પાસેથી ચિકિત્સાનો વિશેષ અનુભવ મેળવ્યો ૧૯૩૭મા કલકત્તાની વિશ્વનાથ આયુર્વેદ મહાવિદ્યાલયમા 'પ્રાણાચાર્ય' એમ એ એમ એસની પદવી માન સાથે પ્રાપ્ત કરી

વ્યવસાય રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલયમા આયુર્વેદ વિભાગના અધ્યાપક હતા જામનગરમા રીસર્ચ વૈદ્ય તરીકે જોડાયા પછી નિવૃત્તિ બાદ એક આંતરરાષ્ટ્રીય રાહત દવાખાનાના અવૈજ્ઞાનિક સંચાલક તરીકે સેવા કરી બાળરોગના નિષ્ણાત હતા

સાહિત્યમા પ્રવેશ ગુજરાત પ્રાતના વૈદ્યકીય સમેલનમા તેમના નિબંધને પારિતોષિક ને ચંદ્રક એનાયત થયા

પ્રકાશનો તક્રકલ્પ ૧૯૩૦, દ્રવ્યગુણ વિજ્ઞાન ભાગ ૧ ૨, ૧૯૬૦ ૬૧, સાજા રહેવા શું કરવુ પંચામૃત તથા પંચગવ્ય ૧૯૬૦, તંદુરસ્તી ૧૯૬૧, આરોગ્ય ડાયરી વગેરે છે

તેમનું અવસાન ૧૯૬૪મા થયુ

### શ્રી હરિરાય ભાગવતરાય બુચ

(પ્રેમાનંદ સાહિત્ય સભાના સન્માનિત સભ્ય)

જન્મ ૧૮૮૦ જન્મસ્થળ જૂનાગઢ. વતન ૧૯૦૮થી વડોદરા મૃત્યુ ૧૯૬૨ જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ વ્યવસાય. પત્રકાર, સદ્ગતશ્રી સયાજીવિજય શિક્ષણ બી એ સુધી પ્રવેશ છૂટક લેખોથી કૉલેજ જીવનકાળથી

પ્રકાશનો હારમાળાનો લેખક કોણ ૧૯૧૨ ચક્રવર્તી અશોક (નાની મોટી બે આવૃત્તિઓ) ૧૯૨૧-૧૯૨૬, કમળાકુમારી (અનુવાદ) ૧૯૧૨ પાર્લામેન્ટ અને ૧૯૧૯ તેમજ વિવિધ સામયિકોમા લેખો અને પ્રસંગચિત્રો છપાય છે

તેમનું અવસાન ઈ સ ૧૯૬૨મા થયુ છે

### શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈ

જન્મ ઈ સ ૧૮૮૧ જન્મસ્થળ કપડવણજ જ્ઞાતિ વણિક પિતા સરકારી નોકરી કરતા શિક્ષણ પ્રાથમિક કપડવણજમા, તે પછીનુ ભરૂચ સૂરત ને વલસાડમા થયુ અને ઉચ્ચ શિક્ષણ બી એ ઝેવિયર્સ કૉલેજ મુબઈમા ઇતિહાસ ને અર્થશાસ્ત્ર સાથે ૧૯૦૩મા વ્યવસાય શિક્ષકનો હાઈસ્કૂલમા હેડમાસ્તર તરીકે, ૧૯૨૦મા નિવૃત્તિ લીધી, બાપુના રંગે રંગાયા, સત્યાગ્રહની લડતમા જોડાયા નાના ગામડામા કપડવણજમા મહાજન લાયબ્રેરી, વણાટશાળા મહાલક્ષ્મી ઉદ્યોગગૃહ, સાર્વજનિક વ્યાયામમંદિર વગેરે સંસ્થાઓ શરૂ કરી. તેમના સ્મારકરૂપે 'સેવાસંઘ સ્થાપન થયો છે વડોદરાના તથા અન્ય સાહિત્યકારોના સંપર્કમા તે આવ્યા હતા

પ્રકાશન દેશદેશની રસમય વાતો ૧૯૧૪ દેશદેશની માર્મિક વાતો ૧૯૧૪ કેટલીક વાર્તાઓ ૧૯૧૭ સખીના પત્રો, રાષ્ટ્રીય પડઘા ૧૯૧૮, ફ્રેન્ચ ભાષાના પુસ્તકો એક એન્યુએટની આત્મકથા વગેરે સર્જન કર્યું છે કેટલુક અપ્રસિદ્ધ છે તેમનું મૃત્યુ ઈ સ ૧૯૨૭મા ભરૂચમા થયુ

### શ્રી હિંમતરાય કલ્યાણરાય બક્ષી

જન્મ ૧૮૮૬ જન્મસ્થળ રાજકોટ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ

વ્યવસાય માધ્યમિક શાળાના શિક્ષક હતા સાહિત્યપ્રવેશ યુવાન વયથી છૂટક લેખો દ્વારા

પ્રકાશન ૨૧ કલ્યાણરાય જેઠાભાઈ બક્ષીનું જીવનવૃત્તાંત ૧૯૪૭મા જાતે કર્યું છે

### શ્રી હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ

જન્મ: ઈ. સ. ૧૮૬૭ જન્મસ્થળ વતન: પેટલાદ. જ્ઞાતિ: વીસાલાડ વૈષ્ણવ વણિક શિક્ષણ: અંગ્રેજી ધો. ૬ સુધી પેટલાદ પછી મુંબાઈમાં ફોર્ટમાં ત્યાં બી. એ. થયા પ્રોફેસરો ને વિદ્વાનોના સાહચર્યથી અંગ્રેજી ને તત્વજ્ઞાનના સમર્થ પંડિત થયા ૪૦ વરસ સુધી વિદ્યાભ્યાસમાં સમય કાઢ્યો

વ્યવસાય: ૧૯૦૭માં સયાજી હાઈસ્કૂલ વડોદરામાં આચાર્ય ને ૧૯૩૦માં અવસાન થતા સુધી રહ્યા. પ્રવેશ વાચનનો ખૂબ શોખ હતો, કડક ટીકાકાર હતા

પ્રકાશન સત્યાર્થ મિમાંસા (અનુવાદ) ૧૯૨૩ મદનમોહના, નંદબત્રીસી, નવલ ગ્રંથાવલી એ ગ્રંથોનુ સંશોધન કરી, ટીકા ટીપ્પણ સાથે પ્રસિદ્ધ કર્યાં છે ગીતગોવિંદ, નવલગ્રંથાવલિ અને સંસ્કૃત સાહિત્યની કથાઓની પ્રસ્તાવનાઓ લખી છે શિશુકણ્ઠા ભરણમ્ વિદ્યાર્થીઓ માટે સંસ્કૃત પદ્યોનો સંગ્રહ પણ લખ્યો છે

ધર્મ, વેદાન્ત અને તત્વજ્ઞાન ઉપર તેમણે વિદ્વત્તાપૂર્ણ લેખો લખ્યા છે તેમના લેખોનો સંગ્રહ વિદ્યાભૂષણ હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ એ એમના જીવનચરિત્રમાં ગ્રંથરૂપે પ્રગટ થએલા છે-૧૯૬૭ તેમના શિષ્ય શ્રી નાનાલાલ શાહ અને શ્રી છોટુભાઈ ભટ્ટ વગેરે એ તેમનું નામ જોડીને તેમની યાદમાં શ્રોફ મેમોરિયલ હાઈસ્કૂલ ૧૯૬૫થી કાઢી છે જે બરાબર ચાલે છે

### ડૉ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
### (૧૮૯૫-૧૯૬૦)

સાક્ષરભૂમિ નડિયાદમાં રમણલાલનો જન્મ, વડનગરા જ્ઞાતિમાં થયો હતો. તેમના મોટા ભાઈ તે ઈન્દુલાલ યાજ્ઞિક. રમણભાઈનું લગ્ન ચંદ્રશંકર પંડ્યાનાં પુત્રી વિનોદિનીબહેન સાથે ૧૯૨૦માં થયેલું. રમણભાઈ અંગ્રેજી અને ગુજરાતી સાથે એમ. એ. થયા તેમનો નડિયાદ પછીનો અભ્યાસ મુંબાઈની વિલ્સન કૉલેજમાં થયેલો.

ભાવનગર શામળદાસ કૉલેજમાં એ અંગ્રેજીના અધ્યાપક થયા ૧૯૨૪ની ગુજરાતી સાહિત્ય પરિષદ ભાવનગરમાં મળી તે વખતે માન શંકરભાઈ મહેતા સાથે એ સ્થાનિક મંત્રી હતા.

ત્યાંથી ૧૯૨૯માં એ લંડન ગયા ત્યાં પી એચ ડી માટે 'ઇન્ડિયન થિયેટર અને શેક્સપીઅરનાં નાટકો'નો મહાનિબંધ રજૂ કર્યો જે ૧૯૩૩માં લંડન યુનિવર્સિટીએ પ્રગટ કર્યો.

સૌ. વિનોદિનીબહેન પણ સાથે ગયાં હતાં. તેઓ બી એ. પછી ટી ડી. (લંડન) થયાં. તે પછી રાજકોટમાં 'ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજ'ની સ્થાપના તથા વિકાસમાં તેમણે મહત્વનો ફાળો આપ્યો રમણભાઈનાં છૂટક લખાણો ગ્રંથસ્થ થઈ ગયાં છે તેમણે 'ગજેન્દ્ર મૌક્તિકો'નું સંપાદન કર્યું છે

### વસંતલાલ સુંદરલાલ દેસાઈ

કાલોલ (પંચમહાલ)ના વડનગરા નાગર દેસાઈ વતનદારો 'પાળિયા રાજા' તરીકે ઓળખાવાય છે: કારણ કે તેમણે રાણીપાલ પ્રદેશને આબાદ બનાવવાની રાજસેવા કરી હતી. વસંતલાલનું નાનપણ કાલોલ તથા સાવલીની વતનદારીમાં વીતેલું તેમનું લગ્ન શિનોરના મજમુદાર કુટુંબનાં મણિબા સાથે થયેલું.

શ્રી રમણલાલ દેસાઈ તેમના પુત્ર થાય 'ગ્રામ્યકાલ'માં તેમણે આ જમાનાનો પરિચય આપ્યો છે વસંતલાલને સાહિત્યનો શોખ હતો ધર્મે તે પ્રાર્થનાસમાજી તથા શ્રી નૃસિંહાચાર્યના શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં ખૂબ રસ ધરાવતા.

વસંતલાલે 'નૂતનવિલાસ છાપખાનું' વડોદરા લહેરીપુરા આગળ શરૂ કરેલું. ત્યાંથી 'દેશભક્ત' નામે અઠવાડિક એ પ્રગટ કરતા. ૧૯૦૦ થી ૧૯૦૬ સુધી પત્ર તથા પ્રેસ બરાબર ચાલ્યાં.

વસંતલાલે પોતાના અઠવાડિકની વાર્ષિક ભેટરૂપે શ્રી રમણભાઈ નીલકંઠના 'ભદ્રંભદ્ર'ને પુસ્તકાકારે છપાવ્યુ હતુ તે કારણે પુત્ર રમણલાલના મિત્રમંડળમાં ભદ્રંભદ્રના હાસ્ય કટાક્ષનો ખૂબ ફેલાવો થવા પામેલો.

પાંચ પુત્રીના એકલ ભાઈ તરીકે રમણલાલનો ઉછેર વસંતલાલે વાત્સલ્યથી કરેલો રમણલાલના સેવાજીવનના તથા સાક્ષર જીવનના ઉત્કર્ષના એ સાક્ષી હતા તેમનાં લખાણોના એ પહેલા વાચક હતા 'દેશભક્ત'માં આ રાષ્ટ્રવાદી પત્રકારનાં વિરલ દર્શન થાય છે તેમનું અવસાન સને ૧૯૪૮માં થયુ

## વડોદરાના સંતો

### શ્રી યોગીજી મહારાજ

જન્મ ઈ. સ ૧૮૯૨ જન્મસ્થળ વતન: અમરેલી જિલ્લાનું ધારીગામ (સૌરાષ્ટ્ર) લોહાણા પૂર્વાશ્રમનું નામ ઝીણાભાઈ, પિતાનું નામ દેવચંદભાઈ, માતાનું નામ પૂરીબા અને ભક્તિપરાયણ જીવન ગાળતા હતા તેમના સુસંસ્કાર તેમનામાં ઊતર્યા પ્રાથમિક શિક્ષણ ધારીમાં લીધુ, પણ બાળપણથી જ તેમનું ચિત્ત ભગવદ્ભક્તિ અને સેવામાં જ રહેતુ અભ્યાસકાળમાં બાળમિત્રોને મદદ કરતા અને શિક્ષકોની પ્રીતિ સંપાદન કરી હતી જગત તરફ તેમની વૃત્તિ ઉદાસીન હતી મોટા ભાઈ કમળશીભાઈ અને માતા પૂરીબાની આજ્ઞા લઈ સત્તર વર્ષની વયે તેમણે ગૃહત્યાગ કર્યો.

સ્વામી કૃષ્ણચરણદાસે તેમને જૂનાગઢમાં દીક્ષા આપી અને નામ ઝીણા ભગત રાખ્યુ ત્યાં ગાયો, સંતો અને હરિભક્તોની ખૂબ સેવા કરતા.

રાજકોટમાં અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર શ્રી કૃષ્ણજી અદા, પુંજાજી બાપુ, મેરૂભા વગેરે ધુરંધરોનો મેળાપ થયો ત્યાં ભગા ભક્ત સ્વામીની વાતો સાંભળી તેમના દર્શનની ઇચ્છા થઈ, એ જ રાત્રે ભગા ભક્તે તેમને સ્વપ્નમાં દર્શન દીધા

ઈ સ. ૧૯૧૧માં આચાર્ય શ્રીપતીપ્રસાદજીના હસ્તે ભાગવતી દીક્ષા આપવામાં આવી અને જ્ઞાનજીવનદાસજી નામ આપવામાં આવ્યુ તે તેમના અપૂર્વ ભક્તિયોગ અને સેવાધર્મના કર્મયોગથી યોગીજી મહારાજ' તરીકે ઓળખાય છે

શાસ્ત્રીજી મહારાજે તેમને ઈ સ ૧૯૩૪માં ગોંડળના મંદિરના મહંતપદે સ્થાપ્યા નવા ગામમાં શાસ્ત્રીજીને મળવા રાષ્ટ્રપિતા ગાંધીજી આવ્યા હતા શાસ્ત્રીજીની આજ્ઞાથી દેશના સ્વાતંત્ર્ય માટે યોગીજી મહારાજે દર રોજ પચ્ચીસ માળા સ્વરાજ મળતા સુધી ફેરવી ઈ સ. ૧૯૫૧માં શાસ્ત્રીજી સ્વધામ પધાર્યા ને યોગીજી મહારાજ તેમના ઉત્તરાધિકારી બન્યા શોકની ઘેરી છાયા ઉપદેશથી દૂર કરી.

યોગીજી મહારાજે પછી તો સત્સંગના પ્રચાર માટે અઠવાડિક પત્રિકા દ્વારા સત્સંગના કાર્યને પુષ્ટિ આપી ગામોગામ યુવકમંડળો, બાળમંડળો, સત્સંગમંડળો અને મહિલામંડળો સ્થાપી સત્સંગનું કામ ખૂબ જ વેગીલુ બનાવી દીધુ

યોગીજી મહારાજે શાળા કૉલેજના વિદ્યાર્થીઓને પણ આધ્યાત્મિક પથે વાળ્યા. દેશ વિદેશમાં સત્સંગનો પ્રચાર કરવા બે વાર આફ્રિકા ગયા. હિંદુઓમાં હિંદુસંસ્કૃતિ અને ધર્મની પુન પ્રતિષ્ઠા કરાવી દારૂ, માંસ, વ્યભિચાર, ચોરી વગેરે પાપમાંથી છોડાવ્યા. બીજા ધર્મવાળાને પણ તેમણે આકર્ષ્યા અંધાર ખંડમાં સ્વામીશ્રીએ જ્ઞાનનો પ્રકાશ રેલાવ્યો

આફ્રિકા ઉપરાંત, ઈંગ્લૅંડ, અમેરિકા, જર્મેની વગેરે દેશોમાં આધ્યાત્મિક કેન્દ્રો સ્થાપ્યાં. આ રીતે તેઓ વિશ્વભરમાં ધાર્મિક જાગૃતિ લાવ્યા છે.

છેલ્લા વીસ વર્ષમાં યુવાનોને શરમાવે એવી ઝડપથી વિચરી સ્વામીશ્રીએ અનેક મુમુક્ષુઓને ધરાવી ભગવાનના આશ્રિત કર્યા છે.

સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપી, તેમણે સંસ્કૃત ભાષા અને સાહિત્યનો પ્રચાર કર્યો છે સંગીતશાળાઓ સ્થાપી ભક્તિ સંગીતની પુષ્ટિ કરી છે.

સત્સંગ સાહિત્યનું અંગ્રેજી, હિંદી, મરાઠી, ગુજરાતી વગેરે ભાષામાં પ્રસારણ કર્યું છે.

જુદાજુદા ધર્મના સંપ્રદાયોના અનેક સાધુ-સંતો, મહંતો, સંન્યાસીઓ, મઠાધીશો, વિદ્વાનો, આચાર્યો, કથાકારો, કીર્તનકારો વગેરેને મળી તેમની સાથે ધર્મપ્રચાર કરવાની તથા સમાજમાં ધાર્મિક જાગૃતિ લાવવાની બાબતો પર ભાર મૂક્યો છે. ધર્મસહિષ્ણુતા અને સર્વ ધર્માદરનું ઉત્તમ દૃષ્ટાંત સ્વામીશ્રીએ પૂરું પાડ્યુ છે.

સમાજમા એક શુદ્ધ નીતિમય સંસ્કારી અને ધર્માનુરાગી વર્ગ ઊભો કરી સ્વામીજીએ સામાજિક શુદ્ધિનું અદ્‌ભુત કાર્ય કર્યું છે, તથા સ્વામીનારાયણ ધર્મ અને ભગવાનનું ગૌરવ વધાર્યું છે.

### શ્રી રંગઅવધૂત મહારાજ
### (નારેશ્વર નિવાસી)

જન્મ: ઈ. સ. ૧૮૯૮. જન્મસ્થળ: ગોધરા. વતન: કોંકણમાં આવેલ રત્નાગિરિ જિલ્લાના સંગમેશ્વર તાલુકાનું દેવળે ગામ. જ્ઞાતિ: દશગ્રંથી વિપ્ર. મૂળ નામ અવટંક ભટ્ટ તેમની માતાનું નામ રુક્મિણી. પિતાનું નામ વિઠ્ઠલ ભટ્ટ, પ્રપિતા જેરામ ભટ્ટ બાળભટ્ટ સિદ્ધહસ્ત યાજ્ઞિક તરીકે પ્રખ્યાત હતા. માતાપિતા ભક્તિમય જીવન ગાળતાં હતાં. તેમના પેટે ભાગવત્ સ્વરૂપનું આવિર્ભુત થયુ વિદ્યમાન અને તેમનું નામ ભાગવત્ પ્રસાદી તરીકે પાંડુરંગ પાડયુ.

નવ મહિનાની નાની વયથી જ સુસ્પષ્ટ ને શુદ્ધ ઉચ્ચારે સમજપૂર્વકની વાતચીત કરતા. એક મૃતદેહ સંબંધી પ્રશ્નોત્તરી ચલાવી, પિતા પાસેથી સમાધાનકારક ઉકેલ પણ મેળવી લીધો કે રામનું નામ લેવાથી બધામાંથી છૂટાય, એને ન જન્મવું પડે કે ન મરવું પડે. અને આમ રામનામનો ગુરુમંત્ર મળી ગયો. પણ તેમની પાંચ વર્ષની ઉંમરે પિતાજી સ્વર્ગે સિધાવ્યા. નાના ભાઈ નારાયણ. આ બન્ને બાળકો પ્રત્યે માતાજીએ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું.

માતા વતન ગયાં. આઠ વર્ષે જનોઈ દીધી. દેવને પગે લગાડવા નરસોબાની વાડીએ ગયાં. પૂ. સદ્‌ગુરુ શ્રી વાસુદેવાનંદ સરસ્વતી સ્વામી મહારાજને પગે લાગવા ગયાં, તો બાળકને જોતાંવેંત જ સ્વામીજીએ કહ્યું કે આ બાળક તો અમારો છે. ગુરુની વિરહવેદનાથી નિંદ પણ ન આવે. સ્વપ્નમાં બે સ્વરૂપનાં દર્શન થયાં, ને 'પોથી વાંચ, પોથી વાંચ'નો આદેશ મળ્યો. મામા પાસેથી તે મેળવી ને વાંચવાનું શરૂ કર્યું (ગુરુલીલામૃત). મામા ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે.

પ્રારંભનું શિક્ષણ લીધુ. રાષ્ટ્રની લડતમાં તે અગ્રેસર બન્યા અને અઠંગ કાર્યકર તરીકે કામ કરવા લાગ્યા. ભાઈનો અભ્યાસ પૂર્ણ થતાં માતાજીની આજ્ઞા મેળવી ગુરુ પાસે પહોંચી ગયા. ગુરુએ ગુજરાતમાં દત્તનો નાદ જગાવવા આદેશ આપ્યો અને તે નર્મદાતટે નારેશ્વર ધામમાં વસ્યા, તે પહેલાં ૧૦૮ દિવસમાં નર્મદામૈયાની પરિક્રમા પૂર્ણ કરી. ગાંડા મહારાજની ઇચ્છાને માન આપીને 'ગુરુમૂર્તિ ચરિત્ર' છપાવ્યો ને 'વાસુદેવનામ સુધા' પણ લખીને છપાવી નાખ્યુ નારેશ્વર આવ્યા, પછીથી તેમણે દત્ત નામસ્મરણમ્ લખીને છપાવ્યું.

નારેશ્વરના વસવાટમાં જે કાવ્યો સ્ફૂર્યાં તે ગુજરાતી મરાઠી ને હિંદુસ્તાની ભજનોનો રસથાળ 'અવધૂતિ આનંદ'ના નામથી અને સંસ્કૃત ભજનો સ્તોત્રોનો રસથાળ 'રંગ હૃદયમ્' નામથી જનતા સમક્ષ મૂકાયાં. આ સમયમાં તેમને ભગવાન દત્તનાં સાક્ષાત્ દર્શન થયાં. તે આર્તપ્રાર્થના, દત્તપ્રાર્થના અને દ્વાદશાક્ષરમ્ ઉપરથી સમજાય છે.

ગુરુમૂર્તિચરિત્ર ગ્રંથ ઓગણીસ હજાર કરતાં વધુ દોહાની સંખ્યાનો ઈ. સ. ૧૯૩૨માં પ્રગટ કર્યો. પત્રગીતા પણ લખ્યું નારેશ્વરમાં દત્તજયંતી ઉત્સવ ધામધૂમની ઉજવાવા લાગ્યો. નારેશ્વર એક મહાન તીર્થધામ સમાન શ્રી રંગઅવધૂતની તપશ્ચર્યાએ જ ગાજતું થયું. મેળામાં રંગઅવધૂતની દત્તબાવનીના જયઘોષો આહ્‌લાદક લાગે છે.

ભક્તોની વિનંતીથી મકાનો બંધાયાં. અવધૂત મહારાજ દ્રવ્યને સ્પર્શ પણ કરતા નથી. ભાઈને મરતી વેળાએ વચન આપી માતાની સંપૂર્ણ જવાબદારી સ્વીકારી લીધી ને તેમની શુશ્રૂષા કરી. એ માતા પણ સ્વર્ગે સિધાવ્યાં દત્તજયંતી જે રૂા. ૨૫-૨૬માં ઉજવાતી તેની પાછળ હવે રૂા. ૩૬૦૦૦ પણ ઓછા પડે છે.

તે સંતોના લાડીલા સંત છે ભક્તોએ તેમને માટે પણ અવધૂત પ્રશસ્તિ અને રંગ પ્રશસ્તિ સ્તોત્રસંગ્રહો પ્રસિદ્ધ કર્યા છે. આફ્રિકાનો પ્રવાસ કરીને ત્યાં પણ તેમણે ધાર્મિક ઉપદેશને બોધ આપી જનતાને સુમાર્ગે વાળી છે.

તેમના ગ્રંથો તત્ત્વજ્ઞાનને આધ્યાત્મિક સંદેશ આપનારા છે ગ્રન્થો: ગુરુલીલામૃત ભા. ૧-૨-૩, શ્રી અવધૂતી આનંદ, પત્રગીત, દત્તપંચપદી, ઉપનિષદની વાતો, ઉપઃપ્રાર્થના, દત્તબાવની, દત્તનામસ્મરણ તથા મરાઠી-સંસ્કૃત ને હિંદીમાં પણ રચના છે

### (સ્વ.) શ્રી બાલકૃષ્ણ ભાઈશંકર ભટ્ટ
### (સંત શ્રી પુનિત મહારાજ)
### (ઈ.સ. ૧૯૦૮ થી ૧૯૬૨)

જન્મ: ઈ.સ. ૧૯૦૮. જન્મસ્થળ: ધંધુકા, અમદાવાદ પાસે. જ્ઞાતિએ વાલમ બ્રાહ્મણ, પિતાજી ભાઈશંકર સરકારી નોકરી કરતા હતા. માતાનું નામ લલિતાબહેન માતાપિતા ધાર્મિક સંસ્કારવાળાં હતાં. તેમના સંસ્કાર તેમનામાં ઊતર્યા. તેમને ત્રણ પુત્રીઓ અને એક પુત્ર છે.

શિક્ષણ: મૅટ્રિક. વ્યવસાય: નામ સંકીર્તન, વ્યાખ્યાન, વાચન અને મનન તથા લેખનનો.

સાહિત્યની પ્રેરણા અમદાવાદના શ્રી ઈશ્વરલાલ શાસ્ત્રી તથા શ્રી છોટાલાલ ભગત સુરતીના સહવાસથી ધાર્મિક સાહિત્યમાં પ્રવેશ કર્યો.

પ્રકાશનો: પુનિત રામાયણ, વડલાનો વિસામો, પ્રેરણાની પરબ, જીવનનું ભાતુ, પુનિત પ્રસાદી. આ ઉપરાંત ભક્તચરિત્રો ગદ્ય તથા પદ્યમાં રચેલાં છે અને ભજનનાં પુસ્તકો પ્રગટ થયેલાં છે.

વડોદરા મુકામે તેમણે બાર માસ નિવાસ કર્યો. વડોદરા ને આજુબાજુની જનતાને જ્ઞાન અને ધર્મ તથા ભક્તિનો લાભ આપ્યો. તેમનો આત્મા વડોદરાની ધરતી ઉપર પરમાત્મામાં લીન થયો-સંવત ૨૦૧૮ અષાઢ વદિ ૧૧ (ઈ. સ. ૧૯૬૨).

### દણ્ડી સ્વામી શ્રી શાન્ત્યાશ્રમ મહારાજ

જન્મ: ઈ. સ. ૧૮૯૦. જન્મસ્થળ: બંગાલપ્રાંતના બર્દવાન જિલ્લામા ભક્તિપ્રવીણ શ્રી ગૌરાંગદેવશ્રી ચૈતન્ય મહાપ્રભુના ભગવત્‌પરાયણ કુલમાં મહારાજશ્રી એક પુણ્ય પ્રકાશ પુંજરૂપ અન્ય હિમાંશુરૂપે પ્રગટ થયેલા છે, એ બંગાલીઓ દ્વારા સાંભળેલું છે.

પૂર્વજન્મના સંસ્કારો અને ભગવદ્ અનુગ્રહથી મહારાજશ્રી બાલ્યાવસ્થાથી જ જ્ઞાન-વૈરાગ્યના તેજથી પ્રકાશિત હતા. યોગ સાધ્ય કરવા દેવભૂમિ હિમાલય પધાર્યા અને મૃત્યુ વિજય માટે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય મહારાજ, શ્રી ગોવિન્દાચાર્ય, પૂજ્યપાદ શ્રી વાસુદેવાનન્દ સરસ્વતી, પૂજ્યપાદ શ્રી રંગઅવધૂત

મહારાજ પણ રેવાતટે જ બિરાજે છે તેમ મહારાજશ્રી પણ રેવાતટે પધાર્યા અને તપશ્ચર્યા કરતા હતા.

એક વખત સ્વામીજી નર્મદાસ્નાન માટે ગયેલા, ત્યાં મગર તેમને પકડી જળમાં લઈ ગયો. પરંતુ યોગનિષ્ઠ મહારાજશ્રી યોગના પ્રભાવથી મગરના મુખમાંથી મુક્ત થઈ બહાર આવ્યા. આ કથાપ્રકરણથી લોકસમુદાય મહારાજશ્રીને 'મગરસ્વામી' ઉપનામથી ઓળખે છે. ભગવાન આદ્ય શંકરાચાર્ય મહારાજને પણ આવો જ પ્રસંગ બનેલો. જેથી સ્વામીજી શંકરાચાર્યનો અવતાર હોય એમ જણાય છે.

ગુર્જરભૂમિના સૌભાગ્ય સિન્દૂરરૂપ વડોદરા શહેરનું પરમ સૌભાગ્ય છે કે પરમહંસ પરિવ્રાજકાચાર્યદંડીસ્વામી શ્રીશ ન્યાશ્રમચરણ અહીં ઘણા લાંબા સમયથી બિરાજે છે.

કેટલોક વખત એઓશ્રી રણમુક્તેશ્વર મંદિરમાં બિરાજ્યા. પછી કમલ સરોવર (વારસિયા)ની પૂર્વદિશામાં એઓશ્રીએ શ્રી નારાયણ મઠ સ્થાપ્યો છે. મઠની પ્રસિદ્ધિ પણ ચારે તરફ ખૂબ ફેલાયેલી છે.

વિવિધ તાપ સંતાપિત પછી વિશાળ જનતાનું સ્વામીજી એક શરણવૃક્ષ છે. સ્વામીજીએ લોકો સ્વાસ્થ્ય શરીરવાળા હોય તો જ આત્મકલ્યાણ સાધી શકે એ હેતુથી રોગ ચિકિત્સા પણ પોતાના યોગપ્રભાવથી સ્વીકારેલી છે અને યોગશક્તિથી ઘણા હઠીલા દર્દવાળા દર્દીઓના ઉપર અનુગ્રહ કરેલો છે.

ગ્રન્થો: અનેક શાસ્ત્રીય ગ્રન્થો રચ્યા છે તથા પાતંજલ પ્રકાશ ઈ. સ. ૧૯૬૨.

## (સ્વ.) શ્રી નારાયણ સ્વામી

હિમાલયના કુમાઉન પ્રદેશમાં સને ૧૯૩૬માં શ્રી નારાયણ આશ્રમની સ્થાપના કરી અને એ પ્રદેશના ગરીબ અને અનપઢ લોકો માટે શાળા, દવાખાનાં, પાઠશાળા (કૉલેજ) સ્થાપ્યાં અને તેમને નાના નાના ઉદ્યોગોથી માહિતગાર કર્યા.

આશ્રમમાં ગોપાલન, મધમાખી ઉછેર (મધમાખી ઉછેર), ફળોદ્યાન અને ખેતી અંગેની પ્રવૃત્તિઓ ચાલે છે અને એથી એ પ્રદેશની જનતાને માર્ગદર્શન મળે છે.

આશ્રમ તિબેટિયન સરહદથી ૩૦ ૩૫ માઈલ આપણા પ્રદેશમાં આવેલો છે અને કૈલાસ યાત્રીઓ માટે વિશ્રામનું સ્થાન છે.

સ્વામીજીનું પૂર્વજીવન મળ્યું નથી પરંતુ તેમનો જન્મતા. ૨ ૧૨ ૧૯૧૪ને દિવસે કર્ણાટક પ્રદેશમાં થયો હતો એમ માલૂમ પડે છે.

તેમનાં સંકીર્તન ભક્તોને ભાવવિભોર બનાવતાં.

પિથુરાગઢ જિલ્લામાં સંસ્થાપિત શ્રી બાપુ મહાવિદ્યાલય 'ઈન્ટર મિડિયેટ કૉલેજ' એ એમની સર્વોત્તમ સ્મૃતિ છે. તા ૯-૧૧ ૫૬ને દિને એમણે મહાસમાધિ લીધી.

જ્યારે આશ્રમથી નીચે ઊતરતા ત્યારે વિશેષ કરીને તેઓશ્રી વડોદરા જ રહેતા આ શહેરમાં એમનું મોટું ભક્તમંડળ છે.

વડોદરામાં વાડી જિલ્લામાં 'નારાયણ વિદ્યાલય' એમની સ્મૃતિમાં વાડી હાઈસ્કૂલનું નામ બદલીને નારાયણ ટ્રસ્ટ તરફથી આ નામકરણ રાખવામાં આવ્યુ છે. એક 'વિદ્યાર્થીગૃહ' એમની સ્મૃતિમાં થોડા સમયમાં તૈયાર થશે એવું જાણવામાં આવ્યુ છે.

## (સ્વ.) સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ

મહામંડલેશ્વર જગદ્‌ગુરુ સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજનો જન્મ સંવત ૧૯૫૦ના આસો સુદ ૭ ને દિવસે ગોરખપુર અને કાશી પુરીના મધ્યભાગમાં આવેલા આઝમગઢ જિલ્લાના ગડૌલી નામના ગામમાં મામાને ઘેર થયો હતો. એમનું વતન મહાદેવપુરા. જન્મનું નામ મુરારિ શર્મા પિતાનું નામ બળદેવ ત્રિપાઠી. માતાનું નામ ફૂલાદેવી આઠ વર્ષની ઉમ્મરે માતાનું સુખ મુરારિ શર્માએ ગુમાવ્યું. એકાદ વર્ષ પછી પિતાજી પણ સ્વર્ગવાસી થયા. મરતી વખતે માતાએ પોતાના પ્રિય પુત્રના હાથમાં ભગવાન શ્રી કૃષ્ણની છબિ આપી હતી, અને પિતાએ 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ' એ મહામંત્ર.

માતાપિતા તરફથી મળેલી આ સંપત્તિએ બાળક મુરારિ શર્માના જીવનમાં પલટો આણી દીધો અઢાર વર્ષની ઉમ્મર થતાં તેઓ ઘરનો ત્યાગ કરી શ્રીકૃષ્ણની શોધમાં ચાલ્યા. પ્રવાસમાં ગોવિંદમઠવાળા મહાનિર્વાણી અખાડાના આચાર્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી ગોવિંદાનંદજીની મુલાકાત થઈ. એમની પાસે મુરારિ શર્માએ સંન્યસ્ત દીક્ષા લીધી ને વિદ્યાનંદજી નામ ધારણ કર્યું. પછી તીર્થયાત્રા કરી હરદ્વારના ઘટાકોટી આશ્રમના નિર્વાણવેદ વિદ્યાલયમાં શાસ્ત્રાધ્યયન કર્યું ને પુનઃ સમગ્ર ભારતની યાત્રાએ નીકળ્યા. તીર્થસ્થાનોમાં, પહાડોમાં, જંગલોમાં ફર્યા, સંતમહાત્માઓ સાથે સત્સંગ કર્યો, જ્ઞાનચર્ચાઓ કરી, પણ અંતરને આરામ મળ્યો નહીં. આખરે શાલિગ્રામના વિકટ પ્રદેશમાં રહી જંગલોમાં ફરવા માંડ્યું. ત્યાં એક દિવસ એમને પ્રકાશ મળ્યો ને પ્રભુ તરફથી ગીતાજ્ઞાનનો પ્રચાર કરવાની આજ્ઞા થઈ.

એ આજ્ઞાનો સ્વીકાર કરી પ્રસન્ન ચિત્તથી સ્વામીજી પાછા લોકસમૂહમાં આવ્યા ને ગીતાપ્રચારનું કાર્ય શરૂ કર્યું. એ કાર્ય એમણે જિંદગીભર ચાલુ રાખ્યું. માત્ર ભારતમાં જ નહિ પણ બ્રહ્મદેશ, આફ્રિકા અને યુરોપમાં પણ ગીતાપ્રચારાર્થે તેઓશ્રી ઘૂમ્યા છે.

સ્વામીજીએ શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપર 'ગીતાગૌરવ' નામનું હિંદીમાં ભાષ્ય લખ્યું છે જે ખૂબ જ પ્રસિદ્ધ છે. આ ગ્રન્થના ગુજરાતીમાં અને અંગ્રેજીમાં અનુવાદો થયા છે. આ ઉપરાંત મુખ્ય દશ ઉપનિષદો ઉપર પણ સ્વામીજીએ ભાષ્યો લખ્યાં છે. અધ્યાત્મ રામાયણ પરની એમની ટીકા જાણીતી છે. વિદ્યાનંદવિનોદ આદિ બીજાં પણ પુસ્તકો એમણે રચ્યાં છે. વળી ગીતાપ્રચારાર્થે 'ગીતાધર્મ' નામનું માસિકપત્ર પણ શરૂ કર્યું હતું જે હિંદીમાં અને ગુજરાતીમાં હજુ પણ ચાલુ છે.

લોકસંગ્રહાર્થે આ મહાપુરુષે વડોદરા, કરનાળી, અમદાવાદ, નાગપુર અને દિલ્હીમાં ભવ્ય ગીતામંદિરોની સ્થાપના કરી જનતાને ગીતાજીનો આશ્રય લેવડાવ્યો છે.

ગુજરાતની ભૂમિ સ્વામીજીને વિશેષ પ્રિય હતી એથી ગુજરાતને જ એમણે પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યુ હતુ.

સ્વામીજી સાચા અર્થમાં પરમહંસ પરિવ્રાજકાચાર્ય હતા, ગીતાવ્યાસ હતા, જગદ્‌ગુરુ હતા.

સંવત ૨૦૧૩ના વૈશાખ વદ ૧૨ ને રવિવાર તા ૨૬-૫-૫૭ના રોજ મુંબઈમાં તેઓશ્રી બ્રહ્મલીન થયા

હાલમાં એમની ગાદી પર એમના પ્રિય શિષ્ય સ્વામી સદાનંદજી વિરાજે છે. એમણે પોતાના મહાન ગુરુનું કાર્ય ચાલુ રાખ્યું છે.

સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજનું ચરિત્ર સ્વ. સાક્ષર શ્રી રમણલાલ વસનલાલ દેસાઈએ લખ્યુ છે, એમાં સ્વામીજીના જીવનના અનેક અદ્‌ભુત પ્રસંગોનું આલેખન છે.

## વિદ્યમાન સારસ્વતો



પ્રા. રસિકલાલ છો. મહેતા
સંગીત તથા હળવા નિબંધના લેખો



કવિ રાજેન્દ્ર શાહ
'ધ્વનિ' અને 'શાન્ત કોલાહલ'ના કવિ



શ્રી રામભક્ત
'પુનિત' મહારાજના શિષ્ય અને કીર્તનકાર



પ્રા રામલાલ પરીખ, એમ એ
મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ
'કોંગ્રેસનાં સાઠ વર્ષ'ના સંપાદક



શ્રી રામસિંહજી કા રાઠોડ
'કચ્છનું સંસ્કૃતિદર્શન'ના લેખક



પ્રા લવકુમાર મહેન્દ્રકુમાર દેસાઈ
શ્રેયસ્સાધક અધિકારીવર્ગનું સાહિત્ય



લક્ષ્મણસિંહ ભદેયરસિંહ પરમાર
પુસ્તકાલય મંડળના મુખ્ય સંચાલક



આચાર્ય લક્ષ્મીદાસ મો. પટેલ
એમ એ, એમ એડ, 'નીરાંત' આદિ ગ્રંથના સંપાદક



શ્રી વસુબહેન ભટ્ટ, બી એ.
'પાંદડે પાંદડે મોતી' ...

# વિદ્યમાન સારસ્વતો



શ્રી વિક્રમ વિનાયકરાય મજમુદાર
એમ એ, ટી ડી (લંડન) 'ભીષ્મ'ના લેખક



શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય
સાહિત્યિક સામયિકોના તંત્રી અને વિવેચક



શ્રી વિષ્ણુકુમાર શિવરામ દેસાઈ, બી એ
'સંગીત પ્રણાલિકાઓ'ના લેખક



શ્રી વિષ્ણુપ્રસાદ નંદલાલ વોરા
આર્યસનાતન નાટકમંડળીના મૅનેજર
'મૃચ્છકટિક' ને 'સૈરંધ્રી'ના લેખક



શ્રી શાંતિલાલ સારાભાઈ ઓઝા
એમ એ, બી ટી
'રસધારા'ના કવિ તથા કોશકાર



કુ શ્રદ્ધાદેવી મજમુદાર, એમ એ
'ખજૂરાહોના મંદિરો', 'કૃષ્ણસબંધી લોકગીતો'
અને 'કવિરામકૃષ્ણનું કીર્તન સાહિત્ય'



ડા સુકુમાર રંચ મલાલ મેઢ
એમ એસસી, પીએચ ડી, 'ભૂસ્તરવિદ્યા'
તથા 'ગુજરાતમાં ભૂગર્ભ તેલ'ના લેખક



શ્રી સુધીર સુરેન્દ્રરાય ભાઉરાય દેસાઈ
'અર્ચના'ના કવિ



શ્રી સુમનલાલ અમૃતલાલ દેસાઈ
બી એ, એલએલ બી
'થોડાંક છુટાં ફૂલ' વાર્તાસંગ્રહના લેખક



સુમનભાઈ ભાઈલાલભાઈ અમીન
માસિકોમાં નવલિકાઓ



ડૉ. સુમન્ત મહેતા - પીઢ સમાજસેવક
'સમાજદર્પણ'ના લેખક



સૌ. સુસુખીબહેન હરિપ્રેન્દ્ર મજમુદાર
બી.એ.,બી ટી. 'સંગીતા'નાં લેખક



ડૉ. સુરેશ દીક્ષિત, એમ. એસસી.,
પીએચ.ડી. 'નાગર' સબંધી મહાનિબંધ
તથા કવિચરિત્રો



ડૉ. સુરેશ કંટાવાળા, એમ.એ., પીએચ.ડી.
'મત્સ્યપુરાણ' અને 'સાંસ્કૃતિક
અધ્યયન'ના લેખક



શ્રીમાન્ સુરેશ્વરાચાર્યજી
નૃસિંહાચાર્ય મંદિર



ડૉ. સોમાભાઈ ધૂ. પારેખ
એમ. એ., પીએચ. ડી.
'પંચદંડ'નો મહાનિબંધ



હરિકાન્ત નાનાલાલ દીક્ષિત, બી. એ.
શિક્ષણ તથા ઈતિહાસના લેખક



ડૉ. હરિપ્રસાદ શિવપ્રસાદ જોષી
એમ. એ., પીએચ. ડી.
દત્તાત્રેય સંપ્રદાયના ઈતિહાસના લેખક

# વિદ્યમાન સારસ્વતો



આચાર્ય શ્રી હરિપ્રસાદ છ મહેતા, એમ એ
'સંસ્કૃત મહાવિદ્યાલય ભાગવતનું રહસ્ય' તથા અનેક લેખો



શ્રી હરિભાઈ રણછોડજી દેસાઈ
(જગત સંરક્ષક) મજવિહારના લેખક



ડૉ હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય', એમ એ પીએચ ડી કવિ તથા 'બ ક ઠા એક અધ્યયન ના લેખક



આચાર્ય હસિત હ બુચ એમ એ
કવિ તથા વિવેચક



શ્રી હપીરા નટવરજી ત્રિવેદી બી એ ,એલએલ બી
'પ્રાચીન ગુજરાતી ભાષા સબંધી અનેક લેખો સાહિત્યમાં પ્રગટ

# વડોદરાના વિદ્યમાન સારસ્વતો

### ડૉ. અક્ષયકુમાર રમણલાલ દેસાઈ

જન્મ: ૧૯૨૧. જન્મસ્થળ-વતન: કાલોલ (પંચમહાલ). જ્ઞાતિ: વડનગરા નાગર ગૃહસ્થ. ગુજરાતના 'યુગમૂર્તિ' નવલકથાકાર રમણલાલ વસંતલાલ દેસાઈના પુત્ર. શિક્ષણ: એમ. એ., પીએચ. ડી. વ્યવસાય: અધ્યાપક, મુંબાઈ યુનિવર્સિટીમાં સ્કૂલ ઑફ સોશ્યોલૉજીના અધ્યક્ષ.

પ્રકાશનો: Growth of Nationalization in India. સાંપ્રતમાં સમાજશાસ્ત્ર સંબંધી એક ગ્રન્થમાળા તેમનાં પત્ની મિ. ડૉ. નીરાબહેન દેસાઈ (નાથાભાઈ વિદ્યાપીઠમાં સમાજશાસ્ત્રનાં મુખ્ય અધ્યાપિકા) સાથે શરૂ કરી છે.

### ડૉ. અનિલકુમાર યોગીન્દ્ર ત્રિપાઠી

જન્મ: ૧૯૩૭. સ્થળ: વડોદરા. વતન: સરખેજ (જિ. અમદાવાદ). જ્ઞાતિ મોઢ ચતુર્વેદી બ્રાહ્મણ. સૂફી કવિ 'સાગર'ના પૌત્ર અને ડૉ. યોગીન્દ્ર ત્રિપાઠીના પુત્ર. શિક્ષણ: એમ.એ., પીએચ. ડી. (વડોદરા), એમ. એ માં ગુજરાતી વિષયમાં મોહનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા સુવર્ણચંદ્રક મેળવ્યો. વ્યવસાય: અધ્યાપક, પાદરા કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક.

પ્રકાશનો: વસ્તાવિશ્વંભરની 'અમરપુરી ગીતા' તથા સાગર અને મસ્તાનની ગઝલોનું સંપાદન અને સંશોધન કર્યું છે જે ટૂંક સમયમાં પ્રસિદ્ધ થશે. 'સૂફી સંત કવિ સાગર' ઉપર ડૉ. ભોગીલાલ સાંડેસરાના માર્ગદર્શન નીચે મહાનિબંધ લખ્યો છે જે અપ્રગટ છે.

### ડૉ. અરુણોદય નટવરલાલ જાની

જન્મ: ૧૯૨૧. વતન: વડોદરા જ્ઞાતિ: ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ. માતાપિતા ધાર્મિક ભક્તિભાવવાળાં હતાં. શિક્ષણ: એમ એ. (મુંબઈ), પીએચ.ડી., ડિ. લિટ્., કાવ્યતીર્થ, ડિપ્લોમા ઈન જર્મન લૅંગ્વેજ, સર્ટિફિકેટ ઈન ફ્રેંચ લૅંગ્વેજ, સર્ટિફિકેટ ઈન લિંગ્વીસ્ટીક્સ. વ્યવસાય: અધ્યાપક, મ. સ. યુનિવર્સિટી (વડોદરા)માં સંસ્કૃત વિભાગના અધ્યક્ષ.

પ્રકાશનો: 'કવિ શ્રી હર્ષનું નૈષધ ચરિત્ર-એક અધ્યયન' (અંગ્રેજીમાં), 'બૃહત્સંહિતાનાં સ્થળનામો' પરનો એમનો લેખ પ્રસિદ્ધ છે. સંશોધનાત્મક લેખો માસિકોમાં પ્રગટ થાય છે.

### સૌ. ઇલાબહેન વિજયકર બીજવાડિયા

જન્મ: ૧૯૨૯. વતન: મહુધા. જન્મસ્થળ: વડોદરા. વડોદરામાં વરિષ્ઠ કોર્ટના ન્યાયાધીશ, વડનગરા નાગર જ્ઞાતિના સારાભાઈ બ્હાલાભાઈ મજમુદારના પુત્ર સિનિયર જજ કુલીનચંદ્રનાં પુત્રી. ઈલાબહેન મુંબઈ યુનિવર્સિટીમાંથી ગુજરાતી સાથે સને ૧૯૫૦-માં બી.એ. (ઑનર્સ) થયાં. તે જ વર્ષમાં તેમનાં લગ્ન અમદાવાદનિવાસી શ્રી વિજયકર બીજવાડિયા (બી.એસસી. ટેક) સાથે થયાં. લગ્ન બાદ ગુજરાત યુનિવર્સિટીમાંથી 'પ્રાચીન ભારતીય સંસ્કૃતિ' વિષયમાં તેઓ એમ.એ. થયાં.

પ્રકાશન: મિસર અને પશ્ચિમ એશિયાની પ્રાચીન સંસ્કૃતિ (૧૯૬૮).

### શ્રી ઈશ્વરલાલ કસનજી નાયક (પંકજ)

જન્મ: ૧૯૦૮. જન્મસ્થળ: હનુમાન ભાગડા. વતન: વલસાડ. જ્ઞાતિ: અનાવિલ બ્રાહ્મણ. પિતા રાવસાહેબ કસનજી દયાળજી કેન્દ્રસરકારની ખેતીવાડી સંશોધક કમિટીમાં ઑફિસર કુટુંબ શિક્ષિત. શિક્ષણ: પૂના યુનિવર્સિટીમાં ઈજનેરી વિદ્યાનું શિક્ષણ લીધું વ્યવસાય: સુપ્રિન્ટેન્ડિંગ એન્જિનિયર. હાલ નિવૃત્ત. પુરાતન ભારતનો અભ્યાસ એમનો શોખનો વિષય છે. ટૂંકી વાર્તાઓ પણ લખે છે.

પ્રકાશન: પ્રેમનો પરાજય (૧૯૬૨), સુપાત્રની શોધમાં (૧૯૬૩), ઘરનાં ચક્ર (૧૯૬૩).

### ડૉ. ઉમાકાંત પ્રેમાનંદ શાહ

જન્મ: ૧૯૧૫. જન્મસ્થળ વતન: વડોદરા. જ્ઞાતિ: અમદાવાદી દશા શ્રીમાળી (વૈષ્ણવ). શિક્ષણ: એમ.એ., પીએચ. ડી., વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા હતા અને ત્યાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. વ્યવસાય: સંશોધન અને પ્રકાશન. ગુજરાતી, અંગ્રેજી ને હિંદીના ૨૦૦ જેટલા સંશોધનાત્મક, ચિંતનાત્મક અને કળાવિષયક લેખો પ્રકટ થયા છે. દિલ્હીમાં ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે ઇતિહાસ વિભાગના પ્રમુખ.

પ્રકાશનો: આબુ (મુનિ જયંતવિજયજીના પુસ્તકનો અંગ્રેજી અનુવાદ), ધોળકા (પરિચય પુસ્તિકા), संगीतोपनिषत्सारोद्धार (૧૯૬૦), धर्मोद्धरणम् અને भीमनिक्रमव्यायोग (ગુજરાતનાં બે જૂનાં સંસ્કૃત નાટકોનું ભાષાંતર), ભારતીય શિલ્પસમૃદ્ધ (૧૯૬૬), सुवर्णभूमिमें कालकाचार्य (૧૯૫૬), વગેરે.

### શ્રી ઉમિયાશંકર જીવરામ ભટ્ટ

જન્મ: ઈ. સ. ૧૯૦૭. જન્મસ્થળ: ડાકોર. વતન: અમદાવાદ. જ્ઞાતિ: તપોધન બ્રાહ્મણ. હાલ ઘણાં વર્ષોથી વડોદરામાં છે. તેમના પિતા જીવરામ લલ્લુભાઈ ભટ્ટ અમદાવાદ મ્યુનિસિપાલિટીની જુદી જુદી સમિતિઓમાં સક્રિય ભાગ લેતા. તેમના પિતાના સાથીદારોમાં શ્રી માવળંકર, બલ્લુભાઈ, ડૉ. હરિપ્રસાદ, સરદાર વલ્લભભાઈ પટેલ વગેરે હતા. શિક્ષણ: બી.એ. (ઑનર્સ,) એલએલ બી. બી એ.માં એમના ઇંગ્લિશ ને સંસ્કૃત વિષયો હતા અને તેમને હીરાલાલ શ્રોફ તથા પ્રો. દાવર જેવા સાહિત્યવ્યાસંગી શિક્ષકોનો લાભ મળ્યો હતો. વ્યવસાય: શરૂઆતમાં વકીલાત, છેલ્લાં ૨૭ વર્ષથી પત્રકારત્વમાં કામ કરે છે. 'સંદેશ-વર્તમાન', 'ફૂલછાબ' અને 'લોકસત્તા'માં કેટલાંક વર્ષો ત્રિતંત્રી તરીકે કામ કર્યું. વડોદરાના પત્રકાર મંડળના સ્થાપકોમાંના એક અને પ્રથમ પ્રમુખ.

પ્રકાશન: તપોધન માસિકના 'સુવર્ણ મહોત્સવ અંક'નું સંપાદન તેમણે કર્યું હતું. 'લોકસત્તા'માં 'વિશ્વામિત્રીનાં વહેતાંનીર'ની કટાર 'સ્વયંભૂ' અને 'વિશ્વામિત્ર'ના નામથી વર્ષો સુધી લખી. તેમના રાજનીતિવિષયક લેખો, કાવ્યો, વાર્તાઓ અવારનવાર દૈનિકો તેમજ માસિકોમાં પ્રકટ થતાં રહે છે.

### સૌ અંજલિબહેન સુકુમાર શેઠ

જન્મ: ૧૯૨૮. જન્મસ્થળ-વતન: સુરત. જ્ઞાતિ: વડનગરા નાગર ગૃહસ્થ. સુરતના જાણીતા કવિ શ્રી મધુવ્રરામ બળવચરામ

ના ભાણેજ શિક્ષણ શ્રીમતી રુકમિણીદેવી એરુંડેલ સચાલિત ફાઈન આર્ટ્સ કૉલેજ, 'કલાક્ષેત્ર'ના પોસ્ટ ગ્રેજ્યુએટ વ્યવસાય મ સ યુનિવર્સિટી (વડોદરા)માં પ્રાધ્યાપિકા અને નર્તન વિભાગના વડા છે અને 'ગુજરાત રાજ્ય સગીત નૃત્ય નાટ્ય અકાદમી'ના સભ્ય છે ૧૯૪૭થી તેમણે નર્તન વિષયક લેખો લખવા શરૂ કર્યા છે

પ્રકાશન નર્તનદર્શિકા (૧૯૬૫)

**શ્રી કનુભાઈ સાકરલાલ કાપડિયા**

જન્મ ૧૯૩૨ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ સાવસાર શિક્ષણ મૅટ્રિક વ્યવસાય વડોદરા યુનિવર્સિટીની આર્ટ્સ ફૅકલ્ટીમા કલાર્ક તેઓ મ સ યુનિવર્સિટી ઍડમિનિસ્ટ્રેટિવ સ્ટાફ કલમના મત્રી છે તેનો વ ર્ષિક અક 'દીપ' ઈ સ ૧૯૬૨થી પ્રગટ થાય છે તેના તે તત્રી છે 'કવિમિલન' સસ્થાના સહમત્રી છે કવિસમ્મેલનોમા ભાગ લે છે

તેઓએ પાકિસ્તાન આક્રમણ વખતે ગુજરાતના કવિઓના સહકારથી 'સમર્પણ' નામના શૌર્યગીતોના સગ્રહનુ સપાદન કરી સરક્ષણ ફડમા ફાળો આપ્યો

**ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશી**

જન્મ ૧૮૮૭ જન્મસ્થળ વતન ભરુચ જ્ઞાતિ ભાર્ગવ બ્રાહ્મણ શિક્ષણ બી એ, એલએલ બી (વડોદરા, ૧૯૦૭)

વિદ્યાર્થી તરીકેની ઉજ્જ્વળ કારકિર્દી. ભૂખનો કરી પુસ્તકો ખરીદતા વિદ્યાર્થીજીવનમા ઍલેક્ઝાન્ડર ડચૂમા વિક્ટર હ્યુગો, બર્નાર્ડ શૉ વૉલ્ટર સ્કૉટ બાયરન, ટ્રસ શેલી વગેરેનો અભ્યાસ કર્યો મહર્ષિ અરવિંદ ઘોષ તેમના પ્રાધ્યાપક હતા 'સ્વપ્નદ્રષ્ટા' (નવલકથા)ની ભૂમિકા વડોદરા કૉલેજમા જ તૈયાર થઈ હતી તે જ વખતે [illegible]મા ગાધી એની બેસટ અને લોકમાન્ય ટિળકની અસર ઝીલી પ્રથમ પત્નીના મૃત્યુથી સ ૧૯૨૬મા શ્રી લીલાવતીબહેન સાથે લગ્ન કર્યા

વ્યવસાય પહેલા વકીલાત. પછી હૈદરાબાદ સ્ટેટમાં એજન્ટ જનરલ ૧૯૫૦મા [illegible]ના ખોરાક ખાતાના પ્રધાન પછી ઉત્તર [illegible]ના ગવર્નર અત્યારે સ્વતત્ર પક્ષના અ[illegible] નેતા તેમણે ભારતીય વિદ્યાભવન ની [illegible]ના કરી તેના તે ઉપકુલપતિ છે [illegible]દિનપ્રતિદિન પ્રવૃત્તિ ઉપરાત પ્રેરકબળ [illegible] ઉજાણી અને રાવસાહેબ મહેતા અને સ્વ હાજી મહમદ અલ્લારખા તરફથી મળ્યું ૧૯૦૭થી અગ્રેજીમા 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' તથા 'હિંદુસ્તાન' વગેરે સામયિકોમા લેખો લખવાની શરૂઆત કરી ૧૯૨૨મા તેમણે મુબાઈમા સાહિત્ય સસદની સ્થાપના કરી અને 'ગુજરાત' માસિક શરૂ કર્યું ઘણા વર્ષો સુધી સાહિત્ય પરિષદનું સુકાન સભાળ્યુ 'પાટણની પ્રભુતા' તેમણે ઘનશ્યામ તખલ્લુસથી પ્રગટ કરી જે એમની પહેલી નવલકથા હતી

પ્રકાશનો નવલકથા પાટણની પ્રભુતા, ગુજરતનો નાથ રાજાધિરાજ, પૃથિવીવલ્લભ વેરની વસૂલાત કોનો વાક ભગવાન કૌટિલ્ય પૌરાણિક નાટકો અધ રસ્તે શિશુ અને સખી કૃષ્ણાવતાર વગેરે

**શ્રી કલ્યાણરાય નથુભાઈ જોષી**

જન્મ ૧૮૮૫ જન્મસ્થળ બેટ દ્વારકા જ્ઞાતિ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ શિક્ષણ બી એ (૧૯૦૮ મુબાઈ) ઇતિહાસમા કાગા પ્રાઈઝ મેળવ્યુ ઐચ્છિક વિષય ફિઝિક્સ અને કેમિસ્ટ્રી મૅટ્રિકમા સૌરાષ્ટ્રમા વિજ્ઞાનમા પ્રથમ આવવા બદલ ઉત્તમરામ મૅમોરિયલ સ્કૉલરશિપ મેળવી હતી

વ્યવસાય વડોદરા રાજ્યના શિક્ષણખાતામા નોકરી શિક્ષક, ડેપ્યુટી ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, હેડમાસ્તર વગેરેની નોકરી કરી ઈ ૧૯૪૪મા નિવૃત્ત હાલમા રાષ્ટ્રીય વિદ્યાસભાના મત્રી સાહિત્ય પરિષદમા વિજ્ઞાનના સાહિત્યની પેટાસમિતિમાં કેટલોક વખત સભ્ય ઈ સ ૧૯૧૧થી ૧૯૨૧ સુધી કેળવણી માસિકના તત્રી

પ્રકાશનો સ્નેહગીતા સ્નેહસ્મૃત, ઉમ્મરકર્નું વહાણવટું એશિયાની ઓળખાણ દેશદેશની રસમય વાતો રાષ્ટ્રીય પડઘા, સર વિઠ્ઠલદાસ દા ઠાકરસી, દ્વારકા વગેરે

**શ્રી કાંતિલાલ ડાહ્યાલાલ ત્રિપાઠી પડોળીવાળા**

જન્મ ૧૯૩૦ જન્મસ્થળ પડોળી (તા પેટલાદ) જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ પિતા કવિ હતા શિક્ષણ મૅટ્રિક, સાહિત્ય રત્ન (હિંદી), વિશારદ (સંસ્કૃત) તેઓ ભારત સરકારના આરકિયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયા વેસ્ટર્ન સર્કલ, વડોદરામા ૧૯૫૪થી નોકરી કરે છે તેમણે સામયિકો અને રેડિયોમા કાવ્યલેખનથી સાહિત્યપ્રવેશ કર્યો પણ હાલ નાટ્યક્ષેત્રે વધુ રસ ધરાવે છે

'મારે લગ્ન કરવુ છે', 'હું પરણવાનો નથી', 'અજયો પ્રધાન બન્યો' વગેરે તેમના એકાંકી પ્રહસનો અને ભવાઈ રગભૂમિ ઉપર સારી સફળતા પામ્યા છે ચરોતર સર્વસગ્રહ'મા ચરોતર તાલુકાની ઘણી રસપ્રદ માહિતી છે

**શ્રી કિશનસિંહ ગોવિંદસિંહ ચાવડા**

જન્મ ૧૯૦૪ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ક્ષત્રિય (રાજપૂત) શિક્ષણ-બી એ (ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ) વ્યવસાય પત્રકાર લેખક, શિક્ષક કેટલાક સમય દેશી રાજ્યોમા નોકરી વડોદરામા 'ચેતના પ્રેસ' એમની માલિકીનુ હતુ પ્રેમાનદ સાહિત્ય સભાની વ્યવસ્થાપક સમિતિમા સભ્ય હતા હાલમા નિવૃત્ત જીવન અને લેખનપ્રવૃત્તિ તેમણે ક્ષત્રિય' માસિકના તત્રીપદેથી સાહિત્યપ્રવેશ કર્યો

પ્રકાશનો વાર્તાસગ્રહ કુમકુમ, અમાસના તારા, અતરદેવતા, જીપ્સીની આખે શર્વરી નવલકથા ધરતીની પુત્રી વિવેચન હિંદી સાહિત્યનો ઇતિહાસ, કબીર ગુજરાત અને ગુજરાતી સાહિત્ય પર તેની અસર સપાદન પથેરેત્મે (બળવતરાય ઠાકોરની ૭૫મી વર્ષની ઉજવણી પ્રસગના વ્યાખ્યાનો નો સગ્રહ), શ્રી ર વ દેસાઈ અભિનદન ગ્રથ, પ્રેમાનદ સાહિત્ય સભા રજત મહોત્સવ ગ્રથ

**પ્રો. કિશોરકાંત યાજ્ઞિક**

જન્મ ૧૯૦૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિએ શ્રીગોડ બ્રાહ્મણ વ્યવસાય મ સ. યુનિવર્સિટીમાં જનરલ ઍજ્યુકેશન સેન્ટરના ડાયરેક્ટર અને પ્રોફેસર તેમણે વડોદરા યુનિવર્સિટીમા આધુનિક પદ્ધતિની ઍક્સપેરિમેન્ટલ સ્કૂલ શરૂ કરાવી ત્રણ વર્ષ ડિગ્રી કોર્સમા તેના એક ભાગ તરીકે યુનિવર્સિટી કોર્સિસ અને જનરલ ઍજ્યુકેશનનો પ્રોગ્રામ દાખલ કરવામાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેમણે ભારત સરકારના આમત્રણથી હાયર સેકડરી સ્કૂલના સેન્ટ્રલ સ્ટડીની ફેડરલ યુપના જનરલ ડિરેક્ટર તરીકે કામ કર્યું છે તેઓ ૧૯૫૦માં ભારત સરકારના મડળમાં અમેરિકા ને યુરોપની કૉલેજો તથા યુનિવર્સિટીની મુલાકાતે ગયા હતા ૧૯૬૪મા ફોર્ડ ફાઉન્ડેશનના આમત્રણથી અમેરિકા ને લડન ગયા હતા ૧૯૬૭મા અમેરિકન કૉલેજોમા 'ભારતીય સંસ્કૃતિ' વિષે વ્યાખ્યાનો આપવા ગયા. પ્રકાશન અખિલ ભારતમા કૉલેજનું

શિક્ષણ, ભારતમાં સોશ્યલ સ્ટડીઝનો અભ્યાસ, નિશાળોમાં અદ્ભુત રીતનું શિક્ષણ, ધિ કૅામ્યુનિકેટિવ ટેકનીક, ભારતીય ઇતિહાસ.

## શ્રી કુમુદબહેન હર્ષદરાય ઠાકોર

જન્મ: ૧૯૦૨. જન્મસ્થળ: અમદાવાદ. જ્ઞાતિ: બ્રહ્મક્ષત્રિય વતન: વડોદરા. પિતા ત્રિકમલાલ પ્રેમાયટરી હાઈસ્કૂલમાં હેડ ક્લાર્ક. સસરા સુધારક. શિક્ષણ: બી. એ. (લાભશંકર ઉમિયાશંકર મહિલા પાઠશાળા), બી.એડ્. (વડોદરા) વ્યવસાય: મહારાણી હાઈસ્કૂલ, વડોદરામાં ૨૩ વર્ષ શિક્ષિકા. હાલ નિવૃત્ત. પછી પ્રેમાનંદ સાહિત્ય સભાનાં સન્માનિત સભ્ય તેમણે અનેકવિધ સ્ત્રીસંસ્થાઓમાં મંત્રી તરીકે અને તેની વ્યવસ્થાપક સમિતિઓમાં સક્રિય સેવા આપી છે, પ્રૌઢ શિક્ષણના વર્ગો ચલાવ્યા છે, ગરબા પાર્ટીઓ યોજે છે.

પ્રકાશન: સામયિકોમાં અવારનવાર લેખો પ્રગટ થતા રહે છે. વડોદરા રાજ્યના સમયથી આકાશવાણી પરથી વાર્તાલાપો આપે છે.

## કુલીનચન્દ્ર હિંમતલાલ દેસાઈ

જન્મ: ૧૯૦૨. જન્મસ્થળ: વડોદરા. જ્ઞાતિ: નાગર. પિતા વકીલ ને માતા રાજરત્ન દીપકબા દેસાઈ કવયિત્રી. શિક્ષણ બી.એ., એલએલ.બી વ્યવસાય: શરૂઆતમાં વડોદરામાં વકીલાત. પછી પરમપુરમાં ન્યાયાધીશ. ડિરેક્ટર ઑફ એજ્યુકેશન, ડિસ્ટ્રિક્ટ સેશન્સ જજ. કચ્છમાં પબ્લિસિટી ઑફિસર. ૧૯૫૭માં નિવૃત્ત. પછી અમદાવાદની સર એલ એ. શાહ કૉલેજમાં પ્રાધ્યાપક અને ન્યૂ કૉલેજના આચાર્ય.

પ્રકાશન: નાટકો: વહેમનાં વમળ, સમાજશત્રુ 'ગામ જાગે તો' (એકાંકી)ને મુંબઇ સરકાર તરફથી ઈનામ મળ્યુ છે. એકાંકીઓ પ્રગટ થાય છે. તેમણે સંસ્કૃતમાંથી કેટલાંક સમશ્લોકી ભાષાંતરો કર્યાં છે ભારતીય કરારધારો અને ભારતીય માલના વેચાણનો ધારો જેવાં કાયદાનાં પુસ્તકો પણ લખ્યાં છે.

## શ્રીમતી કુસુમબહેન ઠાકોર

જન્મ: ૧૯૧૦. જન્મસ્થળ: ઘોઘા. જ્ઞાતિ: ક્ષત્રિય. શિક્ષણ: બી. એ (૧૯૩૪). ડૉ. કુંવરજી નાયકના પ્રોત્સાહનથી વિદેશમાં આયોવા યુનિવર્સિટીનાં પ્રથમ બી.એ. ને પછી એમ.એ. થયાં. મહારાષ્ટ્રની અખિલ ભારતીય વિદ્યાપીઠે તેમને ડિ.લિટ.ની માનદ પદવી આપી છે વ્યવસાય: સરકારી નોકરી. ૧૯૪૯માં મુંબાઇમાં સ્ત્રી અધ્યાપન પાઠશાળામાં વાઈસ પ્રિન્સિપાલ. ત્યાર પછી આકાશવાણીમાં જોડાયાં. પ્રેમાનંદ સાહિત્યસભાનાં સન્માનિત સભ્ય.

પ્રકાશન: વાર્તા રે વાર્તા (બાળકો માટે, મુંબાઈ સરકાર તરફથી પુરસ્કૃત), મંદાર (કાવ્યસંગ્રહ), વાર્તાવિહાર ૨, પત્રમ્ પુષ્પમ્, (ગુજરાત સરકાર દ્વારા પુરસ્કૃત) વગેરે.

## શ્રી કુસુમબહેન હરિલાલ દેસાઈ

જન્મ: ૧૯૦૮. જન્મસ્થળ: ઉમરેઠ. જ્ઞાતિ: વણિક. માતાપિતામાં શ્રેયસાધક વર્ગના સંસ્કારો હતા. પતિ સ્વ. શ્રી હરિલાલ દેસાઇ લેખક અને સામાજિક કાર્યકર. શિક્ષણ: ગુજરાતી ૭ ધોરણ. પછી પતિ દ્વારા ઘેર રહી અંગ્રેજીનો અભ્યાસ કર્યો. પતિના અવસાન બાદ પૂ. ગાંધીજી અને કસ્તૂરબાના સાન્નિધ્યમાં રહ્યાં. વ્યવસાય: અખિલ હિંદ મહિલા પરિષદ, સમાજ કલ્યાણ બોર્ડ, નારી સંરક્ષણ ગૃહ જેવી સંસ્થાઓમાં સક્રિય કાર્ય કરે છે. પહેલાં તે પ્રેમાનંદ સાહિત્ય સભાનાં ઉપપ્રમુખ અને કારોબારીમાં સભ્ય પણ હતાં.

પ્રકાશન: બાપુના પત્રો–કુસુમબહેન દેસાઇને (બાપુના કુસુમબહેન ઉપરના પત્રોનું, આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરની પ્રસ્તાવના સાથે, સંપાદન).

## પ્રો. કેશવલાલ હિંમતલાલ કામદાર

જન્મ: ૧૮૯૧. જન્મસ્થળ રાજકોટ. હાલ: વડોદરા. જ્ઞાતિ: દશા શ્રીમાળી વણિક, સ્થાનકવાસી જૈન. પિતા કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં શિરસ્તેદાર શિક્ષણ: બી એ. (૧૯૧૬), એમ. એ. વ્યવસાય: ગોંડળ, સુરત, નડિયાદ, વડોદરા અને વલ્લભવિદ્યાનગરમાં અધ્યાપક. હાલ નિવૃત્ત. થોડો સમય 'ગ્રામજીવન'ના તંત્રી. જાણીતા ઇતિહાસવેત્તા.

પ્રકાશન: હિંદુસ્તાનનો ઇતિહાસ (૧૯૨૬), ટૂંકો ઇતિહાસ (૧૯૨૭), અર્થશાસ્ત્ર (૧૯૩૦), ઈંગ્લંડનો ઇતિહાસ (૧૯૨૮) તેમ જ અનેક ગ્રંથો અંગ્રેજીમા.

## શ્રી કેસરલાલ નાનાલાલ દીક્ષિત

જન્મ: ૧૮૯૧. વતન: વડોદરા. જ્ઞાતિ: નાગર. તેર વર્ષના હતા ત્યારે પિતાજીનો સ્વર્ગવાસ પણ ભણવામાં તેજસ્વી હોવાથી ટ્યૂશનો કરીકરી શિક્ષણ લીધું શિક્ષણ: બી-એસસી. (વડોદરા), વેદ અનેઉપનિષદના અભ્યાસી. વ્યવસાય: વડોદરા રાજ્યની ટ્રેનિંગ કૉલેજના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર. હાલ અરવિંદ આશ્રમ, પોંડિચેરીમાં યોગીજીવન વીતાવે છે. તેઓ હાટકેશ્વર નાગર સમાજના મંત્રી હતા.

પ્રકાશન: માનવદેહધર્મવિદ્યા, માટીનો અને કોલસાનો પ્રાકૃતિક ઇતિહાસ, વિવેકાનંદના ઉત્તમ વિચારો, સુમનગલાવલિ (નિબંધસંગ્રહ). 'ધર્મયોગ', 'હનુમન', 'જયાનંદ' જેવાં હસ્તલિખિત સામયિકોમાં લેખો લખતા. 'આર્ય' માસિકમાં ડિવાઈન લાઇફ, સિક્રેટ ઑફ વેદ, ગીતા વગેરે પર નિબંધો લખ્યા છે.

## શ્રી કેસરીચંદ નેમચંદ વકીલ

જન્મ: ૧૯૧૦. જન્મસ્થળ-વતન: વડોદરા. જ્ઞાતિ: વીસા શ્રીમાળી શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન. શિક્ષણ: બી એ. (વડોદરા), એલએલ બી. (અમદાવાદ). વ્યવસાય: ૧૯૩૬થી વડોદરા રાજ્યની હાઇકોર્ટમાં વકીલાત. પછી મુંબઈ અને ગુજરાત હાઇકોર્ટની વકીલાતની સનદ મેળવી. ગુજરાત મહારાષ્ટ્રમાં પબ્લિક ટ્રસ્ટના કાયદાના નિષ્ણાત.

પ્રકાશન: જીવનવિકાસ અને બ્રહ્મચર્ય, જ્ઞાનપંચમી, દીક્ષામહોત્સવ, કલ્યાણ, સુબોધ, જૈન વગેરે માસિકોમાં ધાર્મિક લેખો પ્રગટ થતા રહે છે. તે ઉપરાંત અંગ્રેજી અને ગુજરાતીમાં કાયદાશાસ્ત્રનાં પુસ્તકો પ્રગટ કર્યાં છે.

## સૌ. કૌમુદી પુષ્પરાય દેસાઈ

જન્મસ્થળ: પેટલાદ. જ્ઞાતિ: વડનગરા નાગર. તેમણે વડોદરામાં સંયુક્ત કુટુંબમાં રહીને શિક્ષણ લીધું. તેમનો કંઠ મધુર છે અને તે રસોઈકામ બહુ સારું જાણે છે. સસરા મગરાય દેસાઈએ લોકપ્રિય પારસી ઢબની નવલકથાઓ લખેલી.

પ્રકાશન: અરુન્ધતી (સયાજીબાલજ્ઞાનમાળામાં બાલચરિત્રકથા રૂપે પ્રગટ થએલું પુસ્તક).

## ડૉ. ગુણવંતરાય માણેકલાલ ઓઝા

જન્મ: ૧૯૦૩. જન્મસ્થળ-વતન: વડોદરા. જ્ઞાતિ: મલપતિ. પિતા પ્રાથમિક શિક્ષક, 'મલપતિ'ના તંત્રી અને અખિલ ભારતીય મલપતિ સભાના સભ્ય. અભ્યાસ: એમ.એસસી, પીએચ.ડી., એફ એલ. એસ. (લંડન); વનસ્પતિશાસ્ત્રના વધુ અભ્યાસ અંગે ઇ. સ. ૧૯૫૫માં સિલોન ગયા હતા. ૧૯૫૫થી મ. સ. યુનિવર્સિટી (વડોદરા)માં જીવશાસ્ત્રના રીડર. તે પહેલાં તેમણે ભારત સરકારના સાયંટિફિક ઑફિસર અને સિસ્ટેમેટિક બૉટનિસ્ટ તરીકે બૉટનિકલ સર્વે ઑફ ઇન્ડિયા, કલકત્તામાં સેવા આપી હતી. ૧૯૬૧માં લંડનની લિનિયન સોસાયટીમાં ફેલો તરીકે ચૂંટાયા. ૧૯૫૭થી વનસ્પતિ-

રિંગની ડિગ્રી મેળવી છે. શિક્ષણ: બી.ઈ. (વડોદરા), ૧૯૫૬, હાઈવોલ્ટેજ એન્જિનિયરિંગ(જર્મની),૧૯૫૮–'૬૦ એમ.ઈ.ની ડિગ્રી ૧૯૬૪માં (વડોદરા) પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે મેળવી.

વ્યવસાય: ૧૯૬૮ સુધી ફેકલ્ટી ઑફ ટેકનોલૉજી ઑફ એન્જિનિયરિંગ, વડોદરામાં પ્રાધ્યાપક. અત્યારે સુરતની સરદાર વલ્લભભાઈ રિજિયોનલ એન્જિનિયરિંગ કૉલેજમાં પ્રાધ્યાપક. ઈ. સ. ૧૯૫૩થી તેમનાં કાવ્યો 'દક્ષિણા', 'અખંડાનંદ' અને 'બાલમિત્ર'માં પ્રગટ થતાં રહે છે. કમલ કવિ સભાના મંત્રી (૧૯૫૪)

પ્રકાશન: ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગનું એક પાઠ્યપુસ્તક (૧૯૬૩) પ્રસિદ્ધ થયું છે

## ડૉ. ચંદ્રકાંત બાપાલાલ પટેલ(ત્રિવેદી)

જન્મ:૧૯૧૨. જન્મસ્થળ: ચુણેલ (નડિયાદ) જ્ઞાતિ: સાઠોદરા નાગર ગૃહસ્થ પિતાજી ગામના પોલીસ પટેલ હતા તેથી પટેલ અટક. પત્ની ભાનુબહેન સુશીલ અને સંસ્કારી. અભ્યાસ: સિનિયર ટ્રેઈન્ડ પુરુષ અધ્યાપન પાઠશાળા વડોદરા ૧૯૩૪, એસ એસ.સી. (મુંબઈ યુનિવર્સિટી) ૧૯૫૩, 'સાહિત્યરત્ન' (હિંદી વિશ્વવિદ્યાલય, પ્રયાગ) ૧૯૫૬ 'સાહિત્ય મહોપાધ્યાય'–તેમના સાહિત્યિક ગુરુ ડૉ. મંજુલાલ મજમુદારના માર્ગદર્શન હેઠળ 'અઢારમા સૈકાનું પ્રતિબિંબ ગુજરાતી સાહિત્ય' વિષય પર મહાનિબંધ લખવાથી સુરતની ગુર્જર વિદ્યાપીઠે આ પદવી એનાયત કરી. ૧૯૬૪. તેમને દિલ્હીની સેન્ટ્રલ હાયર ઍજ્યુકેશને 'વિદ્યાવાચસ્પતિ'ની માનદ્ પદવી અર્પણ કરી છે, ૧૯૬૬

વ્યવસાય: કેળવણી ખાતામાં સરકારી નોકરી ૧૯૬૧થી મંત્રી તરીકે પ્રેમાનંદ સાહિત્ય સભા અને ભારતના નવનિર્માણમાં સક્રિય ફાળો આપી રહ્યા છે

પ્રકાશન. મેનાપોપટની લોકપ્રિય વાર્તા, 'ગુજરાત કા હિંદી સાહિત્ય' (શોધગ્રંથ) પ્રગટ થવાથી તૈયારીમાં છે તેમના નિબંધ 'મહાવીર ભગવાનની ઉપદેશધારા'ને અખિલ હિંદ સંસ્થાએ દ્વિતીય પુરસ્કાર મળ્યો છે. માસિકોમાં તેમના અભ્યાસલેખો અવારનવાર પ્રગટ થતા રહે છે.

તેમણે ડૉ. મંજુલાલ મજમુદાર સાથે ત્રણ ચાર ગ્રંથોનું સંપાદનકાર્ય પણ કરેલ છે.

## શ્રી. ચંદ્રકાંત મણિલાલ મહેતા

જન્મ: ૧૯૨૧. જન્મસ્થળ વતન: વડનગર (જિ. મહેસાણા) જ્ઞાતિ દશાનાગર વણિક. પિતા કબીરસાહેબના અભ્યાસી. શિક્ષણ: એલએલ બી, તેમણે વડનગર, વડોદરા, અમદાવાદ તથા પૂનામાં શિક્ષણ લીધું. વ્યવસાય: સિવિલ જજ.

પ્રકાશનો: સદ્‌અભિનંદન તથા બીજક સારાર્થ સંગ્રહ (સહસંપાદિત ઈ. સ ૧૯૬૬) રવિવાર, સંદેશ, ગુજરાત સમાચાર આદિ પત્રોમાં કબીરસાહેબ ઉપર અભ્યાસી લેખો પ્રગટ થયા છે. આ ઉપરાંત આધ્યાત્મિક પદો તથા દુહા પણ લખે છે

## પ્રા. ચંદ્રકાંત મણિલાલ શુક્લ

જન્મસ્થળ: ખંભાત. જ્ઞાતિ: ઔદિચ્ય ટોળક બ્રાહ્મણ શિક્ષણ: એમ. એ (બરોડા કૉલેજ), બી એ. (લંડન)

વ્યવસાય: બરોડા કૉલેજમાં અંગ્રેજી ભાષાસાહિત્યના પ્રાધ્યાપક હતા. હાલમાં ગુડ્ઝ આયર્ન વર્ક્સ, મુંબઈમાં પરસોનેલ મૅનેજર છે. ૧૯૫૯થી બે વર્ષ માટે 'પ્રેમાનંદ સાહિત્ય સભા'ના પ્રમુખ હતા.

તેમણે ગુજરાતીમાં છૂટક વિવેચનો અને લેખો લખ્યા છે.

## શ્રી ચન્દ્રકાંત હરગોવિંદદાસ રાવ

જન્મ. ૧૯૩૦. જન્મસ્થળ અઠાલિયા (ભરુચ) જ્ઞાતિ: બ્રહ્મભટ્ટ પિતા સામાજિક અને શૈક્ષણિક કાર્યમાં રસ લેતા માતાની ધર્મપરાયણતાનો વારસો મળ્યો છે.

શિક્ષણ: એમ એ, એમ એડ. વડોદરા યુનિવર્સિટીમાં બી એ મા ૧૯૫૧માં અ. ક. ત્રિવેદીને કાંટાવાળા પ્રાઈઝ મેળવ્યાં ગુજરાત વિદ્યાપીઠની વિનીત ડીગ્રી પણ મેળવી છે તેઓ વડોદરા શહેર માધ્યમિક શિક્ષણસંઘના ઉપપ્રમુખ છે.

પ્રકાશન: સાહિત્યપ્રવેશ ૧૯૪૭થી 'ભટ્ટ ભાસ્કર' અને 'બ્રહ્મભટ્ટ યુવક'માં કાવ્યો લખીને કર્યો પછી માસિકોમા વાર્તા, કટાક્ષ લેખ, પ્રસંગલેખ, નાટક લખતા રહ્યા છે. 'પ્રેમદીવાની' નવલકથા પણ પ્રગટ થઈ છે અખબારોમાં ફાંટો પણ લખી છે. ૧૯૬૮થી 'ભટ્ટ ભાસ્કર'ના સંપાદક છે વાર્તા માટે પારિતોષિકો પણ મેળવ્યાં છે

## શ્રીમતી ચંદ્રકાન્તા ધનંજય શાહ

જન્મ: ૧૯૨૯, જન્મસ્થળ વતન વડોદરા. જ્ઞાતિ વણિક 'બાળજીવન'ના તંત્રી રમણલાલ શાહના પુત્ર ધનંજય શાહ સાથે તેમનાં લગ્ન થયાં હતાં પતિ લેખક અને માહિતી ખાતામાં નોકરી કરનાર. શિક્ષણ: મૅટ્રિક.

મહિલા મંડળની પ્રવૃત્તિઓમાં સક્રિય રીતે કામ કરે છે. ચંદ્ર શાહ નામથી છેલ્લાં દશ વર્ષથી બહેનો, મોટાં, બાળકો માટે જુદાં જુદાં સામયિકો અને અઠવાડિકોમાં વાર્તાઓ તેમજ લેખો લખે છે.

## શ્રી ચન્દ્રપ્રસાદ માણેકલાલ પંડિત

જન્મ: ૧૯૧૦. વતન: વીસનગર (ઉત્તર ગુજરાત). જ્ઞાતિ: વીસનગરા નાગર શિક્ષણ: વીસનગરની એ. ડે. હાઈસ્કૂલમાં અભ્યાસ કરી નોકરી સ્વીકારી નવરાશના સમયમાં ગુજરાતી અંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખી શિકાગો (અમેરિકા)ની નૅશનલ સેલ્સમેન ટ્રેનિંગ એસોસીએશન અને ઇન્સ્ટિટ્યૂટ ઑફ સેલ્સમેન, કલકત્તાના પોસ્ટલ કોર્સનો અભ્યાસ કરી વેચાણકળા અને ધંધાકીય જ્ઞાન મેળવ્યું

વ્યવસાય: ૧૯૩૫થી વ્યાપાર. ૧૯૪૭માં પ્રકાશન સંસ્થા શરૂ કરી શરૂઆતમાં નિકાસ વેપારને લગતું માસિક શરૂ કર્યું ત્યાર બાદ ટ્રેડ, ટેકનિકલ, ઈન્ડસ્ટ્રીઅલ પ્રકાશનો કરતા રહ્યા.

પ્રકાશનો: ૧૯૬૪માં વડોદરાથી ધાર્મિક, સાંસ્કૃતિક અને સાહિત્યિક 'વીણેલાં મોતી' માસિકનું પ્રકાશન શરૂ કર્યું, જેમાં એમના લેખો પ્રગટ થતા રહે છે.

## શ્રીમતી ચંદ્રબાળાબહેન માણેકલાલ ડૉક્ટર

જન્મસ્થળ ગોંડલ જ્ઞાતિ દશા શ્રીમાળી વણિક અભ્યાસ મૅટ્રિક સૌરાષ્ટ્રમાં બહેનોની કેળવણી ઓછી હતી એ સમયમાં તે મૅટ્રિક સુધી ભણવાથી એમની પ્રતિષ્ઠા વધી.

વડોદરાના 'સયાજી વિજય'ના તંત્રી માણેકલાલ અંબાલાલ ડૉક્ટરના વિધુર થવાથી ચંદ્રબાળાબહેનનાં તેમની સાથે લગ્ન થયાં ઘર તથા પ્રેસનો બોજો હોશિયારીથી ઉપાડવા ઉપરાંત વડોદરાની ચીમનાબાઈ સ્ત્રીસમાજનું સુકાન સંભાળ્યું અને તે અધ્યક્ષ પદે હતાં તે સમયે સમાજનું લગભગ રૂ. એક લાખનું મકાન લેવું થયું, સીવણ, ટાઈપ તથા ભરતના નિયમિત વર્ગો સમાજમાં શરૂ કર્યા

'સયાજી વિજય'મા 'સ્ત્રી સાહિત્ય' વિભાગનું સંચાલન તેમણે ત્રણ વર્ષ કર્યું અને ઘણા ઉપયોગી લેખો લખ્યા તેઓ સારાં વક્તા પણ છે

## પ્રા. ચન્દ્રમૌલી મજમુદાર 'બટુક'

જન્મ: ૧૯૩૭ જન્મસ્થળ પેટલાદ. જ્ઞાતિ. વડનગરા નાગર પિતા મંજુલાલ.

ામાં સાહિત્ય, સંશોધન ને શિલ્પકળા-
ત્રે માતાપિતાના સંસ્કાર જળવાયા છે.
ણુ: એમ.એ. મુખ્ય વિષય ઇતિહાસ
પુરાતત્ત્વ અને સંસ્કૃત.

વસાય: ઇતિહાસના અધ્યાપક.

ના: સંશોધન ક્ષેત્રે મહત્ત્વના લેખો
ર્યા છે. 'ગુજરાતમાં બૌદ્ધધર્મના સ્થૂપ
ો', 'ગુજરાતના પાળિયાનું વૈવિધ્ય',
ર્મમાં જપમાળા', 'ઓરસંગને કાંઠે
ઝાંઝેડ નાન્દીપુરી: પ્રાચીન અને
ન' વગેરે લેખો ભૌગોલિક, ઐતિહા-
અને સાંસ્કૃતિક દૃષ્ટિએ નોંધપાત્ર અને
છે. 'સૂર્યમંદિર' માસિક તથા 'કલ્ચરલ
જી ઑફ ગુજરાત' ભાગ ૧માં પ્રસિદ્ધ
રણ-પીપલીના 'બેઠેલા સૂર્યની સુંદર
પથક લેખ પણ ગણનાપાત્ર છે.

### ...વદન ચીમનલાલ મહેતા

: ૧૯૦૧. જન્મસ્થળ-વતન: સુરત.
ક્ષણિક શિક્ષણ: બી.એ.

સાય: શિક્ષણકાર્યથી—શરૂઆત.
પ્રથમ કૉંગ્રેસપત્રિકાના ભૂગર્ભ તંત્રી,
ડિયા રેડિયોમાં થોડો વખત
ાલ મ. સ. યુનિવર્સિટી વડોદરાના
લ્યનાટ્ય વિદ્યાલયમાં પ્રાધ્યાપક,
ાપ અમેરિકામાં નાટ્ય પરિસંવાદો
ર્દોમાં પ્રતિનિધિત્વ તેમજ અમે-
નાટ્ય સંબંધી અધ્યાપન કાર્ય.
. સ. ૧૯૫૬માં ભારતીય રેડિયો-
નાર મોકલેલી. તેમણે સાહિત્ય
ની ઘણી પરિષદોમાં હાજરી

ા: ઇલા કાવ્યો, આગગાડી, શમળ

### ...દ્રશંકર સોમનાથ ભટ્ટ 'સત્યસેવક'

૯૨૭. જન્મસ્થળ વતન: રાજ-
(રેન્દ્રનગર, સૌરાષ્ટ્ર) જ્ઞાતિ:
સ. રાજસીતાપુર મૂળ પ્રાંગધ્રા
. ભટ્ટ કુટુંબમાંથી રાજ્યને
ારો મળતા. તેમના પિતામહ
ીડર હતા.

ાજકોટની-ઇંટર કૉલેજમાં અ
યાસ છોડયો. હિંદી, મરાઠી
સારું જાણે છે. એસ.એસ.
સીધી જ પ્રસાર કરી હતી.
ત્વનો ખાસ પ્રમાણપત્ર હોસ
ા અને વૈદકશાસ્ત્રનો ઊંડો

અભ્યાસ કર્યો છે. વ્યવસાય: પત્રકારત્વ.

પ્રકાશનો: પ્રાકૃ જલીપધિ, તમારું આરોગ્ય, તમારી પ્રકૃતિને ઓળખો, રસોડાની ઔષધિઓ. ટૂંકી વાર્તાઓ તથા અનુવાદો પણ પ્રસિદ્ધ થયા છે.

### શ્રી ચ્યવનરાય માણેકલાલ શુક્લ

જન્મ: ૧૮૯૬. જન્મસ્થળ: ડભોઈ. હાલ: વડોદરા. જ્ઞાતિ: સાઠોદરા નાગર. પિતાના પિતા કોટા (રાજસ્થાન) સ્ટેટમાં સારા હોદ્દા પર હતા. શિક્ષણ: મૅટ્રિક. મુખ્ય વ્યવસાય: પત્રકારિત્વ. ઈ. ૧૯૧૬થી સાહિત્યક્ષેત્રે પ્રવેશ કર્યો.

રચના: મારી પડોશણ અને બીજી વાતો, એક રેખાચિત્ર, પંચરત્ના દર્શાવતી, વ્યાયામનો કબીરવડ (પ્રો. માણેકરાવનું રેખાચિત્ર), હિતશિક્ષામાં કેટલાંક નહિ અને માબાપોને.

### શ્રી છગનલાલ પ્રેમાનંદ પટેલ

જન્મ: ૧૯૧૧. જન્મસ્થાન-વતન વડોદરા. જ્ઞાતિ: પટેલ. શિક્ષણ: વડોદરામાં એમ.એ., બી ટી. તેમજ વિદ્યાલંકાર, સાહિત્યાલંકાર, શાંકર વેદાંતશાસ્ત્રી શુદ્ધાદ્વૈત વેદાંતાચાર્ય.

વ્યવસાય: ભારતી હાઈસ્કૂલના આચાર્ય. ઘણી શૈક્ષણિક સંસ્થાઓમાં અગ્રપદે રહી કાર્ય કર્યું છે. વ્યાયામ તથા ધાર્મિક સંસ્થાઓમાં પણ સક્રિય કાર્યકર છે. 'વલ્લભવિજ્ઞાન' માસિક તથા ચિન્મયાનંદ અભ્યાસ વર્તુળ, વાડી કેન્દ્રના સંચાલક છે. સંસ્કૃત વિદ્વદ્ સભા ને પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય.

પ્રકાશન: 'ઉપનિષદનાં મોતી' ને 'ભારતીય સાહિત્યકારો' એ બે ગ્રંથો ટૂંક સમયમાં પ્રસિદ્ધ થવાના છે. તેમના જૈનદર્શન અને બૌદ્ધદર્શનનો નિબંધ અખિલ ભારતીય કક્ષાએ પ્રથમ પુરસ્કારપાત્ર ઠર્યો હતો. 'વલ્લભ વિજ્ઞાન' માસિકમાં લેખો પ્રસિદ્ધ થયા છે.

### પ્રો. જગમોહન જગજીવનદાસ મોદી

જન્મ: ૧૯૧૪. જન્મસ્થળ: પારડી, (જિલ્લો: વલસાડ), વતન: વડોદરા જ્ઞાતિ: વાણિયા. પિતા સાક્ષર હતા. તેઓ પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય હતા. શિક્ષણ: બી. એ. (૧૯૩૬), એમ એ. (૧૯૪૩). બી. ટી. (૧૯૫૩), પીએચ. ડી. (૧૯૬૮).

વ્યવસાય: ઓક મેમોરિયલ સ્કૂલમાં શિક્ષક ૧૯૫૪થી વડોદરામાં ફેકલ્ટી ઑફ એજ્યુકેશનમાં ગુજરાતી અને શિક્ષણના પ્રાધ્યાપક.

પ્રકાશન: જાપાનની કેળવણી (ભાષાંતર), શિક્ષણના સિદ્ધાંતો, ગુજરાતી સ્વરવ્યંજનમાળા, ગુજરાતી સ્વરો (અંગ્રેજી), ગુજરાતી વ્યંજનો (અંગ્રેજી) અંગ્રેજી ગુજરાતી પદાન્વયનો તુલનાત્મક અભ્યાસ (અપ્રકટ).

### શ્રી જનકકુમાર હરિભાઈ દેસાઈ

જન્મ: ૧૯૩૫. જન્મસ્થળ: સુરત. જ્ઞાતિ: અનાવલા.

શિક્ષણ: બી.એસસી. (૧૯૫૬), એમ. એસસી. (૧૯૫૮), એમ. એસ. (૧૯૬૨). તેમણે વડોદરા અને અમેરિકામાં શિક્ષણ લીધું છે. જીવશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર અને ફોટોગ્રાફી તેમના રસના વિષય છે.

પ્રકાશન: રુદ્રપ્રયાગનો માણસખાઉ દીપડો (જીમ કૉરબેટકૃત 'મેન ઈટિંગ લેપર્ડ ઑફ રુદ્રપ્રયાગ'નો અનુવાદ.)

### શ્રીજયવતીબહેન નરહરિલાલ દેસાઈ

જન્મ: ૧૯૩૫. જન્મસ્થળ: અમદાવાદ. જ્ઞાતિ: બ્રહ્મક્ષત્રિય. હાલ વડોદરા. ડૉ. હરિપ્રસાદ દેસાઈ અને 'પ્રીતમનગર' સ્થાપનાર પ્રીતમભાઈ દેસાઈ તેમના ભાઈ થાય.

શિક્ષણ: ઇન્ટર આર્ટ્સ. વડોદરામાં ચીમનાબાઇ સ્ત્રીસમાજ અને ચીમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલયમાં મંત્રી હતાં ને સક્રિય કાર્યકર છે.

બૅરિસ્ટર જયકૃષ્ણ વર્માના 'ગુણસુંદરી' સ્ત્રીમાસિકનું બે વર્ષ સંચાલન કર્યું હતું. તેમાં તેમનાં અનેક રેખાચિત્રો અને નિબંધો પ્રગટ થયા છે

પ્રકાશન: ઋષિ ચ્યવન (સયાજી બાલજ્ઞાનમાલાનું પ્રકાશન).

### પ્રો. જયંતકુમાર પ્રેમશંકર ઠાકર

જન્મ: ૧૯૨૨. જન્મસ્થળ-વતન: વિરમગામ. જ્ઞાતિ: ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ. શિક્ષણ: મૅટ્રિક સુધી, સિદ્ધપુર રહી શિક્ષણ લીધું પછી શિક્ષણ માટે મુંબઈ ગયા. બી એ. (૧૯૪૫), એમ.એ. (૧૯૪૭), કોવિદ (૧૯૪૯), એમ.એ માં મુખ્ય વિષય સંસ્કૃત (વેદાંતશાસ્ત્ર) અને ગૌણ ગુજરાતી. અભ્યાસ દરમ્યાન સ્કૉલરશિપ અને ચંદ્રક મેળવ્યાં હતાં, તેમ જ ગૃહપતિની જવાબદારી ચાર વર્ષ સંભાળી હતી.

વ્યવસાય: અધ્યાપન અને સંશોધન. વડોદરામાં પ્રથમ સંસ્કૃત વિભાગમાં પ્રાધ્યાપક. પછી પ્રાચ્યવિદ્યા મંદિરમાં સંશોધન અધિકારી તથા પ્રાકૃત અને સંસ્કૃતના અનુસ્નાતક કક્ષાના અધ્યાપક.

શાસના વર્ગીકરણ અંગેના આંતરરાષ્ટ્રીય મંડળ નેધરલૅન્ડના સભ્ય

પ્રકાશન તેમના ભારતીય વનસ્પતિ અંગે ૨૫ ઉપરાંત સંશોધન લેખો આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક સામયિકોમાં છપાયા છે મહાનિબંધના એક ભાગ 'ધિ ફ્લોરા ઑફ પાવાગઢ–ગુજરાત રાજ્ય' (૧૯૬૨) આયુર્વેદિક અભ્યાસમાં ઉપયોગી નીવડે તેવું પુસ્તક છે

## શ્રી ગોવર્ધનભાઈ ચુનીલાલ શાહ

જન્મ ઈ સ ૧૯૨૦ જન્મસ્થળ વતન સંખેડા (જિ વડોદરા) હાલ વડોદરા જ્ઞાતિ દશાલાડ વણિક માતાપિતા વૈષ્ણવ મર્યાદી એમણે પુષ્ટિસંપ્રદાયના સંસ્કાર ઝીલ્યા છે મોટા પુત્ર શ્રી મનમોહનદાસ અમેરિકામાં રસાયણ ઇજનેરી વિજ્ઞાનના માસ્ટર ઑફ સાયન્સ શિક્ષણ બી કૉમ (સિડનહામ કૉલેજ, મુંબઈ) ૧૯૪૨, એલએલ બી (મ. સ યુનિવર્સિટી વડોદરા) ૧૯૬૬ સાહિત્યરત્ન (અલાહાબાદ) વ્યવસાય દૈનિક લોકસત્તાના તંત્રી વિભાગમાં નોકરી વડોદરા પત્રકાર મંડળના ઉપપ્રમુખ

પ્રકાશન ૧૯૩૮માં અભ્યાસકાળ દરમ્યાન ગોપીની વિરહ ભાવના અને સર્વોચ્ચ કૃષ્ણ ભક્તિનું હૃદ્ય અંગેનું સૉનેટ રચ્યું જેની 'ગુજરાતી' સાપ્તાહિકે નોંધ લીધી હતી 'વિશ્વકીર્તિ અને ગુજરાત રિફાઈનરી દ્વારા નવા ઔદ્યોગિક યુગના એંધાણ' જેવા પ્રાસંગિક કાવ્યો પણ પ્રસિદ્ધ છે

અખિલ ભારતીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદના ગુજરાતી મુખપત્ર 'વલ્લભવિજ્ઞાન' માસિકના તે સંપાદક છે

## શ્રી ગૌરીશંકર આશારામ–'વૈરાટી'

જન્મ ઇ સ ૧૮૮૮ વતન ધોળકા (વિરાટનગર) હાલ વડોદરા જ્ઞાતિ તપોધન બ્રાહ્મણ પિતા તત્ત્વવેત્તા અને ત્યાગી જેવા હતા માતા જન્મ આપી સ્વર્ગસ્થ થયા પિતાએ બાળકને ગુરુ અચ્યુતાનંદજીને સોંપ્યું ત્રણ વર્ષ આઠ મહિના હિંદભરમાં પગપાળા યાત્રા કરી શિક્ષણ વર્નાક્યુલર ફાઈનલ

વ્યવસાય આબકારી ઇન્સ્પેક્ટર તલાટી કારકુન અને શિક્ષકની નોકરી થોડો થોડો સમય કર્યા પછી શ્રી કેશવ હર્ષદ ધ્રુવના હાથ નીચે નોકરી કરી પછી રંગભૂમિના નાટકો લખવા માંડ્યાં જેમાં સારી સફળતા મળી નથુરામ શર્મા પાસેથી બ્રહ્મશાસ્ત્ર ને નાટ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો મુંબઈમાં આર્થિક મુશ્કેલી વખતે ટ્યૂશનો કરી કામ ણી કરતા

એમણે ૧૧૭ નાટકો લખ્યા છે, જે ભજવાયા છે પણ મોટે ભાગે અપ્રગટ છે આ ઉપરાંત ૮ ફિલ્મી વાર્તાઓ ૧૫ ધર્મકથાઓ અને ૧૨૦૦ ઉપરાંત ગીતકાવ્યો લખ્યા છે 'સમ્રાટ ચંદ્રગુપ્ત' કરાચીથી પ્રસિદ્ધ થતા 'ટહુકાર'માં પ્રસિદ્ધ થયું હતું આખ્યાન સંગ્રહ 'અમૃતાનંદ' પ્રગટ થયો છે

તેમના 'કનકકેસરી' (૧૯૧૪) નાટકે ડૂબી જતી એક નાટક કંપનીને ૭૫,૦૦૦ રૂા ની કમાણી કરી આપી હતી 'દુર્ગાદાસ' નાટકની ૩ ૨૦૦ નાઇટો થઈ હતી 'દુર્ગાદાસ' ભજવવા માટે કરાચીના મૅજિસ્ટ્રેટે વૉરંટ કાઢ્યું હતું પણ ત્યાંના મેયરની મદદથી વડોદરા નાસી આવ્યા મુંબઈ સરકાર તેમને રૂ ૨૦૦૦ વાર્ષિક માનધન આપતી જે રાહતફંડમાં આપી દેતા

## શ્રી ગંગાશંકર લટલુરામ પંડ્યા

જન્મ ૧૯૦૫ જન્મસ્થળ વતન ડભોઈ (જિ વડોદરા) જ્ઞાતિએ ચાલીસી બ્રાહ્મણ માતાપિતા ધાર્મિક વૃત્તિ અને ભક્તિભાવવાળા હતા મોટા ભાઈ કર્મકાંડી પવિત્ર જીવન ગાળે છે શિક્ષણ મેલ ટ્રેનિંગ કૉલેજમાં મધ્યમ પદ ૧૯૨૯–'૩૦માં થયા વ્યવસાય કેળવણી ખાતામાં પ્રાથમિક શિક્ષક હાલ નિવૃત્ત ઈ સ ૧૯૪૦ થી બાલકાવ્યો લખતા રહ્યા છે

પ્રકાશન બાલમિત્ર બાલમાધુરી બાલજીવન, બાળક નૂતન ગુજરાત નવભારત વગેરેમાં થઈ કુલ ૧૩૮ બાલકાવ્યો પ્રસિદ્ધ થયા છે રાસ અને ગરબા પણ રચ્યા છે

તેમણે પ્રેમાનંદ સાહિત્ય સભાની પાદપૂર્તિ ને બાલકાવ્ય સ્પર્ધામાં બીજો અને પહેલો પુરસ્કાર મેળવ્યો છે અને ભૂતપૂર્વ વડોદરા રાજ્ય પ્રાથમિક શિક્ષક મંડળ તરફથી શ્રેષ્ઠ કાવ્યો બદલ ચંદ્રક મળ્યો છે

## શ્રી ધનશ્યામ નટવરલાલ મહેતા

જન્મ ૬ જૂન ૧૮૮૭ વતન કાલોલ (પંચમહાલ) જ્ઞાતિ વડનગરા નાગર સામાન્ય કુટુંબમાં જન્મ શિક્ષણ મુંબઈની મૅડિકલ કૉલેજમાં ત્રણ વર્ષ ભણ્યા પછી મોટા ભાઈના મૃત્યુને લીધે કુટુંબનિર્વાહ અર્થે શિક્ષણ છોડવું પડ્યું

વ્યવસાય શિક્ષક, લેખક ૧૯૨૬માં તેઓ વડોદરા 'નવગુજરાત' પત્રના મદદનીશ તંત્રી ૧૯૪૨માં હિંદ છોડો ની લડત અંગે જેલયાત્રા ૧૯૪૩–૫૨માં વડોદરા શારદા મંદિર મિડલ સ્કૂલમાં મુખ્ય શિક્ષક અને હાઈસ્કૂલમાં શિક્ષક અત્યારે નિવૃત્ત થોડો સમય તે પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રી પણ હતા

પ્રકાશન સયાજી બાળજ્ઞાનમાળામાં કેસરની કથા, લોહીની લીલા, જઠરની કથા, ગર્ભની કથા થૉમસ આલ્વા એડિસન વગેરે પુસ્તકો છપાયાં છે નવલકથાઓ દુશ્મનના દાવ ('નવગુજરાત સાપ્તાહિકનું ભેટ પુસ્તક), મ લતી વગેરે તે ઉપરાંત ટૂંકી વાર્તાઓ અને શાળોપયોગી પુસ્તકો પણ પ્રગટ થયા છે

## શ્રીમતી ચારુલતાબહેન રાજેન્દ્રભાઈ ગાંધી

જન્મ ૧૯૩૩ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ વીસાલાડ વણિક 'બાળજીવન'ના સંસ્થાપક અને તંત્રી રમણલાલની બીજી પુત્રી શિક્ષણ બી એસસી (ઑનર્સ)

વ્યવસાય હોમસાયન્સ વિભાગમાં પ્રાધ્યાપિકા એસ પી એન ડી વિમેન્સ કૉલેજ, ધ ટકોપરઆકાશવાણી ઉપરથી તેમના કાર્યક્રમો નાનપણથી પ્રસારિત થાય છે

પ્રકાશન 'જન્મભૂમિ–પ્રવાસી' પત્રના સંસારચક્ર વિભાગમાં 'ધન અને ધાન્ય' એ શ્રેણીમાં ઘણા લેખો લખ્યા છે તેમના રસોઈની વિવિધ વાનગીઓ વિષયક લેખો ખૂબ વખણાય છે તેમણે બાળોપયોગી સાહિત્ય પણ લખ્યું છે

## શ્રી ચાપશીભાઈ વિઠ્ઠલદાસ ઉદેશી

જન્મ ૧૮૯૨ જન્મસ્થળ ટંકારા વતન ગોંડળ (કાઠિયાવાડ) જ્ઞાતિ ભાટિયા શિક્ષણ મૅટ્રિક વ્યવસાય પત્રકારત્વ

૧૯૨૧માં નવચેતન' સચિત્ર માસિક કલકત્તાથી શરૂ કરવાનું સાહસ કર્યું કલકત્તામાં ગુજરાતી મંડળ શરૂ કર્યું જેથી ત્યાં ગુજરાતી જીવન ચેતનવંતુ રહે ત્યાર બાદ કેટલોક વખત વડોદરા રહી 'નવચેતન ચલાવ્યું અને છેલ્લા કેટલાંક વર્ષથી તે અમદાવાદમાં સ્થિર રહ્યા છે ને આજે પણ 'નવચેતન' દર માસે નિયમિત પ્રગટ કરે છે ઊગતા વાર્તાકારોને તેઓએ ઘણું પ્રોત્સાહન આપ્યું છે, ને જનસમાજની સાહિત્યરુચિ કેળવી છે ૧૯૦૭માં 'સુંદરી સુબોધ'માં એક લેખ લખી સાહિત્ય પ્રવેશ કર્યો

પ્રકાશનો કવિતાકલાપ (૧૯૧૮) કેટલાક સવાદો (૧૯૧૯), જીવનને ચણકારે (૧૯૨૧) વાદી તલવાર (૧૯૨૯), અવારનવાર એમના લેખો, કાવ્યો અને વાર્તાઓ પ્રગટ થયા છે

### શ્રી ચિમનલાલ છોટાલાલ પરીખ

જન્મ: ૧૯૧૧. જન્મસ્થળ વતન: વડોદરા. જ્ઞાતિ: લાડ વાણિયા. પિતા સહકારી ખાતામાં શિરસ્તેદાર. તે વખતે શ્રી રમણલાલ વ. દેસાઈ સહકારી અધિકારી. તેમના પરિચયથી નાની વયે જ ચિમનલાલ સાહિત્ય તરફ વળ્યા. માતાપિતા ધાર્મિક વૃત્તિનાં હતાં. ઘરમાં સવાર સાંજ ભજનકીર્તન થતું તેથી તેમનામાં સંગીતનો રસ જાગ્રત થયો. શિક્ષણ: બી.એ. (ઑનર્સ), ઈ. સ. ૧૯૪૦. મુખ્ય વિષય અંગ્રેજી અને ગુજરાતી. ખાનસાહેબ ફૈયાઝખાન અને પંડિત ગોવિંદપ્રસાદજી, લીનાબહેન મંગળદાસ, જયશંકર સુંદરી અને સ્વ. રા. વિ. પાઠક પાસેથી સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યું. પત્રકારત્વની પણ તાલીમ લીધી.

વ્યવસાય: ગાયકવાડ સરકારની હુજૂર પૉલિટિકલ કચેરીમાં પ્રકાશન ખાતામાં રિપૉર્ટર્સ ઑફિસર. ૧૯૫૦માં વડોદરા જિલ્લા પ્રકાશન અધિકારી. પછી દક્ષિણ ગુજરાત પ્રાદેશિક પ્રકાશન અધિકારી ૧૯૬૧માં ગુજરાત રાજ્યના માહિતીખાતામાં આસિ. ડાયરેક્ટર. અત્યારે ચીફ ઑર્ગેનાઈઝર તરીકે આકાશવાણી ભારત મંડળના કાર્યક્રમોનું સંકલન કરે છે.

પ્રકાશનો: તિલાંજલિ (એકાંકી નાટિકા), સંગીત સમ્રાટ ખાનસાહેબ ફૈયાઝખાન (જીવનચરિત્ર), વીર વિદ્યાર્થી ડૉ. જીવરાજ મહેતાનું જીવનચરિત્ર (તેઓ ગુજરાત રાજ્યના વિલીનીકરણ વખતે ડૉ. જીવરાજ મહેતાના ગાઢ સંપર્કમાં આવ્યા હતા), રવીન્દ્રનાથ ટાગોર (જીવનચરિત્ર).

### શ્રી ચિમનલાલ ભોગીલાલ ગાંધી (વિચિત્સુ)

જન્મ: ૧૮૯૪. વતન: આતરસુંબા (ખેડા). જ્ઞાતિ: દશા ખડાયતા વાણિયા. પિતા કેળવણીખાતામાં આસિસ્ટંટ ડેપ્યુટી ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર. શિક્ષણ: બી.એ. (વડોદરા).

વ્યવસાય: અધ્યાપક, પુરુષ શિક્ષણપદ્ધતિ પાઠશાળા, છેલ્લાં દસ વર્ષ ડેપ્યુટી ઍજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર દહેગામ, દભોડા ને મહેસાણામાં; હાલ નિવૃત્તિ. ૧૯૧૫થી અનેક માસિકોમાં લખતા રહ્યા છે.

પ્રકાશનો: બરોડા કૉલેજના મૅગેઝિનમાં નવસો પંક્તિનું સંસ્કૃત કાવ્ય છપાયું છે. તે ઉપરાંત, છોડવાનું જીવન (૧૯૩૧), કરકસર (૧૯૩૨), સામાજિક સુખરૂપતા (૧૯૩૩), (અનુવાદ) રાસપાંખડી (૧૯૩૨), ગરબાસંગ્રહ (૧૯૩૭), દેવઆરાધના (૧૯૫૨). રતિવિલાપ (અનુવાદ) પણ પ્રગટ થયા છે.

### શ્રી ચિમનલાલ મગનલાલ ડૉક્ટર

જન્મ: ૧૮૮૪. જન્મસ્થળ વતન: વડોદરા. જ્ઞાતિ: દશા શ્રીમાળી વાણિયા. પિતા ડૉક્ટર હતા. શિક્ષણ: એમ.એ. (વડોદરા), એલએલ. બી. (મુંબઈ), મુંબઈ ગવર્નમેન્ટ લૉ સ્કૂલમાં ચાન્સેલર્સ મેડલ મેળવ્યો છે.

વ્યવસાય: ૧૯૦૮ થી ૧૯૨૨ સુધી વડોદરા રાજ્યમાં ન્યાયાધીશ તથા નાયબમંત્રી, ૧૯૨૩થી વકીલાત. રાષ્ટ્રિય સાપ્તાહિક 'નવગુજરાત' ૧૯૪૪ સુધી ચલાવ્યું. ત્યાર બાદ નિવૃત્ત જીવન. પ્રેમાનંદ સાહિત્ય સભાના સન્માનિત સભ્ય છે.

પ્રકાશન: કૅનેડાનું જવાબદાર રાજતંત્ર (૧૯૨૮), અમેરિકાનાં સંયુક્ત રાજ્યો (૧૯૨૮), સિદ્ધપુર (૧૯૨૮), હીરક વડોદરા (૧૯૩૫), ભારતીય સમાજશાસ્ત્ર (૧૯૩૬), ભારતીય અર્થશાસ્ત્ર (૧૯૩૭), શ્રીમંત સર સયાજીરાવનું જીવનચરિત્ર (બે ભાગમાં, ૧૯૪૨)

### ડૉ. ચિમનલાલ મગનલાલ વૈદ્ય (દઢબલ)

જન્મ: ૨૪-૮-૧૯૧૦. સ્થળ: કપડવણજ. વતન: મોડાસા. પિતા આયુર્વેદના અભ્યાસી. તે જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોના અભ્યાસી. મોટા ભાઈ કૃષ્ણલાલે (બી.કૉમ.) પ્રેમભક્તિ માર્ગના કેટલાક ગ્રંથો રચ્યા છે. શિક્ષણ: વડોદરાની આયુર્વેદ મહાવિદ્યાલયમાં ચાર વર્ષ અભ્યાસ.

વ્યવસાય: કપડવણજમાં ખાનગી દવાખાનું. સં. ૨૦૦૬ થી ૨૦૦૭ અને ૨૦૧૩ થી ૨૦૧૮ સુધી 'અનુગ્રહ' માસિકના તંત્રી. કેટલાંક વર્ષ વેણુ અને વેણુધર માસિકના તંત્રી. શ્રી શુદ્ધાદ્વૈત સંસદ અને કનૈયા પુસ્તકાલયના મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું છે.

પ્રકાશન: સાંપ્રદાયિક સાહિત્યના અનેક ગ્રંથો સંશોધનસંપાદન કરી પ્રગટ કર્યા છે. સંપ્રદાયના મહારાજોનાં જીવનચરિત્રો અને કેટલુંક વૈષ્ણવ સાહિત્ય પ્રગટ થયું છે.

### શ્રી ચુનીલાલ જયશંકર ઓઝા

જન્મ: ૧૮૮૧. હાલ વડોદરા. જ્ઞાતિ: બ્રાહ્મણ. માતપિતા સંસ્કારી હતાં, તેમના ગુણો તેમણે ઝીલ્યા છે. શિક્ષણ: મૅટ્રિક (૧૮૯૯), વડોદરામાં. અભ્યાસકાળ દરમ્યાન શ્રીમન્ માસ્તરસાહેબ છોટાલાલ જીવનલાલના સમાગમમાં આવ્યા. શ્રીમન્ નૃસિંહાશ્રમમાં કીર્તન-શ્રવણ માટે જતા ત્યાં અકથ્ય ભાવો જાગવાથી ઈ. સ. ૧૯૦૦માં દીક્ષિત શ્રેયસ્સાધક થયા. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી અને શ્રીમન્ છોટાલાલ માસ્તરસાહેબના સંપર્કથી લેખનપ્રવૃત્તિ શરૂ કરી. શરૂઆતમાં 'મહાકાલ' માસિકમાં લેખ પ્રસિદ્ધ થયો.

પ્રકાશનો: થોડો સમય તેઓ 'યમદંડ' માસિકના તંત્રીપદે નીમાયા. તેમ જ સદુપદેશ શ્રેણીમાં 'આંતરજ્ઞાન' અને 'અર્વાચીન માનસશાસ્ત્ર' લેખો પ્રસિદ્ધ થયા. ભાષાંતર: શ્રી કાલીકમલીવાળાકૃત હિંદીગ્રંથ 'પક્ષપાત રહિત અનુભવ પ્રકાશ'નું ગુજરાતી ભાષાંતર (૧૯૨૭). પુષ્પલતિકા (ટૂંકી વાર્તાઓનો સંગ્રહ, (૧૯૬૮). જીવનચરિત્રો: શ્રીમન્ નૃસિંહાચાર્યજી (૧૯૪૮), શ્રીમન્ વિશ્વવંદ્ય છોટાલાલ જીવનલાલ (૧૯૬૩).

### શ્રી ચુનીલાલ જેઠાભાઈ મહેતા

જન્મ: ૧૮૬૨. જન્મસ્થળ-વતન: નડિઆદ જ્ઞાતિ: સાઠોદરા નાગર ગૃહસ્થ. જ્ઞાતિમાં પહેલા એલ સી.ઈ. વડોદરા ૨૪ વર્ષ સુધી ગાયકવાડ સરકારના બાંધકામ ખાતામાં પ્રામાણિકપણે નોકરી કરી. કૃષ્ણભક્ત જન્માષ્ટમીની રાત્રે ભજન કરાવતા ને બીજે દિવસે ન્યાત જમાડતા. નડિયાદ મહાગુજરાત આયુર્વેદિક કૉલેજને રૂા. ૯,૦૦૦ની ઉદાર સખાવત આપી. સંસ્કૃતના ઊંડા અભ્યાસી.

પ્રકાશન: ભગવદ્‌ગીતા (મૂળ અને ગદ્યાત્મક તરજુમો) ૭,૫૦૦ નકલ છપાવી વિના મૂલ્યે વિદ્યાર્થીઓ અને સાત્વિક ભક્તોને ભેટ આપી.

### ચંદુલાલ ગિરધરલાલ પરીખ

જન્મ: ઇ સ. ૧૮૯૬. જન્મસ્થળ-વતન: વડોદરા. જ્ઞાતિ: લાડ વાણિયા. શિક્ષણ: બી એ., એલએલ.બી. (મુંબઈ). વ્યવસાય: વકીલાત. લોકસાહિત્યના વાચન-મનન લેખનનો શોખ. તેમનાં લોકગીતો અને દુહાનું ટેપરેકોર્ડિંગ થયું છે.

પ્રકાશન: સંસ્કારી લગ્નગીતો (સંપાદન ૧૯૫૦), ટીકારૂપ ભાવમય રહસ્ય સાથે તેમનાં કેટલાંક નાટકો જુદી જુદી સંસ્થાઓના સાથે રંગભૂમિ પર ભજવાયાં છે.

### પ્રો. ચંદ્રકાંત પ્રાણજીવન દેસાઈ

જન્મ: ૧૯૩૧. જન્મસ્થળ: કઠોર (સુરત). જ્ઞાતિ: દશાલાડ વાણિયા. પિતા કવિ અને લેખક. ભાઈ બહેનો પરદેશ જઈ એંજિનિય-

પ્રકાશનો જીવવિચાર પ્રકરણ (૧૯૫૦), સ્થવિરાવલી (૧૯૫૦, મુનિ શ્રી રત્નપ્રભા વિજયજીની સાથે), અવબોધ કણિકા (૧૯૫૧), લઘુપ્રબંધ સંગ્રહ (છપાય છે)

**શ્રી જયતીલાલ મણિલાલ મહેતા**

જન્મ ૧૯૧૭ જન્મસ્થળ વતન વડનગર (મહેસાણા) જ્ઞાતિ દશાનાગર વણિક પિતા કબીરસાહિત્યના અભ્યાસી શિક્ષણ: બી એ (વડનગર તથા વડોદરામાં) વ્યવસાય રેલ્વેમા (વડોદરા) ડિવિઝનલ ઑફિસમાં હેડ ક્લાર્ક

પ્રકાશન સદ્ બિનદન તથા બીજક સારાર્થ સગ્રહ (સહસંપાદન) 'સ્વસંવેદ' તથા 'યુવકબંધુ'માં કબીરસાહિત્ય વિષયક લેખો પ્રગટ થયા છે

**શ્રી જયતીલાલ શકરલાલ આચાર્ય**

જન્મ ૧૯૧૦ જન્મસ્થળ વતન વીરપુર (જિ ખેડા) જ્ઞાતિ ઔદુમ્બર બ્રાહ્મણ પિતા વિદ્વાન ભાગવત પ્રવક્તા હતા શિક્ષણ મૅટ્રિક (૧૯૨૭), સિનિયર ટ્રેઇન્ડ (૧૯૩૨, મેલ ટ્રેનિંગ કૉલેજ, વડોદરા)

વ્યવસાય શિક્ષક તે કમલ કવિ સભાના દશ વર્ષ સુધી પ્રમુખ હતા તે ૧૯૫૬થી 'ઔદુમ્બર'ના તંત્રી છે તેમણે ૧૯૬૨મા ઉત્તમ શિક્ષક તરીકે નેશનલ અવૉર્ડ મળ્યો છે તે આકાશવાણી અને જાહેર કવિસંમેલનોમાં ભાગ લે છે

પ્રકાશન 'પુષ્પમાલિકા' (ભજનસંગ્રહ ૧૯૩૪), દત્તલીલાસાર ભા ૧ ૨ ૩ (૧૯૪૨ '૪૨, '૪૩ ચરિત્રગ્રંથ), અણમૂલ બોલ (હિંદીમાંથી અનુવાદ) જુદા જુદા સામયિકોમા તેમના કાવ્યો પ્રગટ થતા રહે છે

**શ્રી જહાંગીર રુસ્તમજી માઇસોરવાળા**

જન્મ ૧૮૯૪ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ પારસી માતપિતા સરકારી હતા તે વિશ્વકુટુંબની ભાવનાવાળા હતા શિક્ષણ પર્શિયન અને ગુજરાતી સાથે મૅટ્રિક વ્યવસાય પોલીસખાતામાં કલાર્ક અત્યારે નિવૃત્ત

પ્રકાશનો હસમુખો દોસ્ત (૧૯૧૨) દીવાને જહાન (૧૯૩૬) પેગંબર ચરણે (૧૯૪૩), ગુલશન (૧૯૫૧), આત્મજ્ઞાન (૧૯૫૩) આધ્યાત્મિક પત્રો (૧૯૫૩) સ્વયંસ્ફુરણ (૧૯૬૨)

**પ્રો. જીવનલાલ છગનલાલ જોશી**

જન્મ ૧૯૧૨ જન્મસ્થળ વતન ડભોઈ જ્ઞાતિએ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ તેઓ ભક્ત કવિ દયારામભાઈના શિષ્યના પ્રપૌત્ર છે તેમણે 'વૃંદાવનવિલાસ' કંઠસ્થ કર્યો છે ને દયારામ જયંતી પ્રસંગે ગાઈ સંભળાવ્યો હતો

શિક્ષણ મૅટ્રિક (સયાજી હાઇસ્કૂલ, વડોદરા) ૧૯૩૨ ૧૯૩૯મા ઍડવોકેટ થયા સાહિત્યરત્ન (પ્રયાગ), ૧૯૫૨, એમ એ (અલીગઢ યુનિવર્સિટી), ૧૯૬૨ એસ ટી સી

વ્યવસાય વકીલાત, કારખાનામા મનેજર, શિક્ષક ને અત્યારે માતુશ્રી વીરબાઈ મહિલા કૉલેજ, રાજકોટમા હિંદી વિભાગના અધ્યક્ષ રેડિયો ઉપરની ગરબીઓ અને વાર્તાલાપોનો કાર્યક્રમ આપે છે

પ્રકાશનો દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૧ (સપ્પાદન ૧૯૪૮), દયારામ કાવ્યામૃત (૧૯૪૯) પિંગળસાર અને કૌતુક રત્નાવલી, દયારામ સાગર લહેરી, દયારામ વાક્સુધા

**સૌ. જયોત્સ્નાબહેન મજમુદાર**

જન્મ ૧૯૧૪ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર જ્ઞાતિ જ્યોત્સ્નાબહેનને ડ્રૉઇંગ, સાધિકા, રંગોળીનો સ રો શોખ છે ૧૯૩૨ પછી તે વિવિધ સંસ્થાઓના કાર્યમા એ તપ્રોત થયા હાલમા ઑનરરી મૅજિસ્ટ્રેટ

પ્રકાશન અલપઝલપ (૧૯૩૪) દસે આંગળીયે વેઢ (સામાજિક વાર્તાસગ્રહ, ૧૯૬૭)

**સૌ. જ્યોત્સ્નાબહેન હસિતભાઈ બુચ**

જન્મ ૧૯૨૪ જન્મસ્થળ પાટણ પતિ પ્રો હસિત બુચ કવિ અને વિવેચન ૧૯૪૭-મા મામેરું'ના સીપાત્રો લેખથી તેમણે સાહિત્યપ્રવેશ કર્યો તેઓ સ્ત્રી સસ્થાઓમા સક્રિય સહકાર આપે છે રાજકોટમા 'સ્નાતિકા નિધન સસ્થાના પ્રમુખ છે

પ્રકાશન હરિકિરણ (પ્રા હસિત બુચ સાથે ૧૯૬૩), પરિતોષ (પાકશાસ્ત્રનું પુસ્તક, ૧૯૬૪)

**શ્રી ડાહ્યાભાઈ હિંમતલાલ રાવત**

જન્મ ૧૮૯૮ જન્મસ્થળ અમદાવાદ વતન ગોકળ. ૧૯૧૫થી વડોદરા

વ્યવસાય જંગલખાતાના કૉન્ટ્રાક્ટર એ એચ વ્હીલરના એકબુકસ્ટોલના એજન્ટ કવિ દેશળજી પરમાર અને કુમાર ના તંત્રી શ્રી બચુભાઈ રાવતના સહકારથી ગોકળથી એક હસ્તલિખિત સામયિક શરૂ કર્યું હતું

પ્રકાશનો—અનુવાદ 'અંકલ ટૉમ્સ કૅબિન', ધર્મપાલ', પૈસાદાર કેમ થવાય?

**રાજરત્ન શ્રી તારાચંદ પોપટલાલ અડાલજા**

જન્મ ૧૮૮૭ જન્મસ્થળ હળવદ (સૌરાષ્ટ્ર) જ્ઞાતિ અડાલજા મોઢ વણિક શિક્ષણ મૅટ્રિક (મુંબઈ, ૧૯૦૫), એલ ટી એમ (મુંબઇ, ૧૯૧૦), કાપડકળાના નિષ્ણાત વ્યવસાય પહેલા વડોદરા કલા ભવનમા વણાટશાળાના મુખ્ય અધ્યાપક, પછી વડોદરા રાજ્યમા વેપાર ઉદ્યોગખાતામા મદદનીશ ને ગૃહઉદ્યોગ અમલદાર ૧૯૪૩થી નિવૃત્ત પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય

પ્રકાશનો: વીરની વાતો (૧૯૧૮), વીરની વાતો ભા ૨ ૩ ૪ (૧૯૨૬, ૧૯૨૭ ૧૯૩૪), વીરાંગનાની વાતો ભા ૧ ૨ (૧૯૩૫, ૧૯૪૦) ઐતિહાસિક કથાકુંજ (૧૯૪૩), કાઠિયાવાડની દંતકથાઓ (૧૯૪૪), સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ (૧૯૩૨), વગેરે નવલકથા દખ્ખી દુનિયા (૧૯૪૫), ક્રાંતિ (૧૯૬૪), કાશ્મીરી ગુલાબ (મરાઠીમાંથી અનુવાદ, ૧૯૪૬) દક્ષિણના તીર્થો (૧૯૬૫), રામશાસ્ત્રી (સરકાર દ્વારા પુરસ્કૃત)

**શ્રી તારિણીબહેન સુધીરભાઈ દેસાઈ**

જન્મ ૧૯૩૫ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર તેમના દાદીમા દીપકબા દેસાઈ કવયિત્રી હતા

શિક્ષણ એમ એ (વડોદરા, વિષય. ઇન્ટાયર ફિલૉસૉફી) શાસ્ત્રીય સંગીતનો ડિપ્લોમા કોર્સ કર્યો છે રાષ્ટ્રભાષા રત્ન (મુંબઈ ૧૯૫૮), પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયા છે

પ્રકાશનો ચાંદની, આરામ વગેરે સામયિકોમા મૌલિક તેમ જ અનુદિત વાર્તાઓ પ્રકટ થઈ છે રેડિયો રૂપકોનો સંગ્રહ ટૂંક સમયમા પ્રગટ થનાર છે

**શ્રી દક્ષાબહેન છનસુખરાય મહેતા**

જન્મ ૧૮૯૦ જન્મસ્થળ વતન સુરત જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ લગ્ન ૧૯૦૩મા સુરતના જાણીતા જજ શ્રી કૃષ્ણસુખરાય મહેતાના ત્રીજા પુત્ર વકીલ શ્રી છનસુખરાય સાથે અભ્યાસ મૅટ્રિક સામાજિક સેવા ૧૯૨૭મા વડોદરામા રેલસંકટ વખતે તેમણે મિસિસ શકુન્તલાબાઈ સાથે કામ કર્યું ચીમનાબાઈ પ્રસૂતિગૃહ ઉઘડાવ્યું ચીમનાબાઈ સ્ત્રીસમાજમાં ઘણો વખત સેક્રેટરી રહ્યા રાષ્ટ્રીય લડત વખતે દારૂના પીઠા પર પિકેટિંગ કર્યું ગાંધીજી સાથે વર્ધા આશ્રમમાં ૨૧ દિવસ રહી કાર્ય કર્યું અમદાવાદ તથા વડોદરામાં હૉસ્પિટલમા નર્સિંગ ઉપરેશમા

## વિદ્યમાન સારસ્વતો



પ્રો ડૉ ભાસ્કરભાઈ ગો પાળજી દેસાઈ
એમ એ , પીએચ ડી
'નીતિશાસ્ત્ર' અને 'શિક્ષાપત્રી'ના લેખક



સૌ ભાનુબહેન ચંદ્રકાંત પટેલ
(ત્રિવેદી) સાહિત્યસંસ્થા કાર્યકર



પ્રો ભૂપેન્દ્ર બાલ પણ ત્રિવેદી, એમ એ
અનેક મ યકાલીન ગ્રંથોના સંપાદક



પ્રો ડૉ મણિભાઈ શિવાભાઈ પટેલ
એમ એ પીએચ ડી , શિક્ષણશાસ્ત્રના ગ્રંથોના લેખક



પુષ્ટિ સંપ્રદાયના પ્રખર વિદ્વાન ગોસ્વામી
શ્રી મથુરેશ્વરજી મહોદય શ્રીનાથજી મંદિર



શ્રી મનુભાઈ રાવ બાલશિક્ષણ નિષ્ણાત
તથા લોકસાહિત્યના પ્રચારક કવિ



કવિશ્રી મધુભાઈ માણેકલાલ ઉપાધ્યાય



સૌ માયાદેવી ચંદ્રમૌલી મજમુદાર



શ્રી મૂળશંકર ચીમનલાલ જાની

# વિદ્યમાન સારસ્વતો



પૂજ્ય મોટા નડિયાદ તથા રાંદેરના
'હરિઓમ્ આશ્રમ'ના સંસ્થાપક ગત



ડૉ. મંજુલાલ મજમુદાર
રણજિતરામ સુવર્ણચંદ્રક વિજેતા, ૧૯૬૮



શ્રી યશવંતરાય બાજીરામ જોગી, કવિ તથા
કૃષિશાસ્ત્રના લેખક, લક્ષ્મીનાથ વ્યાયામશાળા



કવિ રતિલાલ ભાવસાર
'ગુનશને બહાર'-છૂટક લેખો તથા કાવ્યો



સૌ. રમા ગજેન્દ્ર ઠાકોર, એમ એ
'ગુજરાત મહેરામા ચડીપાઠ'નુ અધ્યક્ષ



શ્રી રમેશ પંડ્યા 'આરસ' એમ એ
મંત્રી 'કવિમિલન'



શ્રી રાજેન્દ્ર લક્ષ્મણભાઈ ઠાકોર
નાણુમંત્રી પ્રેમાનંદ સાહિત્ય સભા
સચાલક 'કલામંદિર'



શ્રી લલિતચંદ્ર શાહ એમ એ બી ટી
પ્રમુખ 'કવિમિલન'

સુપરિન્ટેન્ડેન્ટ તરીકે કેટલાંક વર્ષો સેવા આપી

'સુંદરીબોધ'મા તેમના કાવ્યો પ્રકટ થયા છે અને અન્ય માસિકોમા શામળના સ્ત્રી પાત્રો, ત્રણસો વર્ષ પચાસ વર્ષ પૂર્વે સ્ત્રીઓની હાલત વગેરે લેખો પ્રસિદ્ધ થયા છે તેમણે ખાયણાઓનો સગ્રહ કરી 'ખાયણા અથવા સ્ત્રીગીત' નામનો અભ્યાસપૂર્ણ લેખ લખ્યો છે

### શ્રી દત્તાત્રય પાંડુરગ નદુરબારકર

જન્મ ૧૯૧૫ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ દક્ષિણી બ્રાહ્મણ પિતા વડોદરાની બહેરામૂગાની શાળાના આદ્યસ્થાપક

શિક્ષણ એમ એ, એમ એડ., કાવ્યતીર્થ, વેદાતતીર્થ

વ્યવસાય શિક્ષક, પછી ટ્રેઈનિંગ કૉલેજમા અધ્યાપક, નવ વર્ષ કેળવણી ખાતામા નિરીક્ષક અત્યારે ધોરાજી (રાજકોટ)ની સરકારી હાઈસ્કૂલમા પ્રિન્સિપાલ કેટલોક સમય જેલના કેદીઓને નીતિ અને ધર્મનુ શિક્ષણ આપ્યુ છે શિક્ષણ અને ધર્મના વિષયો ઉપર આકાશવાણી ઉપરથી વાર્તાલાપો આપે છે.

પ્રકાશનો ભક્તિમાર્ગનુ સરળ વિવેચન (૧૯૪૨), દત્ત ઉપાસના (૧૯૫૫), નૂતન શિક્ષણ વિહાર (૧૯૫૮) નૂતન શિક્ષણ દર્શન (૧૯૬૦), દત્ત ઉપાસના પ્રદીપ (૧૯૬૬)

### શ્રી દુષ્યતરાવ વિનાયકરાવ મજમુદાર

જન્મ ૧૯૦૯ જન્મસ્થળ પેટલાદ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ તેમના કાકા ડૉ મજુલાલ મજમુદાર પાસેથી તેમણે સાહિત્યના સસ્કારો ઝીલ્યા

શિક્ષણ બી એસસી. (વડોદરા), વડોદરા કલાભવનમા રગકાપડનાનો ઉચ્ચ કક્ષાએ ડિપ્લોમા કોર્સ કર્યો છે

વ્યવસાય ખાનગી શાળામા વિજ્ઞાન શિક્ષક ૧૯૩૯મા કલાભવનમા શિક્ષક પછી ત્યા જ આસિસ્ટન્ટ ડિરેક્ટર ૫૮ વર્ષે નિવૃત્તિ

પ્રકાશનો શોધખોળની વાતો (૧૯૩૭), કાપડના રમકડા (૧૯૪૮)

### ડૉ. દેવેન્દ્ર મજમુદાર

• જન્મ ૧૯૦૧ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર

શિક્ષણ આખ, કાન ગળાના નિષ્ણાત હૉસ્પિટલના નાટકોમા ભાગ લેતા મુબઈમા કવિશ્રી લલિતજી સાથે સારો સપર્ક થયો

પ્રકાશન પાર્વતી (સયાજી બાલજ્ઞાન માળામા, ૧૯૩૩), હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ (૧૯૩૫) જીવનચરિત્ર : ચીની યાત્રિક હ્યુએન ત્સ્યાગ. તેમની કેટલીક વાર્તાઓ 'હસે આગળિયે વેઠ' (નવલિકાસગ્રહ, ૧૯૬૭)મા પ્રસિદ્ધ થઈ છે

### શ્રીમતી દ્વારકાબાઈ તેલગ

જન્મ ૧૯૦૪ જન્મસ્થળ શિનોર વતન વડોદરા જ્ઞાતિ દક્ષિણી દેશસ્થ ઋગ્વેદી બ્રાહ્મણ કુટુબ મૂળ આધ્રનુ ગાયકવાડ સરકારે તેમના દાદાને આગ્રહથી બોલાવ્યા હતા તે વેદ અને ધર્મશાસ્ત્રના ઊંડા અભ્યાસી હતા ભાઈ પ્રભાકર ગોવિંદ તેલગ મરાઠી ભાષાના જાણીતા લેખક છે શિક્ષણ બી એ (ગુજરાતી સાહિત્ય સાથે), બી ટી, વિશારદ વ્યવસાય અધ્યાપક, પછી સ્ત્રીઅધ્યાપન પાઠશાળાના આચાર્યા, પ્રેમાનદ સાહિત્ય સભાના સભ્ય

પ્રકાશન બાલગીતો, ગરબા, સમૂહગીતો વગેરે પ્રગટ થયા છે ગીતગુચ્છ (સપાદન, ૧૯૩૫) તેમનુ 'ઓ રે ઓ દરિયા દેવ' ખલાસીગીત યુથ ફેસ્ટિવલ દિલ્હીમા પ્રશસા પામ્યુ હતુ

### સૌ. ધનિષ્ઠાબહેન પૃથુરાય મજમુદાર

જન્મ ૧૯૧૩ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ નાગર પિતા પતુભાઈ જશવતરાય ભક્તિકાવ્યોની રચના કરતા તેમના કાવ્યોનો સગ્રહ 'પતુકાવ્ય'થી પ્રસિદ્ધ છે પતિ ન્યાય ખાતામા, વડોદરા નોકરી કરે છે તેમણે આકાશવાણી યોજિત સ્ત્રીકવિ સમેલનમા ભાગ લીધો છે

પ્રકાશન રાસબિહારી, રાસમજરી, સૌભાગ્ય, આપણા લગ્નગીતો (સપાદન)

### શ્રી ધનજય રમણલાલ શાહ

જન્મ ૧૯૨૫ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વીસા લાડ વાણિયા પિતા ૪૮ વર્ષથી 'બાલજીવન' માસિકના તત્રી

શિક્ષણ બી એસસી (વડોદરા), એમ એડ (ફર્સ્ટ કલાસ વડોદરા) એમ એડ મા ગુજરાતી ભાષામા ઈતર વાચન ધો ૧ થી ૭ માટે મહાનિબધ લખ્યો હતો સાહિત્ય વિશારદ (પ્રયાગ).

વ્યવસાય શિક્ષક ૧૯૬૧થી ગુજરાત સરકારના સહાયક માહિતી નિયામક બાર તેર વર્ષની વયે બાલકાવ્યો અને બાલવાર્તાથી તેમનો સાહિત્યપ્રવેશ થયો

પ્રકાશન બાલસાહિત્યનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયા છે

### પ્રા. નટવરલાલ કુબેરદાસ પડયા (ઉશનસ્)

જન્મ ૧૯૨૦ જન્મસ્થળ વતન સાવલી (વડોદરા) જ્ઞાતિ શ્રી ગોડ બ્રાહ્મણ

શિક્ષણ પ્રાથમિક શિક્ષણ મહેસાણા, સિદ્ધપુર ને સાવલીમાં માધ્યમિક શિક્ષણ ડભોઈમા ૧૯૩૮મા મૅટ્રિક ૧૯૪૨મા બી એ (ઑનર્સ મુબઈ યુનિવર્સિટી, સસ્કૃત સાથે) ૧૯૪૫મા ગુજરાતી સાથે બીજા વર્ગમાં એમ એ કોવિદ (વર્ધા, ૧૯૪૪) વ્યવસાય અધ્યાપન ૧૯૪૨થી ૧૯૪૬ રોઝરી હાઈસ્કૂલમા પછી થોડો સમય નભોવાણીમા નોકરી કર્યા પછી ૧૯૪૭ થી '૫૬ સુધી નવસારી ગાર્ડા કૉલેજમા ગુજરાતીના અધ્યાપક ૧૯૫૭થી વલસાડ આર્ટ્સ કૉલેજમા પ્રાધ્યાપક, ઉપાચાર્ય, અનુસ્નાતક શિક્ષક તથા પીએચ ડી ના માન્ય શિક્ષક

પ્રકાશનો પ્રસ્થાન, સસ્કૃતિ, કુમાર વગેરે સામયિકોમા ૧૯૩૪થી કવિતાઓ પ્રગટ થવા માડી કાવ્યસગ્રહો પ્રસૂન (૧૯૫૫), નેપથ્યે (૧૯૫૬), મનોમુદ્રા (૧૯૫૯), આર્દ્રા (૧૯૬૦), તૃણનો ગ્રહ (૧૯૬૫) પ્રસૂન અને મનોમુદ્રા ગુજરાત રાજ્ય તરફથી પુરસ્કૃત વિવેચનસગ્રહ ચાર અધ્યયને, રૂપ અને રસ રૂપ અને રસ પણ ગુજરાત રાજ્ય દ્વારા પુરસ્કૃત

### શ્રી નટવરલાલ ગોરધનદાસ શેઠ

જન્મ ૧૮૯૩ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ વણિક રાવબહાદુર હરગોવિંદદાસ કાટાવાળાના તેઓ ભાણા છે શિક્ષણ મૅટ્રિક વ્યવસાય વ્યાપાર સમાજસેવા અત્યારે પ્રેમાનદ સાહિત્યસભાના મત્રી પહેલા મલ્લ મડળના મત્રી હતા

પ્રકાશન પ્રેમાનદના ૪ નાટકો (૧૯૩૧), 'સાહિત્ય જૂનું અને નવુ' એ માસિકના તેમજ 'શારદા'ના તત્રીમડળમા હતા તેમની આ પ્રકૃતિ પણ પ્રગટ થઈ છે

### શ્રી નટુલાલ ગોવિંદલાલ બરાનપુરીઆ

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ વતન ડભોઈ હાલ વડોદરા જ્ઞાતિ દશા લાડ વાણિયા

શિક્ષણ નૉન મૅટ્રિક ૨૧ ગિજુભાઈના અધ્યાપન મદિરમા બાળમાનસશાસ્ત્રનો અભ્યાસ અને તાલીમ લીધી છે સગીતનો અભ્યાસ કર્યો છે વ્યવસાય બાલકેન્દ્ર, વડોદરામા સુપરવાઇઝર 'બ.ળા રાજા' અને

સ્વતંત્ર સર્જનના વેપાર વિભાગના સંપાદક લોકસેવક અને મેવાડળના સ્વયંસેવક

પ્રકાશનો રમકડું (બાલકાવ્યો, ૧૯૪૬), ગમતા ગીતો (૧૯૬૬), બાળસાહિત્ય અવારનવાર પ્રગટ થાય છે

## શ્રી નવીનચંદ્ર ચંદુલાલ પંડ્યા

જન્મ ૧૯૧૮ જન્મસ્થળ ડભોઈ. વતન શિનોર જ્ઞાતિ ઔદીચ્ય ટોળકના મ બ્રાહ્મણ પિતા 'નવીન દેશોદય નાટક મંડળી'નું સંચાલન કરતા તેથી નાટકો પ્રત્યે પહેલેથી જ અનુરાગ જાગ્યો શિક્ષણ બી એ (મુખ્ય વિષય ગુજરાતી, ગુજરાત યુનિવર્સિટી) ચુનિલાલ મડિયા અને પિતાંબર પટેલ કૉલેજકાળના મિત્રો વ્યવસાય ૧૯૪૨માં 'હિંદ છોડો'ની ચળવળમાં જોડાયા પછી ૧૯૪૫માં જયંતી દલાલના 'રેખા' માસિકમાં જોડાયા ત્યાર બાદ થોડો સમય પત્રકારત્વ ને હાલ આકાશવાણી વડોદરામાં કાર્યક્રમ નિયોજક આઠનવ વર્ષની ઉંમરથી બાલસાહિત્ય લખવાનું શરૂ કર્યું હતું અત્યાર સુધીમાં વાર્તા, નાટક, નવલકથા, કટાક્ષચિત્રો મળી ૧૦૦ થી ૧૫૦ જેટલી કૃતિઓ સામયિકોમાં પ્રસિદ્ધ થઈ છે

## શ્રી નાથાલાલ ગોવિંદલાલ બ્રહ્મભટ્ટ

જન્મ ૧૯૧૭ વતન દેત્રોજ (વિરમગામ) હાલ વડોદરા જ્ઞાતિ બ્રહ્મભટ્ટ વ્યવસાય ૧૯૩૮માં અમદાવાદમાં શિક્ષક ૧૯૪૨માં સ્વરાજ્ય આંદોલન વખતે જેલમાં ગયા ૧૯૪૮માં અમદાવાદ સુધરાઈના શિક્ષકોના પાંત્રીસ દિવસના ઐતિહાસિક સત્યાગ્રહનું સંચાલન કર્યું અમદાવાદ સુધરાઈ શિક્ષકસંઘના મહામંત્રી અને ગુજરાત શિક્ષક સંઘના પ્રકાશનમંત્રી ૧૯૪૮માં શિક્ષણમિત્ર છાપી પત્રકારત્વને ચલાવ્યું ગુજરાત સમાચાર' અને 'જનસત્તા'માં તંત્રીવિભાગમાં જોડાયા મહાગુજરાત આંદોલનને મદદ કરવા માટે ૧૯૫૮માં અમદાવાદથી 'જનતંત્ર' શરૂ કર્યું ગુજરાત રાજ્યની સ્થાપના થતાં તે બંધ કર્યું અમદાવાદ પત્રકારમંડળના પ્રમુખ અને ગુજરાત પત્રકાર મંડળના મંત્રી ૧૯૬૧માં વડોદરા આવી સાડા છ વર્ષ સુધી 'સ્વતંત્ર સર્જન'ના તંત્રી રહ્યા. વડોદરા મુદ્રકમંડળના પ્રમુખ

પ્રકાશન 'સ્વતંત્ર સર્જન'માં 'પ્રમાપતિ આખ્યાન' કટાક્ષરૂપે હપ્તાવાર વર્ષોથી લખે છે વળી ઘણી વાર્તાઓ અને કવિતાઓ લેખો પણ પ્રગટ થયા છે

## શ્રી નાનાલાલ નાથાલાલ શાહ

જન્મ ૧૮૯૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વાણિયા શિક્ષણ એમ એ વ્યવસાય શિક્ષક તેમના ગુરુ હીરાલાલ વ શ્રોફનું ગુરુઋણ તેમણે એચ વી શ્રોફ મેમોરિયલ હાઈસ્કૂલ ખોલી અદા કર્યું છે ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત અને ગણિત તેમના પ્રિય વિષય છે

પ્રકાશનો મહાકવિ કાલિદાસની પ્રસાદી, સંસ્કૃત સાહિત્યની કથાઓ ભા ૧ ૨, વિષ્ણુપુરાણની કથાઓ, ફતેહની ચાવી (અનુવાદ), ભક્તિયોગ (અનુવાદ)

## શ્રી નીનુ (નિરંજન) નાગેન્દ્ર મજમુદાર

જન્મ ૧૯૧૫ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતા કલાકાર, નિર્દેશક, સિનેઉદ્યોગમાં એક સમયે વિખ્યાત વ્યક્તિ તે અશિક્ષિત છે તેમણે સંગીત, રંગમંચ તથા ચિત્રઉદ્યોગમાંથી નિર્વાહ કરવાના પ્રયાસો કર્યા હાલ પાંચ વર્ષથી આકાશવાણી મુંબઈમાં નોકરી કરે છે

પ્રકાશનો ગુલઝારે શાયરી (૧૯૬૨), નિરમાળ (કાવ્યસંગ્રહ ૧૯૬૭).

## શ્રી પનુભાઈ જશવંતરાય દેસાઈ

જન્મસ્થળ પેટલાદ શિક્ષણ બી.એ, એલએલ બી, જ્યોતિષ અને વેદાન્તનો સારો અભ્યાસ કર્યો છે વ્યવસાય ભૂતપૂર્વ વડોદરા રાજ્યના ન્યાયખાતામાં મુન્સફ

પ્રકાશન પનુકાવ્ય (ભક્તિપ્રધાન કાવ્યસંગ્રહ)

## શ્રી પિનાકિન્ ઉદયલાલ ઠાકોર

જન્મ ૧૯૨૬ જન્મસ્થળ ગોધાવી (અમદાવાદ) વતન અમદાવાદ જ્ઞાતિ કાયસ્થ (માથુર) શિક્ષણ બી એસસી (એગ્રિકલ્ચર, આનંદ) ૧૯૩૮, તેમણે વડોદરાની સરકારી મિડલ સ્કૂલમાં ૧૯૨૬ થી ૧૯૩૦માં શિક્ષણ લીધું અને ૧૯૩૪માં મૅટ્રિક થયા હતા વ્યવસાય આકાશવાણી, અમદાવાદમાં નાટ્ય નિર્માતા તરીકે સેવા આપે છે

પ્રકાશનો આલાપ (કાવ્યસંગ્રહ, ૧૯૫૨), મુંબઈ સરકારે તેને પુરસ્કૃત કર્યો છે અન્ય સંપાદિત (૧૯૬૧) રંગિણી (૧૯૬૬) તેઓએ નાટ્યનાટિકાઓની રચના કરી છે તથા નાટ્યરૂપાંતરો પણ કર્યા છે તેઓ કવિલોક લેખકમિલન, સાહિત્ય પરિષદ, બુધ કાવ્યસભા ભારતીય લોક મંડળ ગુજરાત પ્રતિભા અને ગુજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયેલા છે

## ડૉ. પ્રતાપરાય મોહનલાલ મોદી

જન્મ ૧૮૯૪ જન્મસ્થળ વતન ભાવનગર ૧૯૫૩થી વડોદરામાં છે જ્ઞાતિ વૈશ્ય ઘોઘારી દશા શ્રીમાળ પોરવાડ વાણિયા શિક્ષણ એમ એ, પીએચ ડી વ્યવસાય સંસ્કૃતના અધ્યાપક ૧૯૪૮ થી ૧૯૫૩ શામળદાસ કૉલેજ ભાવનગરના પ્રિન્સિપાલ ૧૯૫૩ પછી વડોદરા યુનિવર્સિટીમાં એમ એ અને વાચસ્પતિ અને પીએચ ડીના અભ્યાસમાં વિદ્યાર્થીઓને મદદ કરે છે હાલ નિવૃત્ત પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય છે દિલ્હી, સંસ્કૃત બોર્ડના પણ તેઓ સભ્ય છે તેમને ૧૯૬૬માં સંસ્કૃત માટે નેશનલ ઍવોર્ડ મળેલો છે

પ્રકાશનો ભગવદ્ગીતા-એક અભિનવ દૃષ્ટિબિંદુ (૧૯૬૧), ભગવદ્ગીતા (સરળ ગુજરાતી અનુવાદ, ૧૯૬૪) રામાનુજાચાર્ય, હિંદુધર્મનાં મૂળતત્ત્વો વિવિધ સામયિકોમાં ૬૦ જેટલા લેખો પ્રસિદ્ધ થયા છે

## શ્રી પ્રફુલ્લભાઈ પ્રમોદરાય દેસાઈ ('પ્રકાશમ્')

જન્મ ૧૯૧૪ જન્મસ્થળ કાલોલ (પંચમહાલ) હાલ વડોદરા જ્ઞાતિ નાગર પિતા ઈનામદાર હતા ને તે 'પાલિયા રાજા' કહેવાતા તે ખાસ શિક્ષણ લઈ શક્યા નથી વ્યવસાય વડોદરાની શ્રીમતી હંસા મહેતા લાયબ્રેરીમાં ક્લાર્ક

પ્રકાશન કરામી (વાર્તાસંગ્રહ ૧૯૩૮) વાર્તામાસિકોમાં તેમની વાર્તાઓ પ્રગટ થઈ છે તેમને સંગીતનો સારો શોખ હોવાથી સંગીતકારો વિષે લેખ લખ્યા છે, અને તે વિષયનું એક પુસ્તક કરવા વિચારે છે

## શ્રી પ્રબોધકુમાર નાજુકલાલ ચોકસી

જન્મ ૧૯૨૭ જન્મસ્થળ અને વતન વડોદરા તેમણે જ્ઞાતિ બહાર લગ્ન કર્યા છે શિક્ષણ મૅટ્રિક, કોવિદ પત્રકારત્વ વ્યવસાય પહેલાં ગાંધીજીની જુદી જુદી સંસ્થાઓમાં વહીવટકર્તા, પછી મુદ્રાનકાર્યમાં જોડાયા ત્યાર પછી તે 'નિરીક્ષક' સાપ્તાહિકના તંત્રી તરીકે અમદાવાદ આવ્યા, અને અત્યારે 'ગુજરાત સમાચાર' દૈનિકમાં તંત્રી વિભાગમાં કામ કરે છે તેમણે બાળવાણી આદિ પ્રવેશ કર્યો છે અને આજીવન અધ્યયન કરતા રહ્યા છે વડોદરાથી ૧૯૫૧માં 'ક્ષિતિજ' માસિક માં પ્રવેશ લેવા માટે શરૂ કર્યું હતું એણે સ્વ કિશોરીઓની કૃતિને સામ બનાવવામાં ફાળો આપ્યો છે 'અગ્નિપુત્ર'માં

પણ થોડો સમય તંત્રી તરીકે કામ કર્યું છે

પ્રકાશનો સામ્યયોગી વિનોબા (૧૯૫૩), અંગ્રેજીમાં કેટલાક પુસ્તકો લખ્યાં છે. ગુજરાતી સામયિકોમાં વિચારપ્રધાન લેખો, ચર્ચાપત્રો, અનુદિત વાર્તાઓ, લેખો, વિવેચન વગેરે પ્રગટ થતું રહે છે

### પ્રૌ. પ્રભાવતીબહેન જયંતીલાલ પંજવાણી

જન્મ ૧૯૧૨ જન્મસ્થળ દહાણુ (થાણા, મહારાષ્ટ્ર) વતન વડોદરા. જ્ઞાતિ લોહાણા ઠક્કર શિક્ષણ મોન્ટેસોરી ટ્રેઇન્ડ વ્યવસાય 'મુકુલ ભારતી' શિક્ષણસંસ્થાના સંચાલક અને આચાર્ય તેઓ પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય છે

પ્રકાશન ગીતસંગ્રહો પ્રેમજ્યોતિ, ગીત ગુર્જરી, ફૂલપાંદડી, ગીતભારતી, જ્યોતિર્ધરના જન્મદિને દીપનિર્વાણ ગુરુગીતાંજલિ કેવડો વગેરે તેમણે 'ઊર્મિ', 'અમિતા', 'અસ્મિતા', 'જ્યોતિપ્રભા' તખલ્લુસથી ગીતરચના કરી છે

### ડૉ. પ્રમોદ નગીનદાસ વકીલ

જન્મ ૧૯૧૩ જન્મસ્થળ રાંદેર જ્ઞાતિ દશા શ્રીમાળી વણિક પિતા વકીલ મોટાભાઈ પ્રો સી એન વકીલ દેશના અગ્રગણ્ય અર્થશાસ્ત્રી શિક્ષણ: એમ એ (મુંબઈ), પીએચ ડી (મુંબઈ) ૧૯૩૬માં બી એ માં ગુજરાતી વિષયમાં રા બ હરગોવિંદદાસ કાંટાવાળા પ્રાઈઝ મેળવ્યું. ૧૯૪૭માં 'પ્રેમાનંદની સહિષ્ણુ કૃતિઓ ઉપર મહાનિબંધ લખ્યો તેમના ગુરુ શ્રી લલિત ચંદ્રવદન મહેતા, નરસિંહરાવ દિવેટિયા અને રામનારાયણ પાઠક હતા

વ્યવસાય પહેલાં એલ ડી આર્ટ્સ કૉલેજ, અમદાવાદમાં ગુજરાતી ભાષા ને સાહિત્યના અધ્યાપક ૧૯૪૭થી સારાભાઈ ઉદ્યોગજૂથના અમલદાર ૧૯૬૪થી સારાભાઈ કેમિકલ્સ, વડોદરાના પરચેઝ ડાયરેક્ટર

પ્રકાશન પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ (૧૯૫૭) વિવિધ માસિકોમાં તેમના લેખો અને વાર્તાઓ પ્રગટ થઈ છે

### શ્રી માણેકલાલ ઠાકોરલાલ મુનશી

જન્મ ૧૮૮૫ જન્મસ્થળ વતન ભરૂચ જ્ઞાતિ વાણિયા શિક્ષણ બી એ, એલ એલ બી, વ્યવસાય વકીલાત. પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય

પ્રકાશનો પરોઢ, બલિદાન (નાટ્યસંગ્રહો), મીઠી સહેજત (વિનોદી નાના લેખો) પ્રજામંડળનો ઇતિહાસ, રામપાન્ડે (નવલકથા)

### શ્રી બદરીનાથ કાશીનાથ શાસ્ત્રી

જન્મ ૧૮૯૮ વતન વડોદરા જ્ઞાતિ શ્રીગૌડ બ્રાહ્મણ માતાપિતા ધાર્મિક વૃત્તિના હતા શિક્ષણ સાહિત્યશિરોમણી શ્રાવણ માસદક્ષિણા પરીક્ષા, વિદ્વાનો તરફથી એમને 'પંડિત પંચાનન', અને 'વિદ્યાસુધાનિધિ'ની પદવીઓ અર્પણ થઈ છે વ્યવસાય ભાગવત પ્રવચન અને મહારાજા સયાજીરાવ મહાવિદ્યાલયના સંસ્કૃત મહાવિદ્યાલયમાં શુદ્ધાદ્વૈત વેદાન્તના માનાર્હ પ્રાધ્યાપક પહેલાં વિઠ્ઠલનાથ પાઠશાળાના મુખ્ય અધ્યાપક સંસ્કૃત વિદ્વત્ સભાના અધ્યક્ષ

પ્રકાશન અનુવાદ આગભાષ્ય, વેણીસંહાર (નાટક) અવન્તીનાથ (શ્રી ચુ વ શાહ કૃત ગુજરાતી નવલકથાનો સંસ્કૃત અનુવાદ) સૌંદર્યરાસ સંસ્કૃતમાં ગરબા ગીતો, નાટિકાઓ પ્રસિદ્ધ થયાં છે

### શ્રી બાલમુકુંદ મણિશંકર દવે

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ મસ્તુપુરા (વડોદરા) જ્ઞાતિ ચોવીસા બ્રાહ્મણ શિક્ષણ મૅટ્રિક (૧૯૩૫) શિક્ષણ વડોદરા, સયાજી હાઈસ્કૂલમાં વ્યવસાય તેઓ વ્યવસાય માટે અમદાવાદ ગયા અને 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય'માં થોડો સમય નોકરી કરી છેલ્લાં વીસ વર્ષથી 'નવજીવન' પ્રેસમાં પ્રૂફરીડર નવજીવનના પ્રકાશન 'લોકજીવન' પખવાડિકના તંત્રી

પ્રકાશનો તેર ચૌદ વર્ષની વયે 'પ્રવાખ્યાન' રચેલું ત્યાર પછી તેમની કવિતાઓ 'કુમાર'માં પ્રગટ થવા લાગી કાવ્યસંગ્રહો પરિક્રમા (પ્રૌઢ રીતિનાં કાવ્યોનો સંગ્રહ ૧૯૫૫) સોનચંપો (૧૯૫૯) અલ્લકદલ્લક (૧૯૬૫) છેલ્લા બે બાળકાવ્યોના સંગ્રહો અલ્લકદલ્લકને ગુજરાત સરકારનું પ્રથમ પારિતોષિક મળ્યું છે 'પરિક્રમા'ને મુંબઈ સરકારનું પ્રથમ પારિતોષિક મળ્યું છે એમનાં કાવ્યો માટે 'કુમાર' એમને ૧૯૪૮માં 'કુમાર ચંદ્રક' આપ્યો છે

### શ્રી ભગીરથ વિનાયકરાવ મજમુદાર

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર. શિક્ષણ બી એસ સી (મુંબઈ) વ્યવસાય પહેલાં મુંબઈ રાજ્યના એકાઉન્ટન્ટ્સ ડિપાર્ટમેન્ટમાં નોકરી, અત્યારે ગુજરાત રાજ્યમાં 'નિરીક્ષક' છે

પ્રકાશન ભગીરથ (૧૯૩૮), પરશુરામ (૧૯૩૯). બંને પુસ્તકો સયાજી બાલજ્ઞાન માલામાં પ્રગટ થયાં છે

### શ્રી ભદ્રાયુલાલ મોતીલાલ મજમુદાર

જન્મ ૧૯૦૭ જન્મસ્થળ પાટણ હાલ વડોદરા જ્ઞાતિ નાગર શિક્ષણ બી એ (વડોદરા), એલએલ. બી (અમદાવાદ) વ્યવસાય વકીલાત વડોદરા સાહિત્ય સભા તરફથી પહેલાં પ્રગટ થતા 'સાહિત્યકાર' ત્રૈમાસિકના તંત્રીમંડળમાં હતા પ્રેમાનંદ સાહિત્ય સભાના ભૂતપૂર્વ મંત્રી અત્યારે તેના સભ્ય તેમણે કવિ નાનાલાલના મણિમહોત્સવમાં સક્રિય ભાગ લીધો હતો

પ્રકાશન સાહિત્યકાર પ્રેમાનંદ, અખો અને શામળના પ્રકાશનમાં સંપાદકોમાંના એક તે અંગે તેઓએ અમદાવાદ, ગુજરાત વિદ્યાસભામાં જઈ શામળ, અખાની જૂની હસ્તપ્રતોનો અભ્યાસ કર્યો હતો કવિ વલ્લભ ઉપરનાં તેમના ભાષણોએ સારી ચર્ચા જગાવેલી

### ડૉ. ભરતરામ ભાનુસુખરામ મહેતા

જન્મ ૧૮૯૪ જન્મસ્થળ વતન સુરત. હાલ વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતા સાહિત્યકાર શિક્ષણ મૅટ્રિક સુધી રાજકોટમાં બી એ (વડોદરા) વ્યવસાય કેળવણીખાતામાં એ ડી ઈ આઈ ટ્રેનિંગ કૉલેજમાં અધ્યાપક, અત્યારે નિવૃત્ત જીવન પ્રેમાનંદ સાહિત્યસભાના મંત્રી (૧૯૨૩-૨૭), અત્યારે સભાના સભ્ય તેમણે ગુજરાતમાં શારદોત્સવ ઊજવવાની પહેલ કરી મિત્રો કવિશ્રી લલિત, શ્રી ર વ દેસાઈ અને ડૉ. મંજુલાલ મજમુદાર મહારાષ્ટ્રની એક સંસ્થાએ તેમને ડિ લિટ્ની માનદ પદવી આપી છે

પ્રકાશનો સરળ જોડણીકોશ, પ્રેમાનંદકૃત મદાલસાખ્યાન, મોરધ્વજ આખ્યાન, અશોકના શિલાલેખો પ્રાચીન હિંદમાં સંઘજીવન ચરિત્રો અશોક, શિવાજી, રણજિતસિંહ, સમુદ્રગુપ્ત કુમારગુપ્ત, શ્રીહર્ષ, વીરપુરુષો પ્રાચીન હિંદમાં કેળવણી, રાષ્ટ્રીય કેળવણી, વડોદરાનું અર્થશાસ્ત્ર સર્વાર્થના વેદ

### પ્રો. ભાઈલાલભાઈ પ્રભાશંકર કોઠારી

જન્મ ૧૯૦૩ વતન બારકાલ (તા. સિનોર, જિ વડોદરા) જ્ઞાતિ વૈશ્ય વણિક શિક્ષણ એમ એ (મુંબઈ, ૧૯૩૮) વ્યવસાય ધોળકાની કૉલેજમાં આચાર્ય અને ગુજરાતીના પ્રાધ્યાપક પહેલાં તેમણે પ્રેમાનંદ

સાહિત્ય સભાના મંત્રી તરીકે અને કારોબારીમાં સભ્ય તરીકે સારી સેવા બજાવી છે સાહિત્ય ભવન અને ર વ દેસાઈની સ્મૃતિ માટે ફંડ એકઠું કરવામાં સક્રિય ફાળો આપ્યો છે

પ્રકાશન જીવન અને વિજ્ઞાન (૧૯૪૦), વિવેચનસંચય (૧૯૬૦), હજીનો વર અને બીજાં નાટકો (૧૯૬૧)

### ડૉ. ભાસ્કરભાઈ ગોપાળજી દેસાઈ

જન્મ ૧૯૨૦ વતન સુરત હાલ વડોદરા શિક્ષણ એમ એ, પીએચ ડી, બી એ તત્ત્વજ્ઞાન સાથે પ્રથમ વર્ગમાં પસાર કર્યું તેથી સ્કૉલરશિપ અને ફેલોશિપ મળ્યા વ્યવસાય એમ એસ યુનિવર્સિટી (વડોદરા)ના જનરલ એજ્યુકેશન કેન્દ્રના સહ નિયામક અને તત્ત્વજ્ઞાનના રીડર ૧૯૪૧માં રાષ્ટ્રીય આંદોલન વખતે જેલમાં ગયા હતા

પ્રકાશનો માધ્યમિક શિક્ષણ વિદ્યાલયોના સર્વાંગી વિકાસની યોજના (૧૯૪૯), પ્રમાણશાસ્ત્ર (૧૯૫૦) નીતિશાસ્ત્ર (૧૯૬૨), 'વૈજ્ઞાનિક વિચારપદ્ધતિ' અને 'ફિલસૂફી ઑફ શિક્ષાપત્રી' ટૂંક સમયમાં પ્રગટ થનાર છે

### શ્રી ભાસ્કરરાય લાભશંકર માંકડ

જન્મ ૧૯૧૪ જન્મસ્થળ જામખંભાળિયા (સૌરાષ્ટ્ર) જ્ઞાતિ વડનગરા નાગર પિતા સંસ્કૃત અને અંગ્રેજીના શિક્ષક શિક્ષણ: બી એ એસએલ બી (અમદાવાદ) બી એ માં મુખ્યવિષય સંસ્કૃત એમ એ ની ટર્મ ભરી પણ પરીક્ષા આપી શક્યા નહિ ૧૯૬૧માં મોટી ઉંમરે વડોદરા ડિપ્લોમા ઇન મ્યુઝિયોલૉજીની પરીક્ષા ડિસ્ટિંકશન સાથે પાસ કરી

વ્યવસાય પહેલાં માંગરોળમાં સરસ્વતી શિક્ષક ૧૯૪૨ થી ૧૯૪૮ રાજકોટમાં વૉટસન મ્યૂઝિયમમાં ક્યુરેટર. ૧૯૪૮થી વડોદરા રાજ્યમાં મ્યુઝિયમના કલા તથા ઇતિહાસ વિભાગના ક્યુરેટર ૧૯૬૦થી વડોદરા મ્યુઝિયમના નિયામક અને ૧૯૬૫ પછી ગુજરાત રાજ્યના મ્યુઝિયમોના મદદનીશ નિયામક

પ્રકાશન મૂર્તિશાસ્ત્ર મુદ્રાશાસ્ત્ર પુરાતત્ત્વ, કલા વગેરે વિષયો પર અત્યાર સુધીમાં આશરે ૫૦ સંશોધનાત્મક લેખો વિવિધ જર્નલોમાં પ્રગટ થયા છે

### શ્રી ભોગીલાલ ચુનીલાલ ગાંધી

જન્મ ૧૯૧૧ જન્મસ્થળ મોડાસા જ્ઞાતિ વણિક પિતા આજીવન શિક્ષક પત્ની સુભદ્રા ગાંધી શિક્ષણ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક વ્યવસાય રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લીધો ત્યાર પછી પ્રકાશન પ્રવૃત્તિ શરૂ કરી રશિયન સાહિત્યનાં સારા પુસ્તકોના અનુવાદો કર્યા 'વિશ્વમાનવ' સામયિક શરૂ કર્યું જેના તે તંત્રી છે અત્યારે વલ્લભવિદ્યાનગર યુનિવર્સિટીના જ્ઞાનગંગોત્રીના પ્રકાશનોના મુખ્ય તંત્રી છે 'સંદેશ'ના 'લાલ પીળા પડછાયા' વિભાગના તે સંપાદક છે માર્ક્સના ઊંડા અભ્યાસી છે સામ્યવાદ ઉપર ઘણું સાહિત્ય વાંચ્યું છે ને લખ્યું છે

પ્રકાશનો બંગાળી અને અંગ્રેજી તથા રશિયનમાંથી ઘણા અનુવાદો પ્રગટ કર્યા છે

### શ્રી ભોગીલાલ છોટાલાલ રંગવાળા (રામભક્ત)

જન્મ ૧૯૨૩ જન્મસ્થળ વતન પાદરા જ્ઞાતિ નાગર બધારા માતાપિતા ધાર્મિક વૃત્તિના હતા પિતા ડાઇંગ પ્રિન્ટિંગનું કામ કરતા શિક્ષણ વડોદરા કલાભવનમા ડાઇંગ પ્રિન્ટિંગનો કોર્સ કર્યો વ્યવસાય ધર્મપ્રચાર ભજનકીર્તન તે શ્રી પુનિત મહારાજના પટ્ટશિષ્ય છે તેમના અવસાન બાદ તેમની પ્રવૃત્તિ ચાલુ રાખવા તે વડોદરા આવ્યા અને તેમણે સંત પુનિત સેવાસ્મરણ આશ્રમ શરૂ કર્યો

પ્રકાશન શ્રીરામપ્રેમામૃત (ભા. ૧થી૬), પુનિત પાઠાવલિ, શ્રી રણછોડબાવની. છેલ્લા પુસ્તકની અત્યાર સુધી ત્રણ લાખ નકલો છપાઈ ચૂકી છે તેમણે વીસ વર્ષની વયે ભજન સંગ્રહ બહાર પાડ્યો હતો આજ સુધીમાં લગભગ ૧૨૦૦ પદ રચ્યાં છે

### ડૉ. ભોગીલાલ જયચંદ સાંડેસરા

જન્મ ૧૯૧૭ જન્મસ્થળ સંડેર વતન પાટણ જ્ઞાતિ લેઉઆ પાટીદાર શિક્ષણ બી.એ (મુંબઈ ૧૯૪૧) એમ. એ (૧૯૪૩) એમ એ માં અમદાવાદમાં ગુજરાતી વિષયમાં પ્રથમ આવવા બદલ દી બા કેશવલાલ ધ્રુવ સુવર્ણચંદ્રક મળ્યો પીએચ ડી (મુંબઈ, ૧૯૫૦) વિષય મહામાત્ય વસ્તુપાળનું સાહિત્ય મંડળ

વ્યવસાય અધ્યાપન ૧૯૫૧થી ફેકલ્ટી ઑફ આર્ટ્સ, મ સ યુનિવર્સિટી વડોદરામાં ગુજરાતી વિભાગના અધ્યક્ષ. પહેલાં 'ગુજરાત સમાચાર' માં અભ્યાસલેખો લખતા અને સામયિકોમાં તથા દૈનિકોમાં જુદા જુદા વિષયો પર અભ્યાસી લેખો પણ પ્રગટ થતા 'શબ્દ અને અર્થ' પર મુંબઈમાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાનો આપ્યાં ૧૯૫૩થી વડોદરા યુનિવર્સિટીમાં પ્રાચીન ગુર્જર ગ્રંથમાળા પ્રકાશન શ્રેણીનો પ્રારંભ કર્યો ૧૯૫૫માં સંશોધન માટે રણજિતરામ સુવર્ણચંદ્રક મળ્યો ૧૯૫૬માં જુદા જુદા દેશોના નિમંત્રણથી પૃથ્વીપ્રદક્ષિણા કરી ૧૯૫૮માં પ્રાચ્યવિદ્યા મંદિર વડોદરાના ડિરેક્ટર નિમાયા ૧૯૬૨માં નર્મદ સુવર્ણચંદ્રક મળ્યો ૧૯૬૩માં ત્રૈમાસિક સ્વાધ્યાય શરૂ કર્યું ૧૯૬૬માં ગુજરાત સંશોધક પરિષદમાં ઇતિહાસ અને સંસ્કૃત વિભાગના અધ્યક્ષ જૈન સાહિત્યના ઊંડા અભ્યાસી

પ્રકાશનો જૈન આગમ સાહિત્યમાં ગુજરાત, શબ્દ અને અર્થ મહામાત્ય વસ્તુપાળનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો, પ્રદક્ષિણા સંશોધનની કેડી ઇતિહાસ અને સાહિત્ય છેલ્લાં ત્રણ પુસ્તકો ગુજરાત રાજ્ય તરફથી પુરસ્કૃત

### ડૉ. મણિભાઈ શિવાભાઈ પટેલ

જન્મ ૧૯૧૦ જન્મસ્થળ વતન નાર (પેટલાદ), હાલ વડોદરા જ્ઞાતિ પાટીદાર શિક્ષણ બી એ (૧૯૩૩), એમ એ (મુંબઈ, ૧૯૩૬) ટી ડી (લંડન ૧૯૪૦), પીએચ ડી (મુંબઈ ૧૯૫૧), ડિપ્લોમા ઇન લિંગ્વિસ્ટિક (૧૯૫૮), એમ એડ ઇંગ્લંડ, અમેરિકા, જર્મનીના આમંત્રણથી તેમણે ત્યાં શૈક્ષણિક પ્રવાસો કર્યા છે વ્યવસાય વડોદરા એજ્યુકેશન અને સાયકૉલૉજી વિભાગના ડીન છે એડવાન્સ સ્ટડી અને રિસર્ચ ઇન એજ્યુકેશન સેન્ટર તથા એજ્યુકેશન સર્વિસ વિભાગના ડાયરેક્ટર.

પ્રકાશન મહાત્મા ગાંધીનું શૈક્ષણિક તત્ત્વજ્ઞાન, મહાત્મા ગાંધી કેળવણી તત્ત્વજ્ઞાન પરદેશી ભાષા તરીકે અંગ્રેજીનું શિક્ષણ અંગ્રેજીમાં પણ તેમનાં કેટલાંક પુસ્તકો પ્રગટ થયાં છે 'એજ્યુકેશન અને સાયકૉલૉજી રિવ્યુ' તથા 'સોશિયલ સ્ટડીઝ જર્નલ' ના તંત્રી

### શ્રી મણિલાલ તુલસીદાસ મહેતા

જન્મ ૧૮૮૪ જન્મસ્થળ વતન વડનગર (મહેસાણા) હાલ વડોદરા જ્ઞાતિ દશાનાગર વણિક માતાપિતાના ધાર્મિક સંસ્કારો તેમણે ઝીલ્યા છે તેમના પિતાના દાદા વલ્લભરામ મહેતા પાટણના ન્યાયાધીશ દાર હતા. તેમનો રાજ્યબીર ઠંગવનો

હસ્તલિખિત ગ્રંથ 'અખ્યારૂજી મહારાજનો પાઠ' આશરે બસો વર્ષ જૂનો તેમની પાસે છે શિક્ષણ મૅટ્રિક (વિસનગરમાં) વ્યવસાય વડોદરા સરકારી પ્રેસમાં આસિસ્ટન્ટ મૅનેજર હાલ નિવૃત્ત પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય મુંબઈમાં શ્રી ચરણદાસજીએ સદ્ગુરુ કબીરના સંસ્કારોનું તેમનામાં સિંચન કર્યું હતું સંત કબીર વિષયક સાહિત્ય રચવા બદલ ૧૯૪૭માં તેમણે 'કબીર જ્ઞાન ગુણાકર'ની પદવી અને ધર્મભૂષણનો ચંદ્રક મેળવ્યો છે

પ્રકાશનો કબીરસાહિત્યના ઘણાં પુસ્તકો પ્રગટ કર્યાં છે

### શ્રી મણિલાલ મૂળચંદ મિસ્ત્રી

જન્મ ૧૯૧૨ જન્મસ્થળ વતન ચાણસ્મા (મહેસાણા) જ્ઞાતિ ગુર્જર સુથાર શિક્ષણ ઇન્ટર સાયન્સ (વડોદરા), બી ઇ (સિવિલ એન્જિનિયરિંગ કૉલેજ, કરાચી, ૧૯૪૦) વ્યવસાય કૉન્ટ્રાક્ટર પહેલાં સબએન્જિનિયર પાટણમાં હતા ત્યારે 'પૂર્ણિમા' અને એક હસ્તલિખિત ત્રૈમાસિક ચલાવતા

પ્રકાશનો મોઢેરા (સયાજી બાલજ્ઞાન માળામાં, ૧૯૩૫) સ્થાપત્ય અને શિલ્પકળા વિષયક લેખો વિવિધ સામયિકોમાં પ્રગટ થયા છે

### શ્રી મણિશંકર પ્રભાશંકર વ્યાસ

જન્મ ૧૯૦૩ જન્મસ્થળ હુલ્લડવાસ (મહેમદાવાદ) વતન ઉમરેઠ (ખેડા) જ્ઞાતિ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ શિક્ષણ મૅટ્રિક (ઉમરેઠમાં) અમદાવાદના તત્કાલિન ગુજરાતી પંચ'માં પત્રકારિત્વનું શિક્ષણ લીધું છે વ્યવસાય ૧૯૨૩ થી ૧૯૩૮ સુધી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયમાં હસ્તપ્રત સંશોધક અને પ્રૂફરીડર ૧૯૩૮ થી ૧૯૫૭ સુધી વડોદરામાં 'પુસ્તકાલય' માસિકના તંત્રી ૧૯૫૬માં સ્વ નટલાલ બારીવાલા સાથે દૈનિક 'લોકમાન્ય'નું સંચાલન કર્યું હતું ૧૯૫૭થી 'અખંડ આનંદ' માસિકના સંપાદન મંડળમાં

પ્રકાશન પ્રેમાનંદકૃત 'ઓખાહરણ'ની સંશોધિત આવૃત્તિ ચિરંજીવ સાહિત્ય (ત્રૈ ખંડમાં) કરુણકથાઓ (નવલિકાસંગ્રહ)

### પંડિત મણિશંકર વસંતરામ ઉપાધ્યાય

જન્મ ૧૯૦૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ બ્રાહ્મણ શિક્ષણ ગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમ, હરદ્વાર (જિ સહરાનપુર, યુ પી, ૧૯૧૬ થી ૧૯૩૧) વિદ્યાભાસ્કર વિદ્યાવાચસ્પતિ, વ્યાકરણશાસ્ત્રી, ધર્મશાસ્ત્ર રત્ન, વિદ્યાભૂષણ વ્યવસાય શિક્ષક અત્યારે નિવૃત્તિ

પ્રકાશનો શ્રી સયાજી પંચ સપ્તતિ, શ્રી અરવિંદ માનસપૂજા (સંસ્કૃતિમાંથી ભાષાંતર), સંસ્કૃત બાલબોધ ભા ૧-૨, કૃષ્ણોદ્ધવ સંવાદ, કુમારિકાખ્યાન, વગેરે

### શ્રી મનોહર લક્ષ્મણ જોશી

જન્મ ૧૯૩૨ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ કોંકણસ્થ બ્રાહ્મણ શિક્ષણ બી એ (પૂના) જન્મે મહારાષ્ટ્રી હોવાથી મરાઠીનો સારો અભ્યાસ છે શાળાનું શિક્ષણ ગુજરાતીમાં વ્યવસાય વિવિધ નોકરીઓ કરી અત્યારે એક એ ચશ્માવાળા, વડોદરાના કારખાનાના મૅનેજર

પ્રકાશન ઊનની કલાકૃતિ (મરાઠી પરથી અનુવાદ, ૧૯૬૧, નેહરુચાચા (શ્રી ના ગ કારે સાથે) આ ઉપરાંત મરાઠીમાંથી વાર્તાઓ તથા નિબંધોના અનુવાદો દૈનિકો તેમ જ સામયિકોમાં પ્રગટ થયા છે

### પ્રો. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ (કુમાર)

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ દશા પોરવાડ વણિક શિક્ષણ એમ એ બી ટી (વડોદરા) વ્યવસાય ગુજરાતીના અધ્યાપક (વડોદરા) પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રી ૧૯૫૮-૬૦ તે થિયૉસૉફિકલ સોસાયટીના મંત્રી, પ્રમુખ ને કાઉન્સિલર તરીકે હતા અત્યારે તે ભારતી સંગમ, વડોદરાના મંત્રીપદે છે

પ્રકાશનો કુમારના કાવ્યો (૧૯૩૯), અમતસિંહાચાર્યજી (૧૯૪૩), ડૉ એની બેસંટ (૧૯૪૭), સંક્ષિપ્ત નાગરિકશાસ્ત્ર તેમણે કેટલાક વૈદિક સૂક્તોનો અનુવાદ પણ કર્યો છે

### કુ. મીરાંબહેન સત્યવીર (સ્વપ્નસેવી)

જન્મ ૧૯૧૯ વતન અજમેર. હાલ વડોદરા જ્ઞાતિ ક્રિશ્ચિયન. ભાઈ શ્રી જે એલ રાઠોડ વડોદરા જિલ્લાના શિક્ષણાધિકારી શિક્ષણ મૅટ્રિક ટ્રેઈન્ડ ઈન્ટર આર્ટ્સ, વિનીત (હિંદી) વ્યવસાય શિક્ષણખાતામાં અધ્યાપન

પ્રકાશનો ઈશ્વરની પ્રતિમા (સળંગ લઘુકથા ૧૯૫૭) નવલિકાસંગ્રહ પ્રેમનાં આંસુ (૧૯૫૩), જીવનના મોતી (૧૯૫૭) નવલકથા જીવનના રંગ (૧૯૫૫), વર્ષા (૧૯૬૨), કમળના ફૂલ (૧૯૬૩) રુદ્રમંગળ (૧૯૬૫), ધરાગુર્જરી (૧૯૬૭), થોડાક કાવ્યો પણ પ્રગટ થયા છે

### ડૉ. મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ

જન્મ ૧૯૧૦ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વણિક વૈષ્ણવ શિક્ષણ મૅટ્રિક (વડોદરા) 'રાસ ગરબાનું રસદર્શન' ઉપર મહાનિબંધ લખવાથી 'સાહિત્યમહોપાધ્યાય'ની પદવી મળી વ્યવસાય : ૧૯૦૨ થી ૧૯૪૭ સુધી વ્યાપાર સાહિત્યિક જીવ તેથી દુકાને સાહિત્યના રસિયા મિત્રોને એકઠા કરતા ૧૯૪૭થી આકાશવાણી, અમદાવાદ કેન્દ્રના મુખપત્ર 'નભોવાણી'ના સંપાદક હાલ નિવૃત્ત પ્રેમાનંદ સાહિત્ય સભાના સન્માનિત સભ્ય

પ્રકાશન સાહિત્યના લગભગ બધાં સ્વરૂપો એમણે ખેડયા છે ગુરુભક્તિ, ગુરુદક્ષિણા, ભારતના સંગીતરત્નો ભા ૧, માનવતાના તેજ, રાસનિકુંજ, યુગદર્શન, નિરંજના, અભયકુમાર, વગેરે એમની કેટલીક કૃતિઓને સરકારે પુરસ્કૃત પણ કરી છે

### પ્રો. મોહનભાઈ શંકરભાઈ પટેલ

જન્મ ૧૯૨૦ જન્મસ્થળ-વતન વડદલા (જિલ્લો ખેડા) જ્ઞાતિ લેઉઆ પાટીદાર શિક્ષણ ધો ૧ થી ૭ વડદલામાં, માધ્યમિક ધર્મજમાં ઉચ્ચ શિક્ષણ એમ એ સુધી વડોદરા કૉલેજમાં, મુખ્ય વિષયો ગુજરાતી અને સંસ્કૃત વ્યવસાય અધ્યાપન પ્રથમ વલ્લભવિદ્યાનગર અલિયાબાડામાં સંશોધન મહાનીશ હાલ ગુજરાત વિદ્યાપીઠ-અમદાવાદમાં પ્રાધ્યાપક

પ્રકાશન માણસાઈના દીવાનું વિસ્તૃત અવલોકન (૧૯૫૦), ચાર ફાગુ (૧૯૬૨), આલ્બર્ટ સ્વાઈત્ઝર (ચરિત્રનો અભ્યાસ, ૧૯૬૪), ગાંધીજીની જીવનદૃષ્ટિ (સંપાદન, મોરારજીભાઈનાં પ્રવચનો, ૧૯૬૪), ઉપનયન લેખોનો સંગ્રહ (૧૯૬૬) કવિજીવન (સંપાદન, ૧૯૬૬)

### ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

જન્મ ઈ સ ૧૮૯૭ જન્મસ્થળ વતન પેટલાદ, મૂળ વતન મહુધા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ, માતા ધનીબહેન હાલ વતન વડોદરા શિક્ષણ મૅટ્રિક (વડોદરા, ૧૯૧૩), બી. એ એલએલ બી (૧૯૨૧), એમ. એ (૧૯૨૯), પીએચ ડી. (૧૯૪૩)

વ્યવસાય પ્રથમ વકીલાત પછી ભ પાતર ખાતામાં વિદ્યાધિકારી કચેરીમાં જોડાયા ૧૯૩૮થી બરોડા કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર તરીકે કામ કર્યું તેમને સંશોધન, સંપાદન, ચિત્રો ને શિલ્પોનો શોખ છે પ્રાચીન ગુર્જર સાહિત્યના પરિચયમાં તેમનો મહત્ત્વનો ફાળો છે ઈ ૧૯૬૧થી પ્રેમાનંદ સાહિત્ય સભાના પ્રમુખપદે છે સભાએ તેમની ષષ્ટિપૂર્તિ ઊજવી સન્માન કરેલું ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિના પ્રમુખ છે

પ્રકાશનો ઈ ૧૯૧૪માં 'વસંત મા ફૂલી' વાર્તાથી સાહિત્યપ્રવેશ ૧૯૨૨થી પ્રકાશનો લગાતાર ચાલુ જ રહ્યાં છે પ્રેમાનંદ અખો સામળ, પ્રેમાનંદ તથા બીજા આઠ કવિના સુદામાચરિત્ર, પ્રેમાનંદ કૃત રણયજ્ઞ તથા વજિયાકૃત રણજંગ તાપીદાસકૃત અભિમન્યુ આખ્યાન લોકવાર્તાનું સાહિત્ય, કાવ્ય નવનીત અને નળાખ્યાન પંચદંડ અને બીજાં કાવ્યો ગદ્યસંચયઃ વૃદ્ધક ડિપાણુ બિકૂસા, તિલોત્તમા ગુજરાતી સાહિત્ય પરિચય ભાવાર્થદીપિકા, માધવાનલ કામકંદલા પ્રબંધ, ગુજરાતી સાહિત્યના સ્વરૂપો, સદયવત્સવીર પ્રબંધ ગનીમની લડાઈનો પવાડો, કલ્ચરલ હિસ્ટરી ઑફ ગુજરાત વલ્લભ ભટ્ટની વાણી પ્રેમાનંદ પૂર્વાર્ધ હંસ આગળિયે વેદ વગેરે

### શ્રી મજુલાલ સેવકલાલ દવે

જન્મ ૧૮૯૦ જન્મસ્થળ પેટલાદ ાલ વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ક્ષણ બી એ, એલએલ બી સ્વ ગો વિંદદાસ કાટાવાળા તથા સ્વ મોહન ાલ દ કાટાવાળાના સંબંધથી હતા ામની સાથે સારો સંપર્ક હતો વ્યવસાય ન્યાયખાતામાં નોકરી ઉપલી પ્રાંત ન્યાયાધીશ થયા હાલ નિવૃત્ત. પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય

પ્રકાશનો હિંદુસ્તાનના જુદા જુદા રાજ ધી સયાજી શાસન શબ્દકલ્પતરુ ગણપતિ અને આણુપત્ય શંકરાચાર્ય મહારાજ શ્રી માધવ તીર્થ મહારાજનું જીવનચરિત્ર શ્રી શારદાપીઠ અર્વાચીન ઇતિહાસનું અસત્ય પણ મિથ્યા પ્રલાપનો પ્રતિવાદ વગેરે

### ગ. સ્વ. યશોમતી પ્રજેશચંદ્ર મહેતા

જન્મ ૧૯૧૫ જન્મસ્થળ કાલોલ (પંચમહાલ) જ્ઞાતિ વડનગરા નાગર પતિ કેળવણીખાતામાં પાદરા અને વ્યારા ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હતા તેથી ઘણું કરીને ત્યાં રહેવાનું થયું સાત વર્ષના લગ્નજીવન પછી પતિનું અવસાન થયું એક પુત્રીનો ઉછેર અને કેળવણી સંભાળવામાં તેમણે પછીનું જીવન વીતાવ્યું

પ્રકાશન ચંદન અને મલયાગરી (લોકકથા), લોકસાહિત્યમાળા મણકો બીજો (૧૯૫૯), દેવાજીની સં ૧૭૭૮ની દેલના ગ્રંથ ગરબા (લોકસાહિત્યમાળા, મણકો પાંચમો, ૧૯૬૬)

### શ્રી યામિનીબહેન હરિપ્રસાદ અડમોલા

જન્મ ૧૯૨૫ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ ઓદીચ્ય ટોળકિયા પિતા રામનારાયણભાઈ રાજવૈદ્ય હતા શિક્ષણ એમ એ (વડોદરા, સંસ્કૃત મુખ્ય વિષય) પ્રેમાનંદ સાહિત્યસભાના ભૂતપૂર્વ મંત્રી સંસ્કૃત વિનત્ સભામાં મહિલા વિભાગમાં બે વર્ષ મંત્રી તેમનાં લગ્ન ૧૯૫૭માં મુંબઈમાં રહેતા શ્રી હરિપ્રસાદ સાથે થયાં તેથી અત્યારે મુંબઈ રહે છે મુંબઈના અખિલ હિંદ મહિલા પરિષદ માહીમ શિવાજી પાર્ક શાખાના મંત્રી

પ્રકાશન નાટિકા, 'મનુભાઈ પરખા' અને 'જન્મદિવસ' રૂપકો આકાશવાણી મુંબઈથી પ્રસારિત થયા છે

### ડૉ. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી

જન્મ ૧૯૧૧ જન્મસ્થળ ગામડી (દસ્ક્રોઈ) વતન સરખેજ (અમદાવાદ), અત્યારે વડોદરા જ્ઞાતિ ચતુર્વેદી મોઢ બ્રાહ્મણ કવિશ્રી 'સાગર'ના પુત્ર શિક્ષણ એમ એ, બી ટી, પીએચ ડી ડૉ ભટ્ટાચાર્યના માર્ગદર્શનથી 'ગુજરાતી કાવ્ય સાહિત્યમાં અદ્વૈતદર્શન' ઉપર મહાનિબંધ લખ્યો છે વ્યવસાય અધ્યાપન સંશોધન ૧૯૪૫ થી ૧૯૫૭ સુધી પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરામાં સંશોધન અધિકારી ભાષાંતરકાર ૧૯૫૮થી વડોદરા યુનિવર્સિટીમાં ગુજરાતીના પ્રાધ્યાપક

પ્રકાશનો: ગુરુનાનક (૧૯૪૩) સાગર જીવન અને કવન (૧૯૪૫) ) માટીપગો માનવી (કટાક્ષચિત્રો ૧૯૬૩) હૃદયોર્મિ (કાવ્યસંગ્રહ ૧૯૬૫) જીવનમાં સફળ કેમ થશો (અનુવાદ ૧૯૬૪) આ ઉપરાંત સાગર સાહિત્ય અને કેટલુંક અભિસહિત્ય સંપાદિત કર્યું છે

### શ્રી રણછોડજી પરાગજી મહેતા

જન્મ ૧૯૦૧ વતન હાંસાપુર (નવસારી) ૧૯૪૦થી વડોદરા જ્ઞાતિ અનાવિલ પિતા નાના ખેડૂત મોટી પુત્રી ગજરાબહેન મગનલાલે ખલિલ જિબ્રાનનાં બે પુસ્તકોનો અનુવાદ કર્યો છે નાની પુત્રી શીલાએ 'ડાંગના જંગલની વાર્તા' લખી છે જે પ્રગટ થઈ છે શિક્ષણ મૅટ્રિક વ્યવસાય પિતાના અવસાનને કારણે કૉલેજશિક્ષણ છોડી નવસારી અમેછ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા ૧૨ વરસ પછી વીમામિત્રમાં ઝંપલાવ્યું, ને આજે તે જ મુખ્ય વ્યવસાય છે

પ્રકાશનો લોકમાન્ય ટિળકના જીવનપ્રસંગો લગ્નશાસ્ત્ર અને કળા, 'ટપકાને પાત્ર' બાકી ૧૯૨૨માં 'ગુજરાત'માં પ્રગટ થયું થોડાક છણવા નિબંધો પ્રગટ થયા છે

### ડૉ. રણજિત મ. પટેલ (અનામી)

જન્મ ૧૯૧૭ વતન ડભોડા (જિ ગાંધીનગર) જ્ઞાતિ પાટીદાર પિતા અને દાદાને આપણા પ્રાચીન ભજનસાહિત્યનો ખૂબ શોખ હતો શિક્ષણ એમ એ પીએચ ડી વ્યવસાય વડોદરાની યુનિવર્સિટીમાં આર્ટ્સ ફેકલ્ટીમાં ગુજરાતીના રીડર, પહેલાં નડિયાદ અધ્યાપક

પ્રકાશન કાવ્યસંગ્રહો રણજિત રત્નાવલિ કાવ્યસરિતા, સ્નેહશતક સારસ પરિમલ ત્રિવેણી સંપાદન શામળ અન્ય હાતની સંભાળ, ગુજરાતીઓની શરીરસંપત્તિ સહશિક્ષણ કવિવર ટાગોરનું જીવનકવન, અર્વાચીન ગુજરાતી સાહિત્ય સ્વરૂપોનો વિકાસ (ડૉ રામચંદ્ર પંડ્યા સાથે) મણિ-ભાલ શતાબ્દી ગ્રંથ (ડૉ પંડ્યા સાથે), બળેલી ભીખ અને બીજી વાતો

### શ્રી રતિલાલ સોમાભાઈ ભાવસાર (ગુલશને બહાર)

જન્મ ૧૯૧૯ વતન નડિયાદ હાલ વડોદરા જ્ઞાતિ ભાવસાર માધ્યમિક શિક્ષણ લીધા પછી તે વધુ અભ્યાસ કરી શક્યા નથી વ્યવસાય છાત્રાલયમાં ગૃહપતિ

પ્રકાશનો જીવનસાધના (ઈ ૧૯૩૬ થી ૪૬ સુધીના સમયની સામયિકોમાં પ્રગટ થયેલી કૃતિઓ નિબંધો ગઝલો ચિંતનકણિકાઓ લોકસત્તામાં ઊગતા જીવનમાં લલકારતી જાતીય જીવનની લેખમાળા પ્રસિદ્ધ થઈ છે જે પુસ્તક રૂપે મંડળ પ્રકાશન દ્વારા પ્રગટ થનાર છે

### ડૉ. રતુભાઈ ડાહ્યાભાઈ પરીખ

જન્મ ૧૯૨૮ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વાણિયા શિક્ષણ એમ એ, પીએચ ડી. કોવિદ ૧૯૪૯માં તેમણે બી એ માં મુંબઈ યુનિવર્સિટીમાં પ્રથમ આવવા બદલ જસ્ટીસ સારાભાઈ વાલાથ ઈ

પ્રાપ્ત મેળવ્યુ. ૧૯૬૨માં વડોદરા યુનિવર્સિટીમાંથી 'પ્રેસ ઍન્ડ સોસાયટી' વિષય પર મહાનિબંધ લખી પીએચ ડી ની ડિગ્રી મેળવી. વ્યવસાય: અધ્યાપક પહેલાં સુરત અને અમદાવાદ ૧૯૬૩થી વડોદરા યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્રના અધ્યાપક.

પ્રકાશન નાટકમાં કરાની રંગભૂમિ (૧૯૫૩), સમાજશાસ્ત્ર પ્રવેશિકા (૧૯૫૬), પ્રેસ ઍન્ડ સોસાયટી (૧૯૬૫), નોન અર્બન ગ્રૅજ્યુએટસ ઈન ગુજરાત (૧૯૬૬).

## ડૉ. રમણલાલ ચીમનલાલ શાહ

જન્મ ૧૯૨૬. જન્મસ્થળ: પાદરા (જિ વડોદરા). જ્ઞાતિ વીસા ઓસવાળ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન શિક્ષણ એમ એ (૧૯૫૦), પીએચ ડી મુંબઈ, (૧૯૬૧). વ્યવસાય. સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈમાં ૧૯૫૧થી પ્રોફેસર

પ્રકાશન મનીષા (સૉનેટસંગ્રહ, શ્રી મીનુ સાઈ સાથે સંપાદન, ૧૯૫૧), ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન (પ્રો મનસુખલાલ ઝવેરી સાથે, ૧૯૫૩), એવરેસ્ટનું આરોહણ (૧૯૫૫) ગુલામોનો મુક્તિદાતા (૧૯૫૬), નરસિંહ નિબંધિકાઓ (૧૯૫૭), નલદમયંતિ રાસ (સમયસુંદરકૃત રાસનું સંશોધન સંપાદન, ૧૯૫૭), જંબુસ્વામી રાસ (શ્રી યશોવિજયજીકૃત રાસનું સંશોધન સંપાદન, ૧૯૬૧), સરસ્વતીચંદ્ર ભા ૧ પાઠ્યસંક્ષેપ (૧૯૬૩), કુવલયમાલા (પ્રાકૃત મહાકથાના ગુર્જરાનુવાદનું સંપાદન (૧૯૬૫), શ્યામ રંગ સમીપે (એકાંકીસંગ્રહ, ૧૯૬૬)

## પ્રો. રમણલાલ છોટાલાલ મહેતા

જન્મ ૧૯૧૮ જન્મસ્થળ વતન સુરત. હાલ વડોદરા જ્ઞાતિ વણિક વડીલબંધુ ગણપતભાઈના સંગીતના સંસ્કાર ઝીલ્યા અને દસબાર વર્ષની વયથી જ સુરતના વિદ્વાન સંગીતજ્ઞ શ્રી કંચનલાલ મામાવાળા પાસે સંગીતનો વિશેષ અભ્યાસ કર્યો શિક્ષણ બી એ (મુંબઈ), શરૂઆતમાં કૉલેજ શિક્ષણ સુરતમાં શિક્ષણકાળમાં સ્વ શ્રી રામનારાયણ વિ પાઠક અને શ્રી વિષ્ણુ પ્રસાદ ત્રિવેદી તેમના પ્રાધ્યાપક હતા અખિલ ભારતીય ગાંધર્વ મહાવિદ્યાલયે તેમને 'ડૉક્ટરેટ ઇન મ્યુઝિક'ની માનદ પદવી આપી છે. વ્યવસાય. થોડો સમય આકાશવાણીમાં ૧૯૫૪ થી વડોદરામાં મ્યુઝિકના પ્રોફેસર અને રીડર ઇંગ્લંડ, જર્મની, ફ્રાંસ અને નેધરલૅન્ડનો ખાસ આમંત્રણથી પ્રવાસ કર્યો.

પ્રકાશન: ગુજરાતી ગદ્યકવિતા (૧૯૫૪), સંગીતચર્ચા (૧૯૬૩).

## ડૉ. રમણલાલ નાગરજી મહેતા

જન્મ ૧૯૨૨ જન્મસ્થળ કતારગામ (જિ સુરત) જ્ઞાતિ અનાવલા બ્રાહ્મણ. દાદા ડાહ્યાભાઈ પ્રાથમિક શિક્ષક હતા અને તે ઉર્દૂ જાણતા પિતા સંસ્કૃત સારું જાણતા હતા અને યોગવિદ્યા તથા તત્ત્વજ્ઞાનના અભ્યાસી હતા શિક્ષણ: બી.એ. (ગુજરાતી-સંસ્કૃત સાથે, ૧૯૪૪), એમ એ (પ્રાચીન ભારતીય સંસ્કૃત સાથે, ૧૯૪૭), કોવિદ (૧૯૫૩), ડિપ્લોમા ઈન મ્યુઝિયોલૉજી (૧૯૫૪), પીએચ ડી (૧૯૫૭), વડોદરા, ભરૂચ અને સુરત જિલ્લાના પુરાવસ્તુ વિષય ઉપર મહાનિબંધ લખી પીએચ.ડી ની ડિગ્રી મેળવી તેમણે તમામ શિક્ષણ વડોદરામાં લીધું છે વ્યવસાય અધ્યાપન-સંશોધન વડોદરા આર્કિયોલૉજીના પ્રોફેસર

પ્રકાશનો પુરાવસ્તુ વિદ્યા, તરવાની કળા, મલ્લપુરાણ, વર્ણક સમુચ્ચય (ભા ૨) પુરાવસ્તુ વિદ્યા ગુજરાત સરકાર તરફથી પુરસ્કૃત બીજા આશરે ૧૫૦ જેટલા સંશોધન લેખો પ્રગટ થયા છે

## શ્રી રમણલાલ નાનાલાલ શાહ

જન્મ: ૧૮૯૮ જન્મસ્થળ-વતન વડોદરા જ્ઞાતિ વીશાલાડ વણિક પત્ની કંચન બહેન 'બાલજીવન'ના પ્રકાશનમાં સંપૂર્ણ સહકાર આપે છે શિક્ષણ મૅટ્રિક વ્યવસાય. શરૂઆતમાં દૈનિકોમાં થોડો સમય નોકરી કર્યા પછી વડોદરા રાજ્યની સરકારી નોકરી સ્વીકારી થોડો સમય સયાજી હાઈસ્કૂલ, વડોદરામાં શિક્ષક પણ પછી ઈ સ. ૧૯૨૦થી 'બાલજીવન'નું પ્રકાશન શરૂ કર્યું જેના તે આજ સુધી તંત્રી અને સંચાલક પણ છે આટલો લાંબો સમય એક જ તંત્રીને હાથે માસિક પ્રસિદ્ધ થાય એ એની વિશિષ્ટતા છે પ્રેમાનંદ સાહિત્યસભાના સભ્ય સભાના ઉપપ્રમુખ હતા અને અત્યારે ટ્રસ્ટીમંડળના સભ્ય

પ્રકાશનો પ્રેમની ખુમારી ભા ૧-૨, યોગાસન, અરુણા, વારાંગના કે વીરાંગના, જાતિયવિજ્ઞાન વગેરે તેમની બાલસાહિત્યની લગભગ સો જેટલી ચોપડીઓ પ્રગટ થઈ છે

## પ્રો. રમણલાલ મગનલાલ દલાલ

જન્મ ૧૮૯૯. જન્મસ્થળ વતન વડોદરા. જ્ઞાતિ વાણિયા શિક્ષણ: ઈન્ટર આર્ટ્સ (૧૯૧૮), બી એ (વડોદરા, ૧૯૨૯), ટી.ડી (લંડન, ૧૯૩૮) વ્યવસાય બી ટી. કૉલેજમાં પ્રાધ્યાપક, હાલ નિવૃત્ત. પ્રેમાનંદ સાહિત્યસભાના મંત્રી (૧૯૩૧-'૩૨).

પ્રકાશન કાવ્યો, સંવાદો, વાર્તાઓ, બાળક, બાલજીવન, કુમાર, બાલમિત્ર વગેરેમાં પ્રગટ થયાં છે.

## શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઈ

જન્મ. ૧૮૯૪, જન્મસ્થળ વતન: ભરૂચ. હાલ વડોદરા. જ્ઞાતિ: બ્રહ્મક્ષત્રિય. પિતા વકીલ હતા, મોટા ભાઈ સુબા અને રેવન્યૂ-ઑફિસર શિક્ષણ: ઈન્ટર આર્ટ્સ રાષ્ટ્રીય ચળવળમાં જોડાવાથી વધુ શિક્ષણ ન લઈ શક્યા. તેમની પાસે લગભગ આઠ હજાર પુસ્તકો છે. ઈ. સ ૧૯૨૫થી આ પુસ્તકસંગ્રહમાંથી તેમણે છૂટક પુસ્તકો વહેંચવા માંડયાં. તેમના પુસ્તકસંગ્રહની ડૉ. જીવરાજ મહેતા, ઈન્દુમતિબહેન શેઠ, શ્રી દિનકર દેસાઇ વગેરેએ મુલાકાત લઈ વિદ્યાદાન માટે પ્રશંસા કરેલી મિસિસ મુનીટાવાન ડુસ્ટેવાન બીસ્ટે (નેધરલૅન્ડના રાજદૂતે) પણ તેમના પુસ્તકનો ઉપયોગ કર્યો હતો પ્રેમાનંદ-સાહિત્યસભાના પરિપૂર્તિથી સભ્ય છે અધ્યયન અને સંશોધન તેમનો મુખ્ય વ્યવસાય છે.

પ્રકાશન પ્રાચીન કવિઓ અને તેમની કૃતિઓ (૧૯૪૯), વડોદરા રાજ્યની સાહિત્ય પ્રવૃત્તિઓ (૧૯૫૬), 'ગુજરાતની વ્યાપારી રંગભૂમિની નાટ્યકૃતિઓની સૂચિ'નો વિસ્તૃત લેખ મુંબઇ નાટ્યશતાબ્દી અંક (૧૯૫૧)માં પ્રગટ થયો છે

## શ્રી રમેશચન્દ્ર પ્રાણશંકર જોષી

જન્મ ૨૦-૮ ૧૯૨૦ જન્મસ્થળ વતન બરકાલ (તા શિનોર, જિ વડોદરા). જ્ઞાતિ. ચોર્યાસી મેવાડા બ્રાહ્મણ શિક્ષણ મૅટ્રિક વ્યવસાય: દસ વર્ષ દૈનિકોમાં કામ કર્યા પછી ૧૯૫૫માં આકાશવાણી, વડોદરામાં જોડાયા અત્યારે 'સ્ક્રીપ્ટરાઈટર', આકાશવાણી, અમદાવાદ

પ્રકાશન નવલકથા સત્તાવનનો સાથી, બ્રહ્મશિલા, રાયસેનીરાય, ભગવો અચળો. આકાશવાણીમાં જોડાતા પહેલાં ૧૯૫૧થી આકાશવાણીના વિવિધ વિભાગો માટે નાટકો અને રૂપકો લખતા કેટલું બાલસાહિત્ય પણ પ્રગટ થયું છે ફરજના ભાગરૂપે ગુજરાતના આદિવાસી વિસ્તારોમાં ફરી ૧૦૦૦ ઉપરાંત લોકગીતોનું સંપાદન અને રેકૉર્ડિંગ કર્યું છે.

## શ્રી રમેશ રંગનાથ ગૌતમ (સ્વામી પ્રણવતીર્થ)

જન્મ ૧૮૯૮ જન્મસ્થળ દ્વારકા વતન: પાટણ જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતાએ ઘણાં પુસ્તકોનું સર્જન કર્યું છે શિક્ષણ બી.એ (મુંબઈ, ૧૯૧૯) વ્યવસાય : પત્રકારત્વ, રાજકારણ, રાજ્ય સેવા (વડોદરા સ્ટેટમાં) આધ્યાત્મિક પ્રવૃત્તિઓ ૧૯૧૪મા વડોદરા હાઈસ્કૂલમા હતા ત્યારે 'જ્ઞાનોદય' માસિક ચલાવ્યુ જેમાં શેક્સપિયરના બે નાટકોનુ પદ્ય ભાષાંતર કર્યું તથા ગુજરાતી અંગ્રેજીમાં પદ્યરચનાઓ કરી હતી

પ્રકાશનો આંધી અને લેનિન-રાજ કારણી, ગુજરાતના સ્થાપત્ય અવશેષો, વૃત્ત વિવેચન, ઉત્તરાપથ, ચંદ્રો બારીકદાર, માંડૂક્ય ઉપનિષદ, ગીતારસાયણ વગેરે

## પંડિત રવિશંકર નરોત્તમદાસ પાઠક

જન્મ ૧૯૧૫ જન્મસ્થળ મકરપુરા (વડોદરા) જ્ઞાતિ નોદેરા બ્રાહ્મણ માતા પિતા ભગવદીય હતા શિક્ષણ મૅટ્રિક રાષ્ટ્ર ભાષા રત્ન માતૃભાષા ગુજરાતી ઉપરાંત મ રાઠી સંસ્કૃત, હિંદીને બંગાળી સારુ લખે છે ઑલ ઇન્ડિયા કલ્ચરલ યુનિવર્સિટીએ એમ ચિંદ્ર ની માનદ પદવી આપી છે વ્યવસાય પહેલા વડોદરા રાજ્યની નોકરી અત્યારે 'વીણેલા મોતી' માસિકના સંપાદક અને ભાગવત કથાકાર છે તેમણે 'શારદા', 'આ નંદ', 'કનૈયો', 'જનકલ્યાણ' અને 'ગીતા ધર્મ'મા સંપાદક તરીકે કામ કર્યું છે પ્રેમાનંદ સાહિત્યસભાના સભ્ય

પ્રકાશન અત્યાર સુધીમા લગભગ ૬૨ ગ્રંથો પ્રકાશિત થયા છે કાવ્યસંગ્રહો વન માળા, અંતરના દીવડે, મોરપીચ્છ નવલ કથા શકુંતલા, વરદાન મધુકાંતા શકુંતલા મુંબઈ સરકાર દ્વારા પુરસ્કૃત નવલિકા રૂપારાણી, દિવ્યજ્યોતિ મદાલસા હિંદીમા પણ તેમનું ઘણુ સાહિત્ય પ્રગટ થયુ છે તેમના બુંદેલખંડ, મધ્ય પ્ર ત અને યુક્ત પ્રાંતના લોકસાહિત્યનો પરિચય કરાવતા લેખો પ્રગટ થયા છે

## પ્રો રશ્મિકાંત રમણલાલ શાહ

જન્મ ૧૯૩૬ જન્મસ્થળ વતન વડો દરા જ્ઞાતિ વીશાલાડ વણિક પિતા બાલજીવન ના તંત્રી શિક્ષણ એમ એ રાષ્ટ્રભાષા હિંદીના 'સ હિત્યરત્ન' વ્યવસાય કર્વે કૉલેજ, વડોદરામા ભૂગોળના અધ્યાપક 'બાલજીવન'ના સંપાદનમા પિતાને મદદ કરે છે પ્રેમાનંદ સાહિત્ય સભાના ભૂતપૂર્વ મંત્રી પ્રકાશન વિવિધ સામયિકોમા બાલસા હિત્ય પ્રગટ થયુ છે

## ડૉ. રાસિકલાલ માણેકલાલ પંડ્યા

જન્મ. ૧૯૨૫ વતન: લુણાવા(ડા), હાલ વડોદરા જ્ઞાતિ ઔદુંબર બ્રાહ્મણ શિક્ષણ મૅટ્રિક (મુંબઈ), સંગીતવિશારદ વડોદરા ૧૯૫૨મા તાલીમ વખતે ઉસ્તાદ ફૈયાઝખાન અને ઉસ્તાદ ગુલામ રસુલખાનો લાભ મળેલો. પ્રો ગોવિંદલાલ વાકૂ અને પ્રો મંજુલાલ મજમુદારના સંપર્કથી સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી સાહિત્યમા રસ લાગ્યો 'ગુજરાતની લગ્નપ્રથા અને તેનાં મંગલ ગીતો' ઉપર ડૉ. મંજુલાલ મજમુદા રના માર્ગદર્શન હેઠળ મહાનિબંધ લખવાથી ગુર્જર વિદ્યાપીઠ, સુરત તરફથી સાહિત્ય મહોપાધ્યાયની પદવી મળી વ્યવસાય પહેલા પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા પછી વડોદરામાં જ શિક્ષક સાહિત્ય સભાના ભૂતપૂર્વ મંત્રી, અત્યારે તેના સભ્ય.

પ્રકાશન વીણાપ્રકાશ, મૃદંગ ઔર ઉસકા ઇતિહાસ, સંગીત મેં રાગમાલા, સંગીત વાઙ્મય, ભારતીય વાદ્યોનો સવિસ્તર ઇતિ હાસ આ ઉપરાંત સંશોધનાત્મક લેખો અને ભવાઈના વેશો પ્રગટ થયા છે

## શ્રી રસેન્દ્રપ્રસાદ પિનાકિનપ્રસાદ દેસાઈ

જન્મ ૧૯૦૯ જન્મસ્થળ બારાબંકી, વતન સુરત અત્યારે વડોદરા જ્ઞાતિ નાગર ગૃહસ્થ તેમના લગ્ન 'કરણઘેલા'ના લેખક શ્રી નંદશંકર મહેતા ના પુત્ર અને વડોદરાના દીવાન સર મનુભાઈ મહેતાની પુત્રી નિવેદિતા સાથે થયા છે શિક્ષણ માન્ચેસ્ટર (બ્રિટ ન)ની વિક્ટોરિયા યુનિવર્સિટીમાથી બી એસસી (ઓનર્સ) ઇન ઇલેક્ટ્રિકલ એન્જિ નિયરિંગની ડિગ્રી મેળવી છે વ્યવસાય ઇલેક્ટ્રિકલ એન્જિનિયર, વડોદરા અને મુંબઈમા વીજળી ખાતાના મુખ્ય ઇજનેર, ગુજરાત ઇલેક્ટ્રિસિટી બોર્ડમા ટેકનિકલ મેમ્બર. વડોદરા યુનિવર્સિટીમા ફેલો

પ્રકાશન દુરમાભાઈ (પાંચ એકાંકી નાટકો ૧૯૬૪)

## શ્રી રાજેન્દ્ર કેશવલાલ શાહ

જન્મ ૧૯૧૩ જન્મસ્થળ કપડવણજ જ્ઞાતિ દશા શ્રીમાળી વણિક પિતા કેશર લાલ સાદરા એજન્સીમા વકીલાત કરતા હતા અને પાછળથી ન્યાયાધીશ પણ હતા રાજેન્દ્રને બે વર્ષના મૂકીને પિતા ગુજરી ગયા માતા લલિતાબહેને તેમને ભણાવવામાં ખૂબ કાળજી રાખી પત્નીનુ નામ મંજુલાબહેન શિક્ષણ મૅટ્રિક કપડવણજમા, બી એ (ભરોડા કૉલેજમાં, ૧૯૩૭), મુખ્ય વિષય ફિલસૂફી હતો.

વ્યવસાય પ્રથમ શિક્ષક, પછી દુકાનદાર, ત્યાર પછી જ ગલનાં લાકડાં કપાવવા વહે રાવવાનો ધંધો અને હાલ મુંબઈમા 'લિપિની પ્રિન્ટરી' ચલાવે છે એમની લેખન પ્રવૃત્તિને વેપાર પ્રતિકૂળ લાગ્યો નથી તેમના જીવન ઘડતરમા શ્રી ઉપેન્દ્રાચાર્યજી, ત્રિલોકસૂરિ અને સ્વરૂપજ્યોતિતીર્થ એ ત્રણેની પ્રબળ અસર પડી છે, ત્યારે તેમની કૃતિઓમા બેય સાધક અધિકારી વર્ગની અને રવીન્દ્ર નાથ ટાગોરની અસર વર્તાય છે તેમના પ્રિય કવિઓ નાનાલાલ, સુન્દરમ્ અને શ્રીધરાણી પ્રિય લેખક રવીન્દ્રનાથ ટાગોર, પ્રિય ગ્રંથ ઇશાવાસ્ય ઉપનિષદ અને પ્રિય સાહિત્ય પ્રકાર કાવ્ય છે તેઓ તત્ત્વજ્ઞાન અને સા હિત્યના અભ્યાસી છે

'કુમાર ચન્દ્રક' પછી 'રણજિતરામ સુવર્ણ ચન્દ્રક' આપી ગુજરાતે તેમને સન્માન્યા છે 'ધ્વનિ' અને 'શાંત કોલાહલ' કાવ્યસંગ્રહોને રાજ્ય સરકાર અને રાષ્ટ્રીય પારિતોષિક પ્રાપ્ત થએલા છે

પ્રકાશનો પ્રથમ કૃતિ 'પથ્થર પાણીનો પ્રેમ' વિલ્સન કૉલેજના મુખપત્ર (૧૯૩૨) મા પ્રગટ થએલી કાવ્યસંગ્રહો ધ્વનિ (૧૯૫૧) આંદોલન (૧૯૫૧) શ્રુતિ(૧૯૫૭) મોરપીચ્છ(૧૯૬૦) શાંત કોલાહલ(૧૯૬૨), શ્રાવણી મધ્યાહ્ને, આ ગુચ્છના અવશેષે વગેરે ઉપરાંત એકાંકી નાટકો અને વાર્તાઓ પ્રગટ થયા છે

## શ્રી રાજેન્દ્ર લક્ષ્મણરાવ ઠાકોર

જન્મ ૧૯૦૯ જન્મસ્થળ ભરૂચ વતન અમદાવાદ જ્ઞાતિ બ્રહ્મક્ષત્રિય શિક્ષણ ઇન્ટર આર્ટ્સ (મુંબઈ) વ્યવસાય સિનેમા, ફિલ્મ પ્રદર્શક ૧૯૫૦ પછી પ્રેમાનંદ સ હિ ત્ય સભાના મંત્રી, અત્યારે સભાની કારોબ રી સમિતિમા સભ્ય કાવ્ય પ્રત્યે સારી રુચિ છે એમના પ્રમુખસ્થાને વડોદરામા ઘણી વાર કવિસંમેલનો થયા છે સ માજિક કાર્ય કર વડોદરા થિયેટર્સ એસોસીએશનના પ્રમુખ, મધ્ય ગુજરાત વેપારી મહામંડળના મંત્રી (૧૯૬૨ '૬૫) આ ઉપરાંત ઘણી સંસ્થાઓ સાથે સક્રિય રીતે જોડાયેલા

# વિદ્યમાન સારસ્વતો



શ્રીમતી ચન્દ્રબાળા માણેકલાલ ટેમ્ટર
મ મહારાણી ચીમનાબાઈ સ્ત્રી સમાજ'



શ્રી ચન્દ્રશંકર એમ પંડિત
તંત્રી 'ગીતેલા મેની વડેદરા



શ્રી જયન્તીલાલ મણિલાલ મહેતા, બી એ
કલ સાહિત્યના અભ્યાસી



શ્રી જશભાઈ સી જાદવ
'કૃષ્ણનરશી સુરદ નેમક



શ્રી જહાંગીર રુસ્તમજી માયસોરવાળા
'ગુરુજ્ઞાન', 'અધ્યાત્મજ્ઞાન' વ રેના લેખક



પ્રો રતનલાલ છગનલાલ જોશી એમ એ
'દયારામ સાહિત્ય'ના સંપાદક



શ્રી સૌ તિલોત્તમા મનનીશ શાહ
બી એસસી (હોમ)



શ્રી દલીચંદ ગુલાબચંદ શાહ
કવિ કમલ સેના

છે બાળકો માટેના ચલચિત્રો ખાસ કરીને ચનથી પોતાના થિયેટર 'કલામંદિર'માં રજૂ કરે છે

પ્રકાશન થોડો સમય ચાલેલા 'જાગૃતિ' સાપ્તાહિકના તંત્રી હતા અત્યારે 'ગુર્જરી'ના સહતંત્રી છે

### કુ. રેહાના તૈયબજી

હાલનું વતન 'સબિપિ, રાજપાટ, ન્યૂ દિલ્હી' અબ્બાસસાહેબની પુત્રી છે બંનુ સાગલીમેનાન અને પ્રેમલન્નિથી વિત્વલ છે તેમના 'ગોપીહૃદય' પુસ્તકથી શ્રી બળવંતરાય ક ઠાકોર ખૂબ પ્રભાવિત થયા હતા અને તેમણે તે પુસ્તકનું વિવરણ પણ લખ્યુ છે

પ્રકાશનો ગોપીહૃદય કેટલાક પદો-મીરાંના પદોની યાદ આપે એવા સુંદર પદો તેમને કંઠે સાંભળવા એ જીવનની એક મોજ છે

### પ્રો. લવકુમાર મહેન્દ્રકુમાર દેસાઈ

જન્મ ૧૯૪૦ વતન વડોદરા જ્ઞાતિ વણિક પિતા કવિ અને સાહિત્યના અભ્યાસી શિક્ષણ એમ એ (વડોદરા) અત્યારે ગુજરાતના સાહિત્ય અને સરકારમા શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગનો ફાળો' વિષય ઉપર મહાનિબંધ લખે છે વ્યવસાય પ્રાધ્યાપક (વડોદરા યુનિવર્સિટી) વકતૃત્વ અને નાટયની અનેક સ્પર્ધાઓમા ઈનામો મેળવ્યા છે

પ્રકાશન સામયિકો અને દૈનિકોમા વાર્તાઓ અને વિવેચનલેખો છેલ્લા દશ વર્ષથી પ્રસિદ્ધ થાય છે 'સૂક્તિપ્રકાશ' ટૂંક સમયમા પ્રગટ થનાર છે

### શ્રી લક્ષ્મણસિંહ બહેચરસિંહ પરમાર

જન્મ ૧૯૯૮ જન્મસ્થળ કલોલ (જિ પંચમહાલ) હાલ વડોદરા જ્ઞાતિ રાજપૂત ક્ષત્રિય શિક્ષણ મૅટ્રિક (૧૯૩૦) વ્યવસાય ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ મા કલાર્કની નોકરીથી શરૂઆત કરી હેડ કલાર્ક થયા (૧૯૩૨ ૧૯૫૪) ૧૯૫૫થી એ જ સંસ્થાના મંત્રી ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનો સમગ્ર દોર તેમના હાથમા છે અશિષ્ટ સાહિત્ય પુસ્તકાલયોમા ઘૂસી ન જાય તે માટે તેઓ પૂરતી ચોકીદારી રાખે છે

પ્રકાશન પુસ્તકાલય અને સંસ્થાની પ્રવૃત્તિઓ વિષયક આકાશવાણી વાર્તાલાપો રજૂ થયા છે, આ અંગેના તેમના લેખો 'પુસ્તકાલય' અને 'પંચાયતરાજ'મા પ્રસિદ્ધ થયા છે કેટલાક સારા પુસ્તકોના પ્રકાશનમાં પણ રસ લીધો છે

### શ્રી લક્ષ્મીદાસ મોહનલાલ પટેલ

જન્મ ૧૯૨૬ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ પાટીદાર શિક્ષણ એમ એ (૧૯૫૧), એમ એડ (૧૯૬૪) બી એ મા ગુજરાતી વિષય માટે સર રમણભાઈ નીલકંઠ પ્રાઇઝ મેળવ્યું વ્યવસાય હાલમા દિવ્ય પ્રભા કન્યા વિદ્યાલયના આચાર્ય અભ્યાસકાળ દરમ્યાન પ્રેમાનંદ સાહિત્ય મંડળના મંત્રી હસ્તલિખિત પ્રેમાનંદ વિશેષાંકનું સંપાદન કર્યું વડોદરા જિલ્લા કૉંગ્રેસના પ્રમુખ હતા ત્યારે પ્રેમાનંદ કવિના મકાનને રાષ્ટ્રીય સ્મારક બનાવવા ગુજરાત સરકારને વિનંતી કરી જે માન્ય રખાઈ

પ્રકાશન નિર્વાણી ભક્તિસાગર (પદ સંગ્રહ) અત્યારે નિરાંત અને એમના શિષ્ય કવિઓ બાપુસાહેબ ગાયકવાડ અને દયાળદાસના પદોનું સંપાદન કરે છે

### પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી

જન્મ ૧૮૯૪ જન્મસ્થળ વતન દાઠા (સૌરાષ્ટ્ર) હાલ વડોદરા જ્ઞાતિ વીસા શ્રીમાળી વણિક જૈન વડીલ ભાઈ અભયચંદ ભાવનગરની શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળાના મૅનેજર ને જૉઈંટ સેક્રેટરી શિક્ષણ બનારસ રહી સંસ્કૃત પ્રાકૃત અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી વ્યાકરણ કાવ્યસાહિત્ય જૈનરાસ ન્યાય વગેરેનો અભ્યાસ કર્યો વ્યવસાય અત્યારે પઠન પાઠન, સંશોધન સંપાદન અનુવાદ અર્ધમાગધીના અધ્યાપક (વડોદરા) લાયબ્રેરી અને પ્રાચ્ય વિદ્યા મંદિરમા કેટલોક સમય કામ કર્યુ છે

પ્રકાશન ત્રિભુવન દીપક પ્રબંધ તેજપાલનો વિજય જીરાવળા પાર્શ્વનાથ ભરત બાહુબલિરાસ શ્રી જિનપ્રભસૂરિ અને સુલતાન મહમદ ઐતિહાસિક લેખસંગ્રહ સ્યાદિ શબ્દસમુચ્ચય,

### પ્રો. લોખંડવાળા એમ એફ.

જન્મ ૧૯૦૪ જન્મસ્થળ ભરૂચ શિક્ષણ એમ એ (મુંબઈ યુનિવર્સિટી, ૧૯૨૮ વિષય ફારસી અને ઉર્દૂ) એમ એ (અલીગઢ યુનિવર્સિટી ૧૯૩૦ વિષય ઇતિહાસ) વ્યવસાય ૧૯૨૮ થી ફારસીના લૅકચરર (વડોદરા) પછી ફારસી ભાષા અને સાહિત્યના વિભાગના વડા ૧૯૬૬મા નિવૃત્તિ ૧૯૬૭થી યુનિવર્સિટી લાયબ્રેરીનો હવાલો તેમની પાસે છે

પ્રકાશનો સુલતાન બહાદુરશાહ(૧૯૩૫), મહમદ બેગડો (૧૯૩૩) [બને પુસ્તકો સયાજીબાલજ્ઞાનમાલામા પ્રગટ થયાં છે], હઝરત મહમદ પયગમ્બર સાહેબ, પ્રાચીન ભારતનો ઇતિહાસ અને સંસ્કૃતિ, ફારસી સાહિત્યનો ઇતિહાસ મિરાતે અહમદી (ફારસી ઇતિહાસનો અંગ્રેજી અનુવાદ )

### શ્રી વસુબહેન ભટ્ટ

જન્મ ૧૯૨૩ જન્મસ્થળ વડોદરા વતન અમદાવાદ જ્ઞાતિ નાગર પિતા રામપ્રસાદ શાસ્ત્રી, વડોદરા રાજ્યના પોલિટિકલ સેક્રેટરી તે પહેલા તે દીવાન શ્રી મનુભાઈ મહેતાના ખાનગી મંત્રી શિક્ષણ મુંબઈની ઠાકરસી વિદ્યાપીઠના સ્નાતિકા, શિક્ષણ વડોદરા તેમ જ અમદાવાદમા બી ટી (પ્રથમ વર્ગ) વ્યવસાય અમદાવાદમા આકાશવાણીના કાર્યક્રમ નિયોજક પહેલા આ ક્ષેત્રમા જ મુંબઈ અને વડોદરા ગુજરાતી સાહિત્ય પરિષદની વ્યવસ્થાપક સમિતિના સભ્ય આ ઉપરાંત ગુજરાતની બીજી અનેક સંસ્થાઓના સભ્ય છે

પ્રકાશન લઘુનવલ ઝાકળ પિછોડી (૧૯૫૮), પાદરે પાદરે મોતી (૧૯૬૩), આકૃતિ (ગુજરાતી સાહિત્ય પરિષદે પુરસ્કૃત કરી છે ) વાર્તાસંગ્રહ સરસિજ (૧૯૬૬ ભગિની નિવેદિતા પુરસ્કાર પામેલો સંગ્રહ)

### શ્રીમતી વસુમતિબહેન શાંતિધર મહેતા

જન્મ ૧૯૦૯ જન્મસ્થળ પાલિતાણા, વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર શિક્ષણ ઉત્તમપદ (સિનિયર ટ્રેઇન્ડ) વ્યવસાય શિક્ષક ૧૯૩૭મા 'નવગુજરાત'મા બાલવિભાગનુ સાહિત્ય લખતા, ૧૯૪૫ સુધી પદ્યરચનાઓ પ્રગટ થઈ, પછી શ્રી ગિજુભાઈની પ્રેરણાથી બાળકો માટેનુ સાહિત્ય લખાયુ ને પ્રગટ થયુ

પ્રકાશન મંજીરા, ઝણકાર, રણકાર, કડકડાટ તે ઉપરાંત તેમના નાટકો, વાર્તાઓ, પ્રવાસવર્ણનો પણ પ્રગટ થયા છે

### શ્રી વાસુદેવ હરદેવ ત્રિવેદી

જન્મ ૧૯૦૨ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર પિતાએ

'ચંદ્રસેના' અને 'રત્નાવલિ' નામની રસિક વાર્તાઓ લખી હતી શિક્ષણ' એમ એમ બી. વ્યવસાય' સરકારી મૂક બધિર વિદ્યાલયમાં મુખ્ય અધ્યાપક, ૧૯૫૭થી નિવૃત્ત પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય

પ્રકાશન માર્કંડેય(૧૯૩૪) 'ગુણસુંદરી', 'શારદા' અને 'સમાલોચના'માં વાર્તાઓ અને લેખો પ્રગટ થયા છે આકાશવાણી પરથી તેમનાં ગીતો, સંવાદો, ગરબા, વાર્તા પ્રસારિત થાય છે

### ડૉ. વિજયસિંહ કિસનસિંહ ચાવડા

જન્મ ૧૯૨૭ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ક્ષત્રિય (રજપૂત) પિતા નવલકથાકાર નિબંધકથાકાર, વાર્તાકાર, શિક્ષણ એમ એ (મુંબઈ), પીએચ ડી (વડોદરા) વ્યવસાય ઇતિહાસ વિભાગના રીડર (વડોદરા)

પ્રકાશનો ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ (૧૯૫૮), ભારતીય સંસ્કૃતિ અને તેની વિધવિધ સંસ્થાઓની પશ્ચાદ્ભૂમિકા (૧૯૬૩) વગેરે

### શ્રી વિષ્ણુકુમાર શિવરાય દેસાઈ

જન્મ ૧૮૯૦ જન્મસ્થળ પેટલાદ વતન કાલેલ જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ અભ્યાસ બી એ મૌલાબક્ષ સંગીતશાળામાં પાંચ વર્ષ સંગીતનું શિક્ષણ લીધું વ્યવસાય વડોદરા રાજ્યમાં સરકારી નોકરી

પ્રકાશન ઉત્તર હિંદુસ્તાનના સંગીતનો ઇતિહાસ (૧૯૨૮) સંગીત મણિલિકાઓ (૧૯૨૯), વૈદિક સંગીત અને અન્ય લેખો (૧૯૫૬), રાગતત્ત્વવિબોધ (૧૯૫૬)

### શ્રી વિનુભાઈ છોટાભાઈ પટેલ

જન્મ ૧૯૩૧ જન્મસ્થળ કરમાલા (ધ્રુગાન્ડા) વતન કરમસદ જ્ઞાતિ પાટીદાર શિક્ષણ એમ એ ડી બી એમ વ્યવસાય (ભાગીદાર યુનિટી પ્રિન્ટર્સ, વડોદરા)

પ્રકાશન ઉન્નત મુદ્રણ (૧૯૬૮, મુદ્રણ અંગે માહિતી આપતું પુસ્તક) વિવિધ દૈનિકો અને સામયિકોમાં વાર્તાઓ પ્રસિદ્ધ થાય છે

### શ્રી વિષ્ણુપ્રસાદ ચુનીલાલ જાની

જન્મ ૧૯૦૮ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ પિતા વકીલ શિક્ષણ પૂર્વપદ મેલ ટ્રેનિંગ કૉલેજ, વડોદરામાં નૉન મૅટ્રિક સુધી, કથા સાહિત્યાદિ શિક્ષણ કલાદીપ છોટલાલ નરભેરામ ભટ્ટની સહાયથી મેળવ્યું ડૉ મંજુલાલ મજમુદારના માર્ગદર્શન હેઠળ 'અભિનવ પ્રેમાનંદ' ઉપર મહાનિબંધ લખવા થી ગુજરાત વિદ્યાપીઠ, સુરતે 'સાહિત્ય મહોપાધ્યાય'ની પદવી આપી 'વિદ્યાવાચસ્પતિ' 'સાહિત્યાચાર્ય' વ્યવસાય કેળવણી ખાતામાં અધ્યાપન, હાલ નિવૃત્ત

પ્રકાશન અભિનવ પ્રેમાનંદ, વાડીનાં ફૂલ (કાવ્યસંગ્રહ), ઈરાને રમખટ (નવલકથા), લગ્ન દેહનાં કે હૃદયનાં? (ખંડકાવ્ય)

### શ્રી વેણીભાઈ ગોપાળજી જોશી

જન્મ ૧૯૧૧ જન્મસ્થળ વતન સુરત હાલ વડોદરા જ્ઞાતિ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ પ્રપિતામહને મહાદેવ પ્રસન્ન થયા હતા ને તેમણે મહારુદ્ર કરાવ્યો હતો પિતા શિક્ષક ગરીબ બ્રાહ્મણ છતાં અયાચક વૃત્તિ તેમનામાં હતી શિક્ષણ' બી એ. (વિષય હિન્દી), સાહિત્યરત્ન (પ્રયાગ) સંપાદનકલા વિશારદ (પ્રયાગ) સંસ્કૃતભાષા વિશારદ વ્યવસાય પત્રકારત્વ

પ્રકાશન મધ્યમવર્ગનો માનવી(૧૯૪૮), હિંદી મેં નાટ્ય કલા(૧૯૬૦) ધી આર્ટ ઑફ ટ્રાન્સલેશન(૧૯૬૧) આ ઉપરાંત ડિટેક્ટિવ નવલકથાઓ અને નવલિકાઓ પણ પ્રગટ થઈ છે

### બદરી શમશુદ્દીન કાપડવાલા

જન્મ ૧૯૦૫ જન્મસ્થળ વડોદરા વતન બદરી (વડોદરા) જ્ઞાતિ અલવી વહોરા કુટુંબનો મૂળ ધંધો પાઘડીનો પછી કાપડનો શિક્ષણ ગુજરાતી ત્રણ ચોપડી હિંદી મરાઠી ઉ. પંજાબી ને ગુજરાતી ભાષાઓ જાણે છે મુખ્ય વ્યવસાય પત્રકારત્વ ચાર સાપ્તાહિકોના તંત્રી 'વેણી' ગુજરાતી મરાઠીમાં પચીસ વર્ષ ચાલ્યું રસનટરાજ (હિંદી) છ વર્ષથી, પારસ બાર વર્ષથી અને હિંમ કેસરી આઠ વર્ષથી પ્રગટ થાય છે

પ્રકાશનો કાવ્યો ગઝલસંગ્રહ નઝમોનો સંગ્રહ અછાંદસ કાવ્યો નવલકથા પ્રેમનું પરિણામ (ફારસીમાંથી ભાષાંતર), પત્ર અને જવાબો

### શ્રી શારદાબહેન સુમનભાઈ મહેતા

જન્મ ૨૬ ૬ ૧૮૮૨, જન્મસ્થળ અમદાવાદ જ્ઞાતિ વડનગરા નાગર એમના પિતાનું નામ ગોપીલાલ મણિલાલ ધ્રુવ, જેઓ દીવાની કોર્ટમાં નાઝર હતા માતાનું નામ બાલાબહેન જેઓ ભોળાનાથ સારાભાઈનાં પુત્રી હતાં શિક્ષણ મૅટ્રિક (૧૮૯૭), બી એ ની પરીક્ષા લૉજિક અને મોરલ ફિલૉસૉફીના વિષય લઈ પાસ કરી (૧૯૦૧) તેઓ ગુજરાતની પ્રથમ ગ્રેજ્યુએટ બહેનોમાંના એક હતાં એ સમયે ગુજરાતમાં સ્ત્રી કેળવણીના ઇતિહાસમાં એક અનવો અને અપૂર્વ એવો આ બનાવ હતો એમનું લગ્ન સને ૧૮૯૯માં સુરતના જાણીતા સુધારક ડૉ નંદુભાઈના પુત્ર શ્રીયુત સુમનભાઈ સાથે થયું હતું વ્યવસાય જાહેર અને સામાજિક હિલચાલમાં તેઓ શરૂઆતથી જ રસપૂર્વક ભાગ લેતાં સ્ત્રીકેળવણી તેમજ સ્ત્રીજીવન વિકાસ માટે સતત પ્રયત્ન કરતાં, ગૃહકાર્યમાંથી અવકાશ મળતાં લેખન વાચન મનન સતત કરતાં એમની પુસ્તક-પ્રવૃત્તિ પણ એમનાં અન્ય કાર્યોની પેઠે ચરારથી નીવડી છે

પ્રકાશનો પુરાણોની બાળબોધક વાર્તાઓ અને બાળકોનું ગૃહશિક્ષણ (૧૯૦૫), સુધાહાસિની (૧૯૦૭), ફ્લૉરેન્સ નાઇટિંગેલનું જીવનચરિત્ર (૧૯૦૭), જીવનસંભારણાં (૧૯૩૦) વગેરે પુસ્તકો પ્રગટ થયાં છે

### શ્રી શાંતિભાઈ સારાભાઈ ઓઝા

જન્મ ૧૮૯૭ જન્મસ્થળ વતન ભાવનગર જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ શિક્ષણ એમ એ (૧૯૩૩, શામળદાસ કૉલેજ, ભાવનગર) બી એ (૧૯૩૦)માં સંસ્કૃત ને અંગ્રેજી વિષયો બી ટી (૧૯૪૭) વ્યવસાય ૧૯૨૧થી શ્રી સયાજી હાઈસ્કૂલમાં સંસ્કૃતના શિક્ષક ત્રણ વખત ત્યાં જ મુખ્ય શિક્ષક ૧૯૫૫થી પાદરા તાલુકાના ચિત્રાલ ગામે ખાનગી શિક્ષણ આપે છે

પ્રકાશન રસધારા (૧૯૨૪) રસચંદ્રની (૧૯૨૮) વિશ્વામિત્ર (૧૯૩૪), માનસશાસ્ત્ર અને શિક્ષણકળા (૧૯૩૫) લિટલ અંગ્રેજી ગુજરાતી તથા ગુજરાતી અંગ્રેજી શબ્દકોશ, લોકશાહીની મંગલગીતા (અધ્યાય ૧), મારાં કાવ્યો ભાગ ૧

### શ્રી શાંતિલાલ ભાનુશંકર જોશી

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ વતન આમોદ (જિ ભરૂચ) જ્ઞાતિ સિદ્ધહસ્ત બ્રાહ્મણ પિતા જ્યોતિષ માટે જાણીતા, શ્રીમદ્ ભાગવતની કથા કરતા શિક્ષણ મૅટ્રિક (વડોદરા, ૧૯૩૬), સર જે જે સ્કૂલ ઑફ

આર્ટ મુંબઈમાંથી ૧૯૪૭માં ડ્રૉઇંગ માસ્ટર થયા વિનીત (હિંદી), એસ ટી સી વ્યવસાય અત્યારે વડોદરા ફિઝિકલ ટ્રેનિંગ કૉલેજમાં ચિત્રશિક્ષક ચિત્રશિક્ષક સંઘના પ્રમુખ તેમણે ભક્ત કવિ દયારામના જીવન અને કવનના ૫૦૦ ચિત્રો તૈયાર કરી વડોદરા, ડભોઈ ગોધરા નડિયાદ વગેરે સ્થળોએ ચિત્રપ્રદર્શનો યોજ્યા છે

પ્રકાશન ચિત્રાલેખન ભા ૧ ૬, વિવિધ સામયિકોમાં તેમ જ દૈનિકોમાં તેમના લેખો પ્રકટ થાય છે દયારામ જયંતી વખતે નવભારત ને લોકસત્તામાં ખાસ પૂર્તિઅંકો પ્રસિદ્ધ કર્યા છે

## સૌ શ્રીમતીબાલા મજમુદાર

જન્મ ૧૯૧૨ જન્મસ્થળ કાલોલ જ્ઞાતિ વડનગરા નાગર પિતા મામલતદાર પતિ મંજુલાલ સંશોધક, અને વિવેચક શિક્ષણ મૅટ્રિક (પેટલાદ) વ્યવસાય ગૃહ કામ, 'શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજ'ના મંત્રી અને ઉપપ્રમુખ હતા, અત્યારે પ્રેમાનંદ સાહિત્ય સભાના કારોબારી મંડળમાં સભ્ય બંગાળી ભાષાનો થોડો અભ્યાસ કર્યો છે

પ્રકાશન શ્રીવત્સ ચિંતા (શનિમાહાત્મ્ય બંગાળીમાંથી અનુવાદ) બાલસાહિત્ય મંજુલાદ (૧૯૩૩), એકલવ્ય (૧૯૩૪) લવ કુશ (૧૯૪૧) શકુંતલા પાવતી વલ્લભાચાર્ય સંપાદન સુવર્ણરજ (શ્રી ર વ દેસાઈની સૂક્તિઓનો સંગ્રહ, ૧૯૦૬), સ્વાતિબિંદુ (શ્રી ર વ દેસાઇના ગ્રંથોમાંથી કરેલું વિચારદોહન) લોકસાહિત્ય હાલરડાં, ગુજરાતની વ્રતકથાઓ

## ડૉ સુધાબહેન રમણલાલ દેસાઈ

જન્મ ૧૯૨૪ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતા યુગમૂર્તિ નવલકથાકાર શ્રી ર વ દેસાઈ શિક્ષણ એમ એ, પી એચડી વ્યવસાય અધ્યાપન કૉમર્સ કૉલેજ વડોદરાના આચાર્ય એચ એલ અમદાવાદમાં પાર્ટ ટાઇમ અધ્યાપક લોકસાહિત્યના વિશેષ અભ્યાસાર્થે અમેરિકા થોડો વખત ગયાં હતાં પ્રેમાનંદ સાહિત્ય સભાના સભ્ય 'સ્વતંત્ર સર્જનમાં દીપિકા સોવિયેતનાં સંપાદક ભવાઇ ઉપર મહાનિબંધ લખ્યો છે જે પ્રગટ થનાર છે તેમના લેખો પ્રગટ થતા રહે છે

## સૌ. સુધાબહેન રૂદ્રપ્રસાદ મુનશી

જન્મ ૧૯૧૬ જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર ગૃહસ્થ પિતા પ્રખ્યાત પ્રાશરાસ્ત્રી માતા દીપકબા દેસાઈ કવયિત્રી, શિક્ષણ મૅટ્રિક સાહિત્ય, સંગીત ચિત્રકળા ને ભરતગૂંથણ કળા શોખના વિષય 'લોકસત્તા'ના સરસ્વતલક્ષ્મી મહિલા વિભાગના સંપાદક હતા દૈનિકો અને માસિકોમાં રસોઈ વિષયક, ગરબા, લેખ વગેરે પ્રસિદ્ધ થાય છે

પ્રકાશન રસસુધા (ગૃહવિજ્ઞાન વિવિધ વાનગીઓ, ગૃહઉદ્યોગ વિષયક માહિતી આપતું પુસ્તક ૧૯૬૫)

## શ્રી સુધીર સુરેન્દ્રરાય દેસાઈ

જન્મ ૧૯૩૪ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર શિક્ષણ બી એસસી એલએલ બી ઍડવોકેટ વ્યવસાય વડોદરામાં રીની પેકેજિંગ ઇન્ડસ્ટ્રીઝ નામની મુંબઈમાં પોતાની ફૅક્ટરી આકાશવાણી પરથી સુગમ સંગીતના અને રેડિયો રૂપકના કાર્યક્રમો આપે છે

પ્રકાશનો આકાંક્ષા (કાવ્યસંગ્રહ ૧૯૬૧) 'આષાઢ' (કાવ્યસંગ્રહ), તેમ જ 'સંભવામિ યુગે યુગે' (નાટ્યસંગ્રહ) પ્રગટ થનાર છે 'ગુજરાતી નાટકોમાં પ્રતિબિંબિત થતું ગુજરાતી જીવન ને શ્રી દેશી નાટક સમાજ તરફથી યોજાએલ હરીફાઇમાં પ્રથમ ઈનામ રૂ ૨૫૧નું મળ્યું હતું

## શ્રીમતી સુભદ્રાબહેન ભોગીલાલ ગાંધી

જન્મ ઈ સ ૧૯૧૮ જન્મસ્થળ કેન્યા (આફ્રિકા) જ્ઞાતિ પાટીદાર વતન વડોદરા પિતાજી આર્યસમાજના ચુસ્ત વિચારક—અનુયાયી શિક્ષણ કર્વે કૉલેજનું પહેલું વર્ષ મુખ્ય વ્યવસાય લેખન સંપાદન તથા ગૃહસંચાલન સાહિત્ય પ્રવેશ ઇ ૧૯૩૭ ૩૮થી 'યુવક' માસિક (વડોદરા)માં લેખનથી આરંભ

પ્રકાશનો મૌલિક (૧૯૫૨ થી ૧૯૬૨ સુધી) મેરી ક્યુરી, નાઇટિંગેલ હેલન કેલર, ભૂદાનપોથી, આપણા યુગનો ભસ્માસુર અને ચંબલના કોતરમાં આ બે પુસ્તકોને કેન્દ્ર સરકારની હરીફાઈમાં ૧૯૬૧ ૬૨માં પુરસ્કાર મળેલ છે ) માનવ અને પરમાણુ (ડૉ મધુકર શાહ સાથે) અનુવાદ ચિત્રા (યશપાલ) ૧૯૪૪, થીજેલાં આંસુ (યશપાલ) ૧૯૫૩, માનવીના રૂપ (યશપાલ) ૧૯૫૪, દિવ્યા, અંતિમ શ્વાસ અને અમિતા આ ત્રણેના કર્તા યશપાલના અનુવાદ (૧૯૬૧ ૬૨), જૂઠાસચ ભાગ ૧ ૨ (બંગાળી પરથી) ૧૯૬૮, યમ સામે લડાઈ, શેતાનના સામ્રાજ્યમાં, વિજ્ઞાનયાત્રા (૧૯૬૦ ૬૧), અંગ્રેજી પરથી કેન્ડિડના પરાક્રમો, ચીન આત્મપ્રતારણાને પંથે, એક કવિની આત્મકથા, શ્રમ છાવણીનો એક દિવસ, અદ્યતન રશિયન નવલકથા (૧૯૫૪ ૬૪), સંપાદન વિશ્વમાનવમાં સહાયક સંપાદક (૧૯૫૮થી)

## શ્રી સુમનભાઈબાઇલાલભાઈઅમીન

જન્મ ૧૮૨૧ જન્મસ્થળ અમરેલી (સૌરાષ્ટ્ર) વતન વીરસદ (બોરસદ) જ્ઞાતિ પટેલ શિક્ષણ ઈન્ટર આર્ટ્સ, રાષ્ટ્રભાષા રત્ન, વર્ધા વ્યવસાય ૧૯૫૦ થી વડોદરા યુનિવર્સિટી લાયબ્રેરીમાં સર્વિસ, હિંદી પ્રચારના રચનાત્મક કાર્યકર થોડો સમય નવભારત ટાઇમ્સ (હિંદી)ના સંવાદદાતા

પ્રકાશન સુયશ શાખલા (નિબંધ પુસ્તિકા) અનુવાદ, અવલોકન અને વાર્તા પ્રગટ થયા છે હિંદીમાં પણ લખે છે

## શ્રી સુમતલાલ અમૃતલાલ દેસાઈ

જન્મ ૧૯૦૩ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર પિતા મામલતદાર હોવાથી વડોદરા કેમ્પને ત્યાં રહી માધ્યમિક શિક્ષણ લીધું શિક્ષણ બી એ, એલએલ બી, બી એ માં મુખ્ય વિષય ગુજરાતી અને અર્ધમાગધી વ્યવસાય ઘણાં વર્ષોથી અંધેરી (મુંબઈ)ની ભવન્સ પબ્લિક સ્કૂલમાં અધ્યાપક પહેલાં ધોળકા, પેટલાદ, ઇંદોર વગેરે સ્થળે સ્કૂલમાં સર્વિસ કરી હતી

પ્રકાશન 'શારદા', 'ગુણસુંદરી', ક્ષમા લોચક' અને 'ગૃહમાધુરી માં વાર્તાઓ પ્રગટ થઈ છે 'થોડાંક છૂટાં ફૂલ વાર્તાસંગ્રહ પ્રગટ થનાર છે 'અષ્ટાવક્ર ઋષિ (સયાજી બાલ જ્ઞાનમાળાનું પ્રકાશન, ૧૯૪૦)

## ડૉ. સુરેશચન્દ્ર ગોવિંદલાલ કાંટાવાળા

જન્મ ૧૯૩૦ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ બ્રહ્મક્ષત્રિય પિતા પ્રાથમિક શાળાના શિક્ષક શિક્ષણ બી એ (ઑનર્સ) વડોદરામાં મુખ્ય વિષય સંસ્કૃત ને ગૌણ અર્થશાસ્ત્ર લઈ પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યા (૧૯૫૧) એમ એ (વડોદરા, ૧૯૫૩)માં

'ચાન્સેલર્સ ગોલ્ડ મેડલ' મેળવ્યો પીએચ ડી (૧૯૫૫, પ્રો ગોવિંદલાલ ભટ્ટના માર્ગદર્શન નીચે) ભાષાશાસ્ત્રના અભ્યાસી સર્ટિફિકેટ ઇન જર્મની, સર્ટિફિકેટ ઇન ફ્રેંચ વ્યવસાય ૧૯૫૧ થી મ સ વિશ્વવિદ્યાલયમા સસ્કૃતના ટ્યુટર અને ૧૯૫૭ થી લેક્ચરર

પ્રકાશનો કલ્ચરલ હિસ્ટરી ફ્રોમ ધી મત્સ્યપુરાણ (મહાનિબધ) ઉપરાત સુરભારતી, સરસ્વતિસૌરભમ્ વગેરેમા પુરાણ, વેદ અને ભાષાશાસ્ત્રવિષયક અનેક સશોધન લેખો પ્રગટ થયા છે તેમને ભારતીય તત્ત્વજ્ઞાનમા કાલતત્ત્વ (નિબધ) ઑલ ઇન્ડિયા ફિલૉસૉફિકલ કૉંગ્રેસ તરફથી એસ સૂર્યનારાયણ શાસ્ત્રી મૅમોરિયલ પ્રાઈઝ મળ્યુ છે

## શ્રી સુરેશભાઇ ફૂલચદ ગાંધી

જન્મ ૧૯૧૨ જન્મસ્થળ મન્નસર (સૌરાષ્ટ્ર) જ્ઞાતિ વાણિયા પુત્ર રજનીકાત અમેરિકા શિક્ષણ બી એ (૧૯૪૮) માધ્યમિક શિક્ષણ કરાચીમા વ્યવસાય 'લોકસત્તા' દૈનિકના તત્રી વિભાગમા

પ્રકાશન વરદાન (પ્રથમ કાવ્યસગ્રહ) વાર્તાસગ્રહ આરતી, નદિતા, વરદાન

## ડૉ. સુરેશભાઈ હરગોવિંદ જોષી

હાલનુ વતન વડોદરા જ્ઞાતિ બ્રાહ્મણ શિક્ષણ એમ એ એલફિન્સ્ટન કૉલેજ મુબઈ પીએચ ડી બરોડા યુનિવર્સિટી વ્યવસાય બરોડા કૉલેજમા ગુજરાતીના અધ્યાપક સાહિત્યપ્રવેશ વિદ્યાર્થી જીવન કાળથી કર્યો છે તેઓ કાવ્યો સારા લખે છે વિવેચન ને વાર્તાઓ પણ લખે છે

પ્રકાશન સાહિત્ય વિષયક લેખો વિવિધ સામયિકોમા પ્રસિદ્ધ થાય છે, તેમા 'વાણી' 'ક્ષિતિજ' વગેરે ઉલ્લેખનીય છે વાર્તાસગ્રહ 'કિંચિત્' પ્રગટ થયો છે

## શ્રીમદ્ સુરેશ્વરાચાર્યજી

[શ્રીમન્ નૃસિંહાચાર્યજી સ્થાપિત શ્રી શ્રેય સ્સાધક અધિકારી વર્ગના સામત આચાર્ય]

જન્મ ૧૮૮૭ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર (અગ્નિહોત્રી) બ્રાહ્મણ છે પિતા અને વડીલબધુએ આધ્યાત્મિક ક્ષેત્રે પણ જ પ્રદાન કર્યુ છે અને ગુજરાત સૌરાષ્ટ્રમા સસ્કાર સિંચન કર્યુ છે માતાપિતાના ઉચ્ચ સસ્કારો તેમનામાં છે અને પિતાજીને વડીલ ભ્રાતાની પ્રસ્થાપિત સસ્થાનુ તેઓ સચાલન કરી રહ્યા છે પત્ની અરવિંદાદેવી અને પુત્ર કૈવલ્યદેવ એમા ઓતપ્રોત છે. શિક્ષણ વડોદરામાં વ્યવસાય: આચાર્યપદે રહી જનતામાં આધ્યાત્મિક ક્ષેત્રે સિંચન કરવાનો સાહિત્ય પ્રવેશ બચપણથી જ 'મહાકાલ'નુ પ્રર્યુ છે પદો કીર્તનો રચે છે.

પ્રકાશન સદુપદેશ શ્રેણી ૧૩૬મો અક સ ૨૦૨૨, પિતાનુ અપૂણ કાર્ય 'પથ વરદ વૃત્તાત' પૂર્ણ કર્યુ છે, તેમા શૈલી ને વસ્તુ વગેરેનુ સાન્નિધ્ય જાળવ્યું છે

## શ્રી સુરેશાબહેન રમાકાન્ત મજમુદાર

જન્મ ૧૯૧૧ જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિ વડનગરા નાગર માતામહ ડી બ મણિભાઈ જશભાઈ અને કવયિત્રી દીપકબા દેસાઈ શિક્ષણ મૅટ્રિક પ્રેમાનદ સાહિત્ય સભાના સભ્ય, પહેલા મત્રી

પ્રકાશન અર્ચના, ઉરના આસુ કાવ્યો, રાસ, સગીતિકા, ખડકાવ્યો અવારનવાર પ્રગટ થાય છે

## શ્રી સુંદરલાલ પરીખ

જન્મસ્થળ વડોદરા જ્ઞાતિ દશા નાગર શિક્ષણ મૅટ્રિક (વડોદરામા) વ્યવસાય મહારાણી ગર્લ્સસ્કૂલમા શિક્ષક થયા, તે વખતે કન્યા કેળવણીની શરૂઆત હોવાથી સસ્કારી અને સુખી કુટુબની છોકરીઓ જ હાઈસ્કૂલનુ શિક્ષણ લેવા આવતી વડોદરાના દીવાન સર મનુભાઈ મહેતાનાં સતાનોના એ ખૂબ લોકપ્રિય શિક્ષક હતા તેઓ સારી કવિતાઓ રચી શકતા શાળાના મેળાવડાઓ પ્રસગે ગીતો રચતા

પ્રકાશન 'કુમળી વયનું નદનવન એ શાળા એક ગણાય' તથા 'અહો એ સત તણા દરશન કરે એ જન અનર પ વન' જેવા શાસ્ત્રીય સગીતની છાટવાળા ગીતો રચેલા 'સૂર્યમુખી' નામે તેમનો કાવ્યસગ્રહ પ્રકટ થયો છે

## શ્રી સૂર્યકાંત નટવરલાલ જોશી

જન્મ ૧૯૨૪ જન્મસ્થળ વતન વાલમ (તા વીસનગર) જ્ઞાતિ વીસનગરા નાગર તેમના સાળા સ્વ નદલાલ મનસુખરામ પડ્યાનું 'વૈરાગ્યશતક'નુ સમશ્લોકી ભાષાતર પ્રગટ થયું છે શિક્ષણ બી કૉમ, એલએલ બી વ્યવસાય અનેક નોકરી બાદ હાલ છેલ્લા સાત આઠ વર્ષથી વડોદરામા જજ વીસનગરમા 'દર્શન' સાપ્તાહિકના તત્રી (૧૯૫૧ ૫૨) વડોદરાના સામયિકોમાં તેમનાં કાવ્યો, મુક્તકો, 'દિવાકર'ના તખલ્લુસથી પ્રગટ થાય છે.

પ્રકાશન ગુજરાત પચાયત અભિનિ ામ

## ડૉ. સોમાભાઈ ધૂળાભાઈ પારેખ

જન્મ ૧૯૧૮ જન્મસ્થળ રાણીઆ (તા સાવલી) હાલ વડોદરા શિક્ષણ મૅટ્રિક થયા પછી થોડો સમય શિક્ષકની નોકરી કરી, ૧૯૪૦મા વડોદરા કૉલેજમા ફરી અભ્યાસ શરૂ કર્યો બી એ (વિષય અગ્રેજી ગુજરાતી, ૧૯૪૩) એમ એ (વિષય ગુજરાતી સસ્કૃત) એમ એડ, પીએચ ડી. (૧૯૬૨) વ્યવસાય અધ્યાપક અને વડોદરા યુનિવર્સિટીમા ગુજરાતી વિભાગમા સશોધન મદદનીશ

પ્રકાશન પ્રાચીન ફાગુ સગ્રહ (સપાદન, ડૉ ભોગીલાલ સાડેસરા સાથે), પચાખ્યાન બાળાવબોધ (સપાદન, ડૉ ભોગીલાલ સાડેસરા સાથે) ભાષાવિજ્ઞાન, નૂતન ગુજરાતી, લોકસાહિત્ય, મનોવિજ્ઞાન, શિક્ષણ વિષયક લેખો પ્રગટ થાય છે 'પચદડની વાર્તા' ઉપર નો મહાનિબધ અપ્રગટ છે

## શ્રી હરિકાંત નાનાલાલ દીક્ષિત

જન્મ ૧૮૯૪ જન્મસ્થળ વતન વડોદરા જ્ઞાતિ વડનગરા નાગર બ્રાહ્મણ શિક્ષણ બી એ એસ ટી સી વ્યવસાય શિક્ષક, પહેલા પ્રથપાલ સ્વ પ્રો અ ક ત્રિવેદી નદનાથ દીક્ષિત, કવિ લલિતજી, શ્રી ર વ દેસાઈ વગેરેનો સારો સપર્ક હતો

પ્રકાશન સુમન ગદ્યાવલિ, ચરણજીરમા રિકા, બહાદુરીનો બહાર (નવલકથા) હાઈસ્કૂલો માટે સસ્કૃતની કૉમ્પોઝીશન પુસ્તિકા ઉપયોગી નીવડી છે

## શ્રી હરિપ્રસાદ ગોવર્ધનરામ

### અધ્યાપક

જન્મ ૧૯૧૫ વતન અલારસા (બોરસદ) જ્ઞાતિ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ પિતા શાસનધિકારી શિક્ષણ એમ એ. (વિષય ગુજરાતી અને સસ્કૃત) વ્યવસાય ભારતી વિદ્યાલય (વડોદરા)મા શિક્ષક 'દિવ્ય જીવન' માસિકના તત્રીમડળના સભ્ય પહેલા શિવાનદ સાહિત્ય પ્રચાર સમિતિના કારોબારી તથા મહાસમિતિના સભ્ય પ્રેમાનદ સાહિત્ય સભાના મત્રી (૧૯૫૫ '૫૮)

પ્રકાશન શબ્દમતિ હિમવર્ણ, ધ્યાન પથ 'નવભારતી'માં લેખો પ્રગટ થયા છે

### આચાર્ય હરિપ્રસાદ છગનલાલ મહેતા

જન્મ: ૧૯૧૨. જન્મસ્થળ: નડિયાદ. વતન: પાટણ. હાલ વડોદરા. જ્ઞાતિ: મહુ મેવાડા બ્રાહ્મણ. શિક્ષણ: એમ. એ., બી. ટી., કાવ્યતીર્થ, શુદ્ધાદ્વૈતાભૂષણ. વ્યવસાય: સંસ્કૃત મહાવિદ્યાલય (વડોદરા)માં મુખ્ય અધ્યાપક (પ્રાચાર્ય).

પ્રકાશન: 'પંડિત જગન્નાથ' પ્રગટ થનાર છે. લેખો પ્રગટ થાય છે. સંસ્કૃત મહાવિદ્યાલયના સુરભારતીના વાર્ષિક અંકોનું સંપાદન કરે છે.

### ડૉ. હરિપ્રસાદ શિવપ્રસાદ જોષી

જન્મ: ૧૯૨૮. જન્મસ્થળ-વતન: રાજપીપળા (ભરૂચ). જ્ઞાતિ: ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ. પિતા પૂજ્ય રંગ અવધૂતજીની ધાર્મિક પ્રવૃત્તિઓમાં સર્વધર્મકર્મના આચાર્ય. તેમણે વડોદરાની સંસ્કૃત પાઠશાળાને પ્રથોને હસ્તલિખિત પ્રતોની ભેટ આપી છે. શિક્ષણ: એમ. એ. (સંસ્કૃત સાથે, મુંબઈ ૧૯૫૨), પીએચ. ડી. (વડોદરા, ૧૯૫૯) મહાનિબંધનો વિષય 'દત્તાત્રેય પૂજાની ઉત્પત્તિ અને વિકાસ', કોવિદ, હિંદી શિક્ષક સનદ. વ્યવસાય: શિક્ષક પછી રામાયણ, વિભાગ (વડોદરા યુનિવર્સિટી)માં રીસર્ચ આસિસ્ટંટ, હાલ વલ્લભ વિદ્યાનગરમાં લૅક્ચરર ઇન સંસ્કૃત.

પ્રકાશન: દત્તાત્રેય ભગવાનનાં ચોવીસ નામ, દત્ત અવધૂત અંક, સ્વપ્નવાસવદત્તમ્ (અન્ય લેખકો સાથે), ૬૦મી રંગ જયંતી દર્શન, વલ્લભ વિદ્યાનગરના વિશ્વકર્મા (ભાઇકાકાનું જીવનચરિત્ર).

### શ્રી હરિહરપ્રસાદ નર્મદાશંકર ભટ્ટ

જન્મ: ૧૮૯૭. જન્મસ્થળ: જંબુસર. વતન: છાણી (વડોદરા). હાલ વડોદરા. જ્ઞાતિ: શ્રીગોડ માળવી બ્રાહ્મણ. પિતા અને ભાઇ શિક્ષક. કાકા લાલજી મહારાજ સંસ્કૃતના પંડિત, ભાગવતના વ્યાખ્યાતા, શ્રીમદ્ ભગવદ્‌ગીતા સપ્તશતી (સંસ્કૃતમાં)ના લેખક.

શિક્ષણ: મૅટ્રિક, કીર્તનાલંકાર (કાશી). વ્યવસાય: ૧૯૧૯ થી ૧૯૫૨ સુધી સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરામાં નોકરી. સેન્ટ્રલ જેલમાં ૧૬ વર્ષ ઉપદેશક. મુંબઇ, સુરત, અમદાવાદ, નવસારી, મઢી વગેરે સ્થળોએ અવારનવાર કીર્તન કરવા જતા. વડોદરા વિઠ્ઠલ મંદિરમાં ૨૦ વર્ષ સુધી દરવર્ષે એકમાસ કીર્તન કરતા. કીર્તન માટે એમને ચંદ્રકો પણ મળ્યા છે. લગભગ ૬૦ થી ૬૫ આખ્યાનો પૈસાના અભાવે અપ્રકટ રહ્યાં છે.

### પ્રો. હર્ષદરાય મણિશંકર ત્રિવેદી

જન્મ: ૧૯૩૩. વતન: વાડાશિનોર. જિ. ખેડા. જ્ઞાતિ: બ્રાહ્મણ. શિક્ષણ: પ્રારંભમાં પાન્ડુમેવાસ, માધ્યમિક વાડાશિનોર અને ઉચ્ચ શિક્ષણ વડોદરામાં. બી. એ. (૧૯૫૪), એમ. એ. (૧૯૫૬), પી એચ. ડી. (૧૯૬૬). ભાષાવિજ્ઞાનના અભ્યાસી.

વ્યવસાય: વડોદરા યુનિવર્સિટીમાં પ્રથમ ત્રણ વર્ષ સંશોધન સહાયક. ૧૯૫૮ થી આર્ટ્સ ફૅકલ્ટી, વડોદરામાં ગુજરાતીના અધ્યાપક. વિદ્યાર્થી જીવનથી જ બાલભોગ્ય કાવ્યો પ્રસિદ્ધ થયાં છે. પ્રાસત્રેયના નામથી 'ગુણસુન્દરી'માં પહેલું કાવ્ય પ્રસિદ્ધ થયું. ત્યાર પછી અવારનવાર દક્ષિણા, મનિતા, ક્ષિતિજ, વંદના, યુવક, સંસ્કૃતિ વગેરેમાં કાવ્યો, વાર્તાઓ અને વિવેચનલેખો પ્રસિદ્ધ થયા છે. 'ચંદ્રિકા' નામે દીર્ઘકથાકાવ્ય અપદ્યાગદ્ય શૈલીમાં ૧૯૫૫માં પ્રગટ થયું છે. 'પ્રો. બ. ક. ઠાકોરનું જીવન અને સાહિત્ય' મહાનિબંધ પ્રગટ થનાર છે.

### પ્રો. હસિતકાન્ત હરિરાય બુચ

જન્મ: ૧૯૨૧. જન્મસ્થળ-વતન: વડોદરા. જ્ઞાતિ: વડનગરા નાગર ગૃહસ્થ. શિક્ષણ: એમ. એ. (વડોદરા). વ્યવસાય: અધ્યાપક. રાજકોટમાં ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજના આચાર્ય. શ્રી સાહિત્ય મંદિર, વડોદરાના સ્થાપક. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં ઍકેડેમિક કાઉન્સિલમાં બોર્ડ ઑફ યુનિવર્સિટી ટીચિંગના સભ્ય.

પ્રકાશન: કાવ્યસંગ્રહો: અદ્ય અતિથિ, રૂપનાં અમી, સાનિધ્ય, પરમપદ, સૂરમંગલ, આગિયા ઝબૂકિયા. વિવેચન: દલપતરામ: એક અધ્યયન. પ્રકીર્ણ: શુભસ્ય શીઘ્રમ્ (નાટ્ય), હરિકિરણ (ચરિત્ર), સિદ્ધહેમ વ્યાકરણ, આલંબન, (વાર્તાસંગ્રહ), ચલઅચલ (નવલકથા). બાળકથા: સિદ્ધરાજ, પ્રહ્‌લાદ, નદવારસ્થપ્રી. તેમને સ્વ. કેશવ હર્ષદ ધ્રુવ સુવર્ણચંદ્રક મળ્યો છે.

### ડૉ. હંસાબહેન મહેતા

જન્મ: ૧૮૯૭. જન્મસ્થળ: સુરત. જ્ઞાતિ: વડનગરા નાગર ગૃહસ્થ. વડોદરાના દીવાન સર મનુભાઈ મહેતાનાં પુત્રી અને ગુજરાત રાજ્યના ભૂતપૂર્વ પંતપ્રધાન ડૉ. જીવરાજ મહેતાનાં પત્ની. શિક્ષણ: બી. એ. (વિષય: તત્ત્વજ્ઞાન ૧૯૧૮). મૅટ્રિક તથા ઇન્ટર આર્ટ્સમાં મૅરિટ સ્કૉલરશિપ મેળવી હતી. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી વડોદરાના ઉપકુલપતિ (૧૯૪૯-'૫૮). અનેક સ્ત્રીવિષયક સંસ્થાઓમાં સભ્ય, પ્રમુખ, ઉપપ્રમુખ.

પ્રકાશનો: હૅમ્લેટ (અનુવાદ), વેનીસનો વેપારી (અનુવાદ), રામાયણના ૭ કાંડોનું સમશ્લોકી ભાષાંતર, બાળવાર્તાવલિ, કિશોરવાર્તાવલિ, રૂકમિણી, બાવલાનાં પરાક્રમો, અરૂણનું અદ્‌ભુત સ્વપ્ન, ગોળીબારની મુસાફરી, ત્રણ નાટકો, હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો વગેરે.

### ડૉ. હિરજીભાઈ રૂસ્તમજી

જન્મ: ૧૮૯૪. જન્મસ્થળ વતન: વડોદરા. જ્ઞાતિ: પારસી. એમના વડીલો મહારાજાના અંગત વૈદ્યો હતા. અભ્યાસ: બી. એ., બી. એસસી. એમને સંગીત પ્રત્યે નાનપણથી જ અભિરુચિ હતી. એમને ૮ વર્ષની વયે વાયોલિનવાદનનું શિક્ષણ લીધું અને પછી દિલરુબાવાદનનું શિક્ષણ પણ મેળવ્યું. તેમને રમતગમતનો પણ શોખ હતો. વ્યવસાય: વડોદરાના સંગીત વિદ્યાલયના મુખ્ય અધ્યાપક અને કલાવંતખાતાના વડા, સંગીત વિદ્યાલયમાં ભારે શ્રમ લઈને એમણે ખ્યાલપદ્ધતિ, સ્વરલિપિ અને ખ્યાલગાયકીનું શિક્ષણ આપી વિકાસ સાધ્યો હતો. કલાવંતખાતામાં તેમના હાથ નીચે ઉસ્તાદ ફૈયાઝખાં, તસદ્દુકહુસેનખાં, ફીદાહુસેનખાં નિસારહુસેનખાં અને આબિદહુસેનખાં વગેરે નામાંકિત સંગીતકારો પણ હતા.

ગ્રંથરચના: 'હુનર હિંદુસ્તાની સંગીતનો સંક્ષિપ્ત ઇતિહાસ'. તેમણે સંગીત વિષયક ઘણા વાર્તાલાપો આપ્યા છે. હાલમાં તેઓ સિતાર, સરોદ, વીણા, વગેરે તંતુવાદ્યના સબંધમાં ૨૧૦ રાગોના મસિદખાની તથા રઝાખાની શાસ્ત્રીય ગીતો વિવરણ સાથેનો ગ્રંથ તૈયાર કરી રહ્યા છે.

### ડૉ. હિરુભાઈ

જન્મ: ૧૮૯૮. જ્ઞાતિ: શ્રીમાળી બ્રાહ્મણ. પિતા પાલણપુર એજન્સીમાં સરકારી ડૉક્ટર. મૅટ્રિક પાસ કર્યા પછી પિતાના સ્વર્ગવાસથી માતા સાથે મુંબઈ જઈ ગેરબનારમાં ભણાવ્યું. પછી એક યુરોપિયન કંપનીમાં

સેલ્સમૅન તરીકે રહ્યા અને કંપની તરફથી આખા હિંદુસ્તાનની મુસાફરી કરી ત્યાર બાદ સાયલન્ટ ફિલ્મો ('ન્યૂ ઈન્ડિયા પિક્ચર્સ') બનાવવાનું શરૂ કર્યું દમની વ્યાધિને કારણે પોતાનાં ફિલ્મ પ્રોડક્શન બંધ કરી તેમણે પ્રોડક્શન સુપરવાઈઝર તરીકે કામ કર્યું ખરાબ તબિયતમાં પણ એમણે ઉતારેલું 'જીવનપલટો' પહેલું ગુજરાતી સામાજિક બોલપટ છે અને ૧૯૫૪માં તેમણે વડોદરા આવી બાયોકેમિકલ ધર્માદા દવાખાનું શરૂ કર્યું આર્યસમાજની હિંદુ સભાઓમાં મહત્વનું કાર્ય કર્યું છે 'હિંદુ સંગઠન' સાપ્તાહિક તેમણે ચલાવ્યું હતું જે તીખી કટારોને કારણે જપ્ત થયું હતું વર્તમાનપત્રો તથા દિવાળી અંકોમાં વાર્તા, કવિતા, વૈજ્ઞાનિક લેખો વગેરે લખ્યા 'બદનામ હિંદ અથવા મધર ઇન્ડિયાનો જવાબ' એ હકીકતપ્રચુર જડબાતોડ ભાષામાં લખાયેલું પુસ્તક પણ પ્રશંસા પામેલું.

અન્ય પ્રકાશનો: શ્રીમદ્ ભગવદ્ગીતાનું સમશ્લોકી ગુજરાતી ભાષાંતર અને 'બાયોકેમિક ડૉક્ટર'

### શ્રી હૃષીકેશ દુર્ગેશ્વર ત્રિવેદી

જન્મ ૧૯૦૭ જન્મસ્થળ-વતન: પેટલાદ. જ્ઞાતિ: વડનગરા નાગર બ્રાહ્મણ પિતા દુર્ગેશ્વર નટવરલાલ ત્રિવેદી ચરોતરમાં પ્રથમ ગ્રેજ્યુએટ હતા. તે સંસ્કૃત સાહિત્ય અને આધ્યાત્મિક સાહિત્યના વિદ્વાન હતા તે શ્રેય સાધક અધિકારી વર્ગના અગ્રગણ્ય સાધક ઉપરાંત લેખક હતા શિક્ષણ: બી. એસસી., એલએલ.બી. ગુજરાતી સાહિત્યસભાની પરીક્ષાઓ પસાર કરી છે વ્યવસાય: વકીલાત.

પ્રકાશનો: અનેક લેખો જુદા જુદા સામયિકોમાં પ્રગટ થયા છે

## વડોદરાનું કવિમંડળ (જૂનું)

(૧) ડૉ. ચિરુભાઈ· ભગવદ્ગીતાના ગઝલમાં અનુવાદક

(૨) શ્રી કેશવલાલ મિસ્ત્રી વડોદરામાં 'કમલ કલાધામ' નામની દુકાન ચલાવતા હતા. મૂળ વતની ઉત્તર ગુજરાતના વિજાપુર પાસે કુકરવાડાના તેમની સનિષ્ઠાને પરિણામે 'કમલ કવિ સભા' ચાલતી હતી અને 'અંકુર' નામથી તેના કાવ્યઅંકો પ્રસિદ્ધ થયા છે તેમની નાટિકા 'જમનાજીને આરે' ખૂબ જ જાણીતી છે

(૩) શ્રી માધુભાઈ માણેકલાલ ઉપાધ્યાય (ચંદ્ર). નોધણા ગામના વતની તેમનાં કાવ્યો અંકુર, જનમન, સ્વાધ્યાય વગેરેમાં પ્રગટ થયાં છે

(૪) શ્રી હરેન્દ્ર દીક્ષિત (લહેરી) કરનાળી ગામના વતની સારાભાઈ કેમિકલમાં નોકરી કરે છે. ગઝલો અને મુક્તકોની રચનાથી પ્રસિદ્ધ છે

(૫) શ્રી કાંતિલાલ છગનલાલ વૈદ્ય (પરિમલ): ગુજરાત ઇલેક્ટ્રિસિટી, વડોદરામાં નોકરી કરે છે ગરબી, રાસ તથા ગઝલો લખે છે

(૬) શ્રી મગનલાલ પંડ્યા(મસ્તીખોર) પલાણા ગામના વતની પહેલાં ન્યાયમંદિર કોર્ટમાં નાઝર હતા, ત્યાંથી નિવૃત્ત થઈ અત્યારે 'સ્વતંત્ર સર્જન'માં ભાષાંતરકાર તરીકે કામ કરે છે તે પોતાનો પરિચય કાવ્યમાં રમૂજી રીતે આપે છે તેમનાં કાવ્યો, ગઝલો પ્રસિદ્ધ થયાં છે તે કમલ કવિ સભાના ઉપપ્રમુખ હતા

(૭) શ્રી વસંતલાલ ઓચ્છવલાલ રાવળ લુણાવાડાના વતની શિક્ષક હતા હાલમાં નિવૃત્ત. છંદોબદ્ધ કાવ્ય રચના કરે છે. અંકુર અને અન્ય સામયિકોમાં તેમનાં કાવ્ય પ્રગટ થયાં છે

(૮) શ્રી હકીચંદ ગુલાબચંદ શાહ: ભાવનગર સ્ટેટના વતની. હાલમાં વડોદરામાં અનાજ-કરિયાણાની દુકાન. તેમનાં ચિંતનાત્મક કાવ્યો અંકુર અને અન્ય સામયિકોમાં પ્રગટ થયાં છે

(૯) શ્રી પ્રાણજીવનદાસ નરોત્તમદાસ દેસાઈ રેલવેમાં ઘણાં વર્ષો સુધી નોકરી કર્યા પછી હાલ નિવૃત્ત જીવન વીતાવે છે તેમનાં વર્ણનાત્મક કાવ્યો અને કથાવાર્તાઓ પ્રગટ થયાં છે

## 'કવિમિલન'

(૧) શ્રી લલિતચંદ્ર છ. શાણા દેથાણના વતની એમ એ સુધીનો અભ્યાસ હાલમાં ગ્રાફ મેમોરિયલ સ્કૂલમાં શિક્ષક કોંગ્રેસના સક્રિય કાર્યકર કવિમિલન સંસ્થાના સ્થાપક અને પ્રમુખ, રીમઝીમ કલાકેન્દ્રના મહામંત્રી. 'નીલમ' કાવ્યસંગ્રહના સંપાદક કવિ

(૨) શ્રી રમેશચંદ્ર સી. પંડ્યા (રમેશમ્) વલસાડ જિલ્લાના ધરમપુર ગામે જન્મ એમ એ સુધીનો અભ્યાસ વડોદરાની ન્યૂ ઈરા હાઈસ્કૂલમાં શિક્ષક જીવનમાંગલ્ય એજ્યુકેશન ટ્રસ્ટના ટ્રસ્ટી અને સહમંત્રી. કવિમિલન સંસ્થાના મહામંત્રી રીમઝીમ કલાકેન્દ્રના પ્રમુખ 'નીલમ' કાવ્યસંગ્રહના સંપાદક રમૂજી અને શૃંગારિક કાવ્યો અને શાયરીઓ લખે છે.

(૩) શ્રી અમૃતરાય શા. ચાણા (પિયુષ) વાસદના વતની સમસ્યાપ્રધાન કાવ્યરચના કરે છે નાટ્યકાર (ગુજરાત સરકાર દ્વારા પુરસ્કાર વિજેતા)

(૪) શ્રી અમૃતરાય તુલાશંકર દવે· વણાદરા(ડભોઈ)ના વતની, ધંધે વૈદ્ય, નજરેણું, અંકુર, નવભારતી વગેરેમાં કાવ્યો પ્રસિદ્ધ થાય છે

(૫) દાઉદભાઈ જરગેલા (કટક) સૌરાષ્ટ્ર સુકાના વતની કાવ્યો સામયિકોમાં અવારનવાર પ્રગટ થાય છે.

(૬) શ્રી ચીમનલાલ હીરાલાલ જોષી પ્રાથમિક શાળાના આચાર્ય નગર પ્રાથમિક શિક્ષણ સમિતિ તરફથી પ્રગટ થતા 'જ્ઞાનજ્યોતિ'ના સંપાદક

(૭) શ્રી ડાહ્યાભાઈ પટેલ (નવરંગ) ડુંડાવના વતની 'જયદ્રથવધ'ની આલોચનાના લેખક, આદર્શ હિંદી લેખન કલા ના લેખક હઝલો અને ગઝલોની રચના કરે છે

(૮) શ્રી મુકુન્દરાય દે. દેસાઈ· સુરલપુર (વલસાડ)ના વતની માસિકોમાં કાવ્યો પ્રસિદ્ધ થાય છે

(૯) નટવરલાલ અંકલેસરી જાણીતા કવિ 'પતીલ'ના પુત્ર. ગીતકાર રેડિયો ઉપર બાલભોગ્ય કાવ્યો, ગીતોનો કાર્યક્રમ આપે છે

## ભૂદાનપ્રણેતા સંત વિનોબા ભાવે

જન્મ ૧૨ મી સપ્ટેમ્બર ઈ સ ૧૮૯૪ જન્મસ્થળ કોલાબા જિલ્લાનું ગાગોદે ગામ જ્ઞાતિ દક્ષિણી બ્રાહ્મણ પિતાનું નામ નરહરપંત, માતાનું નામ રખુમાઈ તેમના દાદા શંભુરાવ વિરક્ત વૃત્તિના અને કડક નિયમો તથા વ્રતો પાળતા એ ભગવદ્ભક્ત દાદાના ઘણા ગુણો વિનોબામા ઊતર્યા છે તેઓ ચાન્દ્રાયણ વ્રત કરતા એ વ્રત એટલે પડવાને દિવસે એક કોળિયો ખાવાનો, બીજ ને દિવસે બે, ત્રિજને દિવસે ત્રણ એમ કરતા કરતા પૂનમ સુધી જવાનું અને પાછુ એ જ રીતે ઓછુ કરતા કરતા અમાસ પર આવવાનુ વિનોબા કહે છે 'દાદાના પાવિત્ર્યને લીધે જ મારામા આજે જે કંઈ થોડુ ઘણુ હશે તે આવ્યુ છે એ એમની શ્રેષ્ઠ ભેટ છે' આ રીતે દાદાના અને માતાપિતાના ઉચ્ચ સંસ્કારો તેમનામા ઊતર્યા હતા દરમિયાન તેમનું કુટુમ્બ ગુજરાતમા વડોદરામા આવી વસ્યુ હતુ

શિક્ષણ પ્રાથમિક શિક્ષણ ગાગોદેમા પૂરુ કર્યું હાઈસ્કૂલનુ શિક્ષણ વડોદરામા લીધુ બી એ ની ડીગ્રી મેળવી ઉપરાંત વેદશાસ્ત્ર અને પુરાણોનો અભ્યાસ કરવા કાશી ગયા

ઈ સ ૧૯૧૬માં બનારસ હિન્દુ વિદ્યાપીઠના સમારંભ વખતે ગાધીજીનું હિંમત અને નિર્ભયતાથી ઓતપ્રોત એવુ ઐતિહાસિક ભાષણ થયુ ગાધીજીનું પ્રથમ દર્શન વિનોબાએ ત્યા કર્યું અને સતે સતને ઓળખ્યા અને વિનોબાજી તેમના ભક્ત બન્યા વિનોબા સાબરમતી આશ્રમમા રહેવા લાગ્યા તેમણે બચપણથી જ પ્રતિજ્ઞા કરી હતી કે, 'હુ સદાય બ્રહ્મચારી રહીશ અને દેશની સદાય સેવા કરીશ' તે તેમણે પાળી બતાવી છે, મહાત્મા ગાધીજીએ સ્વરાજ્યની લડત વેળા પહેલા સત્યાગ્રહી તરીકે તેમને પસદ કર્યા હતા

ગાધીજીની સૂચનાથી વિનોબાએ વર્ધા પાસે આશ્રમ કાઢી ત્યા રહેવા માંડયુ ત્યા એમણે સેવામય કર્મમય તપશ્ચર્યા આદરી વર્ધાથી એમણે 'મહારાષ્ટ્ર ધર્મ' નામે માસિક શરૂ કર્યું એનું બધુ જ લખાણ પોતે જ લખતા એમાના ચૂંટેલા લેખોનું પુસ્તક 'મધુકર' નામથી બહાર પડયુ છે દરમિયાન વિનોબાજીની સત્યાગ્રહી તરીકે ધરપકડ થઈ અને તેમણે જેલવાસ ભોગવ્યો ઈ સ ૧૯૪૭મા આઝાદી આવતા ગાધીજીની સ્વરાજયાત્રા પૂરી થઈ, પરતુ ગાધીજીના અધૂરા રહેલા કાર્યો પૂરા કરવા વિનોબાએ કલ્યાણયાત્રા શરૂ કરી તેમણે ગરીબ દીન હીન જનતા માટે ભૂદાન યજ્ઞની યોજના શરૂ કરી છે. પગપાળા પ્રવાસ કરી લોકોને સમજાવી તેમની પાસેથી દાનમા જમીન, નાણા, ખેતીના સાધનો વગેરે મેળવે છે અને ગરીબોને વહેંચી દે છે દેશની ગરીબી ને બેકારી દૂર કરવામા તે મહત્ત્વનો ફાળો આપી રહ્યા છે તેમણે ભૂદાન સેના પણ ઊભી કરી છે તેમની પ્રવૃત્તિમા શ્રી જયપ્રકાશ નારાયણ, શ્રી નારાયણ દેસાઈ, શ્રી બબલભાઈ મહેતા જેવા અનેક કાર્યકરો જોડાઈ ગયા છે તેમનું મુખપત્ર 'ભૂમિપુત્ર' ચાલે છે ભૂદાન અગે રાષ્ટ્રિય એકતા વગેરે ગ્રથો લખ્યા છે

*

## હરિ:ૐ આશ્રમના પ્રણેતા પૂજ્ય મોટા

જન્મ તા ૪-૯ ૧૮૯૮ પૂર્વાશ્રમનું નામ શ્રી ચુનીલાલ આશારામ જ્ઞાતિએ ભાવસાર પિતાને અફીણ અને હુક્કો પીવાનો શોખ હતો પણ તેમ છતા તે ભજનાનંદી હતા પિતાના કેટલાક પ્રસગો જોઈ તેમને મામલતદાર થવાની ઇચ્છા થઈ પિતા નાની વયમા સ્વર્ગવાસી થયા સાત જણનું કુટુમ્બ દુ ખમા સપડાયુ કાળી મજૂરી કરવા માંડી દોઢ રૂપીઆના માસિક પગારથી પટાવાળાની નોકરી સ્વીકારી મુખ્ય શિક્ષકનો પ્રેમ સપાદન કરી દોઢ વર્ષમા ચાર અગ્રેજી ધોરણની પરીક્ષા પાસ કરી મૅટ્રિક પાસ કરી પેટલાદની કૉલેજમા જોડાયા વિદ્યાર્થી મિત્રોના કામ કરતા વૈષ્ણવોની હવેલીની પતરાળી એક વાર દોઢ આનામા લઈ જમવાનુ પતાવતા જુનિયર બી એ સુધી પહોચ્યા

ગાધીજીની હાકલથી કૉલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમા જોડાયા (૧૯૨૧) નવજીવન વેચતા ને ટયુશન કરી જીવન ચલાવતા ગાધીજીએ ટકોર કરી કે ડીગ્રી નો મોહ હતો તો કૉલેજ કેમ છોડી? તેથી ચુનીલાલે સ્નાતક થવાને થોડા જ માસ બાકી હતા ને વિદ્યાપીઠનો ત્યાગ કર્યો ને નડિયાદ ખાતે હરિજન આશ્રમમાં સેવા કરવા જોડાયા ૧૯૨૨ થી ૧૯૩૯ સુધી ગુજરાત હરિજન સેવકસઘ દ્વારા નડિયાદ બોદાલ, નવસારી, સાબરમતી વગેરે સ્થળે જવાબદારીના કામ કર્યા, તેથી તેઓ શ્રી પરિક્ષિતલાલ મજમુદાર અને પૂજ્ય ઠક્કરબાપાના પ્રિયપાત્ર બન્યા તેમણે તેમના જીવન વિષે મૌલિક ઉદ્‌ગારો કાઢયા છે ૧૯૩૨ પછી તેમનું જીવન આધ્યાત્મિક ક્ષેત્રે વિશેષ ઝોકવાળુ રહ્યુ છે

રૂ ૫૦)ની નોકરીમા તે સાત વ્યક્તિના કુટુબનું ભરણપોષણ કરતા દેશસેવા તેમનો મુખ્ય ધ્યેય હતો વિકટ સજોગો ને આર્થિક તાણને લીધે તેમને હિસ્ટીરીઆનો રોગ લાગુ પડયો કેમે કરી ન મટતા તેમણે નર્મદા નદીમા જીવનનો અત આણવા સારુ ભૂસકો માર્યો પણ નર્મદામૈયાએ તેમને દિવ્યદર્શન દઈને પાવન કર્યા ને વહાણ દ્વારા ભેખડ પર હડસેલી મૂકી જીવત રાખ્યા તેમને એવો પ્રકાશ લાધ્યો કે તે વખતે તેમનાથી નર્મદા મૈયા વિષેનું સ્તુતિકાવ્ય 'નર્મદાપદે' રચાઈ ગયુ અને પ્રાર્થનાભાવ પ્રગટયો ઈ સ ૧૯૨૨માં નદીકિનારે એક સાધુમહારાજ મળી ગયા, તેમની સલાહથી હરિ ૐનો મત્ર રટવાથી છ માસમા રોગ મટી ગયો ૧૯૨૩ થી દેશ સેવામા ઝપલાવ્યુ ૧૯૩૦ ૧૯૩૨ જેલવાસ ભોગવ્યો

સઘમાથી રજા લઈ દર વરસે એક મહિનો તે જગલમા, નર્મદા તીરે ભયકર ગુફામા કે ગિરનારની રાની પશુઓવાળી જગાએ જઈને તેઓ આરાધના કરતા તેઓએ સસારમા રહીને સન્યાસ કેળવ્યો છે અનેક પ્રકારના દેવાસુર સંગ્રામ લડતા લડતા અને સાધનાઓના તબક્કા વટાવતા વટાવતા બનારસમા લગભગ ૧૮ વર્ષે પરમપદ પ્રાપ્ત કર્યું ઈ સ ૧૯૩૯

ભક્તિ કોને કહેવી તેના જવાબમા તેઓ કહે છે કે

'ભક્તિ ઉન્માદ ઉમગ ઉલ્લાસ ખંત ઉદ્યમ,
પ્રેરાવે કર્મ ભક્તિનો, ક્રમ એવો સનાતન'

સતત રટણધારાવત, નામસ્મરણ પ્રકૃતિનું

પરિવર્તન અને અનાસક્તભાવે શ્રી પ્રભુ પ્રીત્યર્થે કામ કરવું એ તેમનો ઉપદેશ છે તેઓ શ્રી મુક્તાત્માછે અવધૂતી જીવનનો નાદ સહજ લાગેલ છે, છતાં કર્મયોગી છે ૧૯૪૮મા તેમણે લાખો રૂપિયાની બક્ષિશ પાછી વાળી હતી

૧૯૩૯ થી તેમનું ઉનરાધે જીવન શરૂ થયુ શિષ્યોને સાધના પથના પત્રો તેમના પ્રશ્નો ના ઉત્તરમાં લખવા શરૂ કર્યા એવા હજારેક અદ્યપથ પત્રો-ભજનો લખાયા છે જે ગુજરાતીમાં પ્રથમ વાર જ છપાયા હશે તેમાં પંડિતની વાણી છે તે નારપઠ્ઠા પૂર્ણ છે ગુરુજીનો આદેશ માથે ચડાવી મૌન એકાંત મંદિરો માટે હરિ ૐ આશ્રમની સ્થાપના કરી તેમાં સાત દિન એકાંત અંધારા ઓરડા મા બેસનાં જીવન પર સાત્ત્વિક સંસ્કારો પડે છે મૌન-એકાંત મંદિર આજના જમાનાનું એક મૌલિક સર્જન કાર્ય છે

મલ પરાક્રમી અને તથા શૌર્ય, પરોપકાર, હિંમત, સદાચાર, ધૈર્ય, સહિષ્ણુ બનવી લે કાએ તે પછી ભક્તિ અને જ્ઞાન મેળવે સાતેક વર્ષથી નવી નવી યોજનાઓ નડિયાદ સુરતમા તરણકુંડ, નદીઓની તરણસ્પર્ધા, હોડી ચલાવવાની સ્પર્ધા તેમજ પરાક્રમી ને પ્રામાણિક સ્ત્રીપુરુષોને ઈનામો (ગુજરાત વ્યાયામ પ્રચારકમંડળ દ્વારા) બહેનો માટે મહાજન શક્તિદળની સ્થાપના, મૌલિક ને આધ્યાત્મિક સાહિત્યસર્જન માટે ગુ સા પરિષદને અર્ધા લાખ ઉપરાંતનો ફાળો, સરદાર વલ્લભ વિદ્યાપીઠને સહજે જ્ઞાનકોષ માટે રૂા બે લાખ તેમજ હરિજન ને આદીવાસીના કેળવણી પ્રચાર માટે ઉત્તેજન ને પાણીની પરબો જેવી પ્રવૃત્તિઓ આદરી છે અખિલ હિન્દ ધોરણે તરવાની સ્પર્ધા માટે ગુજરાત સરકારને રૂા સવાલાખ આપ્યા છે, તેના વ્યાજમાથી એ સ્પર્ધા યોજવાની છે આવા પૂ મોટા છે 'ગુજરાતના અજ્ઞાન કર્મયોગી મુક્તાત્મા'.

*

## મુનિરાજ શ્રી ન્યાયવિજયજી · ન્યાયવિશારદ–ન્યાયતીર્થ

જન્મ ઈ સ ૧૮૯૦ જન્મસ્થળ માડલ (જિલ્લો અમદાવાદ) જ્ઞાતિ જૈન વિશા શ્રીમાળી પૂર્વજન્મનું નામ નરસિંહ તેમના પિતાનું નામ છગનલાલ અને માતાનું નામ દિવાળીબહેન

શિક્ષણ માડલમા ગુજરાતી ધો ૬ સુધી અભ્યાસ કર્યો ઈ સ ૧૯૦૫મા કાશીની યશોવિજય જૈન પાઠશાળામા સંસ્કૃત પ્રાકૃતનો અભ્યાસ કર્યો ૧૯૦૭મા પાઠશાળાના સંસ્થાપક શ્રી વિજયધર્મસૂરીશ્વરજી સાથે પાદવિહારથી કલકત્તા ગયા ત્યા તેમણે સોળ વર્ષની ઉમરે દીક્ષા લીધી અને તે વખતે ખૂબ ખળભળાટ મચ્યો તેમનું સગપણ થએલું હોવાથી અને તે જ અરસામા લગ્ન કરવાના હતા તેથી તેમને લેવા માટે તેમના કાકા પોપટલાલ વખતચંદ કલકત્તા ગયા પણ તેમણે લગ્ન દીક્ષાને બદલે સન્યસ્ત દીક્ષા અંગિકાર કરી અને મુનિ ન્યાયવિજયજીના નામથી ઓળખાવા લાગ્યા પછીથી તે ગુરુ સાથે કાશી આવ્યા ને વિદ્યાભ્યાસમા જોડાયા પછી વિહાર કરતા કલકત્તા ગયા ત્યા તેમણે સંસ્કૃત યુનિવર્સિટીમા 'ન્યાયતીર્થ'ની પરીક્ષા પાસ કરી તે જ વર્ષમા કલકત્તા બંગીય વિદ્વત્પરિષદે તેમને 'ન્યાય વિશારદ'ની પદવીથી સત્કાર્યા

પછી ગુરુને આગ્રામા મળ્યા ને તેમની સાથે રાજપૂતાના અને મારવાડ થઈ ગુજરાત કાઠીઆવાડ આવ્યા ૧૯૨૦ સુધી વિવિધ સ્થળે ફર્યા તે પછી મુંબઈ પ્રેસીડન્સીમા વિચર્યા

મુનિશ્રીએ ઈ સ ૧૯૧૩મા તેવીસ વર્ષની ઉમરે સંસ્કૃત કવિતામા ષડ્દર્શન ન્યાયના વિષયમા પ્રકાશ પાડતો 'ન્યાયકુસુમાંજલિ' નામનો ગ્રંથ બનાવ્યો, તેનું પ્રકાશન ગુજરાતી અંગ્રેજીના અનુવાદ સાથે થયુ ઈ સ ૧૯૧૯મા અધ્યાત્મ વિષયને પોષતો 'અધ્યાત્મ તત્ત્વાલોક' નામના ગ્રંથનું પણ અંગ્રેજી ગુજરાતીમા પ્રકાશન બહાર પડ્યુ તેમની આ રચનાથી દેશપરદેશના સંસ્કૃત વિદ્વાનો બહુ મુગ્ધ થયા તેમની પ્રશસ્તિઓ હિંદી સાહિત્યની સુપ્રસિદ્ધ માસિક પત્રિકા 'સરસ્વતી'મા પ્રસિદ્ધ થઈ ફેલાઈ

મુનિશ્રી સંસ્કૃતના મોટા સ્કૉલર છે સંસ્કૃત ભાષા ઉપર તેમનો અસાધારણ કાબૂ છે કવિત્વ શક્તિ બાલપણથી જ સ્ફુરેલી છે તેમના કાવ્યોમા 'પ્રસાદ' ગુણ છે તેમણે દર્શનશાસ્ત્ર, અધ્યાત્મ અને સમાજવિષય ઉપર જળહળતુ કવિત્વ છાંટ્યુ છે તેની પ્રતીતિ 'વીરવિભૂતિ', 'કાન્તવિભૂતિ', 'મુદ્રાલેખ' 'દીનાક્રન્દનમ' અને 'દીક્ષાદ્વાત્રિંશિકા' આ ગ્રન્થો કરાવે છે તેમણે મિત્રો, સ્નેહીઓને, વિદ્યાર્થીઓને સંસ્કૃતમા કવિતા લખેલા પત્રો 'સંદેશ' નામથી પ્રસિદ્ધ થયા છે

તેઓ દક્ષિણમા અને માળવામા ગયા, ત્યાની પ્રજાએ તેમની સાહિત્ય અને વ્યાખ્યાન શક્તિને સત્કારી નાગપુર, વડનગર, ઉજ્જૈન, ઇંદોર, વગેરે સ્થળોના ધુરંધર પંડિતોએ તેમને માનપત્ર આપી આદર સત્કાર કર્યો રાજગઢ, દેવાસ અને વખતગઢના રાજવીઓ માનની દૃષ્ટિથી જોતા થઈ ગયા

ઈ સ ૧૯૨૭મા ગુજરાતમા આવ્યા અબાલદીક્ષાવિરોધક રૂઢિવાદ સામે પેપરો દ્વારા સમાજમાં ખળભળાટ મચાવ્યો ઈ સ ૧૯૨૯, ૧૯૩૨, ૧૯૩૩માં વડોદરામા ચાતુર્માસ અંગે રહેલા અને તેમના ખળભળાટથી વડોદરાની ધારાસભામા દીક્ષાનો કાયદો પાસ થયો. વર્તમાન સાધુ દીક્ષા સબંધે 'મારા નમ્ર ઉદ્ગારો' નામનો નિબંધ વડોદરામા પ્રગટ થયો

રાષ્ટ્રવાદની ચળવળમા, હરિજનોને મંદિર પ્રવેશ ને ખાદીપ્રચાર જેવા ક્ષેત્રે રાષ્ટ્રભક્તિના કાર્યો કર્યા છે મુંબઈમા સરદાર વલ્લભભાઈના પ્રમુખસ્થાને વ્યાખ્યાન આપી રાષ્ટ્રધ્વજ લહેરાવ્યો હતો, ખાદીના તૈયાર કપડાની લહાણી કરાવી હતી 'જૈનદર્શન' ગ્રંથ માટે સ્વામી પ્રેમાનંદજીએ પ્રશસ્તિ કરી છે તેની દશ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ છે તેમના ૫૭ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે

પ્રકાશન જૈનદર્શન, કલ્યાણ-સાધન દિશા, ધર્મની સમજ, શ્રીકૃષ્ણ ગીતાના મારગ પર એક સમીક્ષમાણ દૃષ્ટિ ગીતાનું નિષ્કામ કર્મ તપોવન વિહાર, વાણીવિહાર, પવિત્ર સંદેશ, ઉપદેશ સરિતા, મહાવીર દેવનો ગૃહસ્થાશ્રમ, વીરધર્મનો ઢંઢેરો, માનવધર્મ, વિચાર સંસ્કૃતિ, શ્રી મહાવીર આપણી ઉન્નતિનો માર્ગ, વિજયધર્મસૂરિની જીવનવિભૂતિ તેમજ સંસ્કૃત, હિંદી પ્રાકૃત ને અંગ્રેજીમાં પણ ગ્રંથો લખ્યા છે પ્રકાશનો ઇ સ ૧૯૧૩થી સતત ચાલુ જ રહ્યાં છે

# વિદ્યમાન સારસ્વતો



આચાર્યા ગીતાબહેન શાહ, એમ એ ,બી એ
આયુર્વેદાચાર્ય, વિદ્યાનદજી વિદ્યાવિહારના
આચાર્યા



પ્રો ડૉ ગુણવંતલાલ માણેકલાલ ઓઝા
એમ એસસી ,પીએચ ડી
'ફ્લોરા ઑફ પાવાગઢ'ના મહાનિબંધના લેખક



શ્રી ગોવર્ધનદાસ ચુનીલાલ શાહ
બી કૉમ એલએલ બી
નક્ષત્રવિજ્ઞાન'ના સંપાદક તથા પત્રકાર



શ્રી ઘનશ્યામ નગીનલાલ મહેતા
નિ મંત્રી પ્ર સાહિત્યસભા
પ્રાણીવિજ્ઞાનની પુસ્તિકાઓના લેખક



શ્રી ચાપશીભાઈ વિઠ્ઠલદાસ ઉદેશી
તંત્રી 'નવચેતન' તથા અનેક ગ્રંથોના લેખક



ડૉ શ્રી ચીમનલાલ મ વૈદ્ય
પંડિત ગટુલાલજી ચરિત્ર લેખક
તથા ગીતાના સંપાદક



શ્રી ચુનીલાલ જયશંકર ઓઝા
વિશ્વવંદ્ય'ના ચરિત્રકાર તથા
'ચમન' માસિકના તંત્રી



ડૉ ચંદ્રકાન્ત બાપાલાલ પટેલ (ત્રિવેદી)
સાહિત્યરત્ન, સાહિત્યમહોપાધ્યાય વિદ્યાવાચસ્પતિ
'અઢારમા સૈકાનું સમાજદર્શન'ના મહાનિબંધ તથ અન્ય ગ્રંથોના લેખક



જજ શ્રી ચંદ્રકાન્ત મણિલાલ મહેતા
બી એ એલએલ બી
'કબીર ગીતા'ના સહસંપાદક

સાહિત્યિક પ્રવૃત્તિ હાથ ધરી છે. સાહિત્યમા પ્રવેશ ૧૯૩૩થી બાલસાહિત્યથી થયો બાલજીવનમા લેખો પ્રસિધ્ધ થતા

પ્રકાશનો સગીતા અને દત્તસ્તોત્ર સગ્રહ છે આપણા નારી રત્નો તેમજ બીજા કેટલાક લેખો સસ્કાર લક્ષ્મી, સર્વોદય સદેશ, બાલજીવન વગેરેમા પ્રસિદ્ધ થયા છે રેડિયો કાર્યક્રમો પણ આપ્યા છે

## શ્રી. વિભૂતિ દેવેન્દ્રરાય મજમુદાર

બી એ સગીત વિશારદ

જન્મ વડોદરામા શાળાજીવનથી આરભી ગરબા ભજન વગેરે સુગમ સગીતમા રસ વધતો ગયો પ્રેમાનદ સાહિત્ય સભાએ યોજેલી સગીત સ્પર્ધામા ૧૯૬૧ મા તેમણે પ્રથમ ઇનામ મેળવેલુ અને 'દીપકબા દેસાઇ શીલ્ડ' જીતેલુ

વડોદરા મ્યુઝિક કોલેજમા પાચ વર્ષનો અભ્યાસ કરી કઠય સગીતમા ૧૯૬૫ મા પદવી મેળવી ૧૯૬૬ મા બૃહદ ગુજરાત સગીત સમિતિ તરફથી લેવાતી 'સગીત વિશારદ' ની પરીક્ષા પાસ કરી ૧૯૬૮ મા કર્વે યુનિવર્સિટીની બી એ ની પરીક્ષા સગીત વિષય સાથે બીજા વર્ગમા પાસ કરી છે

બી એ માટે દયારામની ગરબીઓ સબધી મહાનિબધ તૈયાર કર્યો છે એમા કવિતા અને સગીતના સુમેળની વિશદ ચર્ચાઓ કરી છે

## શ્રી દિવ્યકાન્ત આપાભાઇ મજમુદાર

જન્મ વર્ષ ૧૯૧૪ જન્મ સ્થળ વડોદરા માતાનુ નામ લીલાવતી જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે પ્રાથમિક શિક્ષણ વડોદરામા લીધુ કેટલાક કારણોસર કોલેજ શિક્ષણ પૂર્ણ ન થયુ

મેટ્રિકમા હતા ત્યારથી સાહિત્યમા રસ હતો તેમના લેખો ગેવડીમોજ, વેણી, સ્ત્રીજીવન, અને ગરોડા કોલેજના મેગેઝીનમા પ્રસિદ્ધ થયા છે તેમા નદી સખી અને પરણ્યો અનજાન બધિર સ્ત્રીજીવન, રમણલાલના વાક્યો વગેરે ઉલ્લેખનીય છે

## રાષ્ટ્રપિતા મ. ગાધીજી

જન્મ વર્ષ ઇ સ ૧૮૬૯ જન્મસ્થળ પોરબદર (સૌરાષ્ટ્ર) માતાનુ નામ પૂતળીબાઇ પિતા કરમચદ ગાધી દીવાન હતા માતા પિતાના સસ્કારો તેમનામા ઊતર્યા હતા

શિક્ષણ પ્રાથમિક પોરબદરમા અને માધ્યમિક રાજકોટમા લીધુ બેરીસ્ટર થવા માટે વિલાયત ગયા

વ્યવસાય પ્રથમ વકીલાત કરવા દક્ષિણ આફ્રિકા ગયા ત્યાના લોકોના કષ્ટ દૂર કરવા લડતો આપી આશ્રમો સ્થાપ્યા અને કેટલીયે વાર જેલમા ગયા

૧૯૧૫ મા ભારત પાછા આવ્યા ભારતના લોકોના દુખ દૂર કરવા તેમણે સત્યાગ્રહની લડત આપી દેશ તૈયાર કર્યો પ્રવાસો યોજ્યા ને વ્યાખ્યાનો આપી સમજાવ્યા તેમણે બે પત્રો ચલાવ્યા યગ ઇન્ડિયા ને હરિજન બન્ને તેમા મહત્ત્વપૂર્ણ લેખો લખતા અગ્રેજ સરકાર જેવી મહાન બળિષ્ઠ સત્તાને પડકારી, લડતો આપી કાયદાનો ભગ કર્યો અને અહિંસક લડત દ્વારા તેમણે ભારતને સ્વરાજ્ય અપાવ્યુ તેમના પત્ની અ સૌ કસ્તુરબાનો પણ તેમા મહત્ત્વનો ફાળો રહેલો છે લોકોએ તેમને રાષ્ટ્રપિતા, મહાત્મા ગાધીજી, બાપૂ જેવા અનેક નામો આપ્યા, જે યશકલગી સમા છે

ગાધીજીએ જુબિલીબાગ પશ્ચિમ બાજુ રાજમાર્ગ ઉપર તથા વડોદરાના સ્ટેશનના ખુલ્લા મેદાનમા કેટલીક વાર પ્રવચનો કરેલા તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે પણ પસદગી પામ્યા હતા

તેમણે ગુજરાતી ભાષાને શુદ્ધ બનાવવા માટે સરળ શુદ્ધ જોડણીકોશ તૈયાર કરાવ્યો ને ભાષાને આમ જનતાની ભાષા બનાવી પડિતની ભાષાને તિલાજલિ આપી તેમણે ગુજરાતી ભાષામા ગ્રથ સર્જન કરીને સાહિત્યિક સેવા કરી છે આત્મકથા (જીવનવૃત્તાત) ગુજરાતી સાહિત્યમા નવીન ભાત પાડે છે આ ઉપરાત તેમના બીજા પણ અનેક મૌલિક ગ્રથો છે તેમની આત્મકથા સત્યના પ્રયોગો નામે જાણીતી છે આપણે સૌ એક પિતાના સતાન પાયાની કેળવણી રામનામ સત્ય એ જ ઇશ્વર છે સયમ અને સતતિ નિયમન વગેરે છે તેમજ કેટલીક ગ્રથરચના હિંદીમા પણ છે

## શ્રી. કુ. ગીતાબહેન શાહ

જન્મવર્ષ ૧૯૩૬ જન્મસ્થળ અમદાવાદ માતા યોગિની વસતદેવીજી શિક્ષણ એમ એમ મુનિ માં એમ એ બી એડ થયેલાં છે તેમ જ આયુર્વેદનો ચાર વર્ષ અભ્યાસક્રમી વૈદ્યકીય ઉપાધિ મેળવી છે

બાલ્યાવસ્થામાંથી જ ગીતાપ્રચાર પ્રવૃત્તિમાં રસ છે નાની વયે શૌર્ય ને સુવર્ણ પદકો પારિતોષિકોમાં મેળવ્યા છે મહામંડલેશ્વર પ પૂ સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજ અને માતા યોગિની વસતદેવીજીના સાનિધ્યમા તેમનો આધ્યાત્મિક વિકાસ થયેલો છે ૧૭ વર્ષની વયથી ભારતના અને બહારના પ્રવાસે જઇ ગીતાપ્રચારનુ કાર્ય કર્યું છે

હાલમા તે વિદ્યાનંદજી કેળવણી ટ્રસ્ટના મંત્રી છે તેમ જ વિદ્યાનંદજી વિદ્યાવિહાર શાળાના આચાર્યા છે સાથે તેઓ ઔષધાલયનાં ચિકિત્સક ભારતસેવક સમાજ સેન્ટ્રલ જેલ અને આયુર્વેદિક, હોસ્પીટલ, ગીતામંદિરના સંચાલિકા, વગેરે ક્ષેત્રોમાં સેવા આપે છે ગીતામંડળોને ગીતામંદિરોની પ્રેરણા આપે છે અને ગીતાપ્રચાર કરે છે. પૂ યોગિની વસતદેવી સ્મારક ટ્રસ્ટના મંત્રી છે

## વિકસ્વરાબહેન હર્ષદરાય ધોળકિયા

જન્મસ્થળ પેટલાદ જ્ઞાતિએ વડનગરા નાગર છે શિક્ષણ બી એ બી ટી છે વ્યવસાયમા સ્ત્રી અધ્યાપન પાઠ શાળામા અધ્યાપિકા બાદમા ભાગ શિક્ષણાધિકારી ( એ ડી ઇ આઇ ) હાલમા ગવર્નમેન્ટ બેઝિક ટ્રેનિંગ કોલેજમાં અધ્યાપિકા તરીકે કામ કરે છે વાચન, મનન અને લેખનનો શોખ છે

સાહિત્યમા પ્રવેશ કોલેજના વિદ્યાર્થી જીવન કાળથી થયેલો છે

[1] પ્રકાશન વડોદરા રાજ્યમા મિત્ર કામદાર બહેનોની આર્થિક સ્થિતિ ઇ સ ૧૯૪૧

## ચરાવંતરામ રાજારામ જોશી

જન્મવર્ષ ૧૮૯૨ જન્મસ્થળ પાલનપોર તા ધ્રુવેહ જિલ્લે ભરૂચ છે જ્ઞાતિએ દધિચી બ્રાહ્મણ છે તેમણે વડોદરામા અગ્રેજી ધોરણ ૪થી મેટ્રીક સુધી સયાજી હાઇસ્કુલમા શિક્ષણ લીધુ છે.

પુનાણી બાઇઓ સાથે લક્ષ્મીનાથ વ્યાયામ મદિરમાં મિનતા થઇ પુરાણી મડળમા સ્વયસેવક તરીકે ૩૧ વર્ષ સુધી કામ કર્યું

પુનાની ખેતીવાડી કોલેજમાથી ૧૯૧૭મા બી એ જી થયા તેમણે આઝાદીની લડતમા ભાગ લીધો ને જેલમાં પણ ગયેલા રચનાત્મક કાર્યકર તરીકે સમાજ સેવા પણ તેમણે કરી છે

પ્રકાશનો ભરૂચ કોટન યુનિયનના રિપોર્ટ, ચેરમેનના નિવેદન, ગામડાના ખેડૂતોની ઉન્નતિ વગેરે છે

## શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

જન્મવર્ષ ઇ સ ૧૮૯૭ જન્મસ્થળ ભાવનગર (સૌરાષ્ટ્ર) જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે પિતાનુ નામ કલ્યાણરાય અને માતાનુ નામ શિવકન્યાલક્ષ્મી છે

તેમણે પ્રાથમિક શિક્ષણ ભાવનગરમા ને માધ્યમિક શિક્ષણ મુબઇમા લીધુ મેટ્રિક ૧૯૧૪મા અને બી એ ૧૯૨૦મા મુબઇથી થયા

વ્યવસાય પત્રકારત્વનો, અધ્યયન, મનન, અને લેખનનો છે મહાગુજરાતના અગ્રગણ્ય વિવેચનકાર છે

સાહિત્યમા પ્રવેશ કોલેજ જીવન કાળથી થયેલો છે પ્રથમ લેખ 'વીસમી સદી' મા અને પ્રથમ કાવ્ય ૧૯૧૯મા 'વિનોદકાન્ત' એ નામથી ગુજરાતીમા છપાયા હતાં

તેમણે સુરતના 'ચેતન' તથા હિન્દુસ્તાન, ગુજરાત ધુમધર્મ વગેરે પત્રોમા તંત્રી ને ઉપતંત્રી તરીકે કામ કર્યું હતુ વડોદરામા પણ તે કેટલોક વખત રહ્યા સન ૧૯૨૪થી "કૌમુદી" વિવેચન સાહિત્યનુ પત્ર કાઢવા માડયું. તેનુ સ્થાન ઊંચુ અને અનોખુ હતુ. તેમાં તેમનુ ધ્યેય અને પત્રકારત્વના ઉચ્ચ આદર્શ જણાઇ આવે છે વિવેચક તરીકે એમણે પ્રતિષ્ઠા મેળવી છે પ્રકાશનો રસ કલ્પના ૧૯૨૭, સાહિત્યદર્શન, જુઇ, કેતકીમા તેમના અવલોકનો સગ્રહાયેલા છે લીલાં સૂકાં પાન, શુક્રતારક, ઋગ્વેદકાળનુ જીવન અને સસ્કૃતિ, ગુજરાતી સાહિત્યની રૂપરેખા વગેરે થયા છે તંત્રી તરીકે પણ તે કુશળ છે

## કવિ શ્રી ઠાકોરલાલ ચોકસી

જન્મે વૈષ્ણવ વણિક છે મુ મબઇ યુનિ ના સમાજ શાસ્ત્રના પારસી અધ્યાપક ડૉ નૌશીરવાન ચૂથીએ 'ગુજરાતના વૈષ્ણવો' સ બ ધી અ ગ્રેજીમા મહાનિબ ધ લખ્યો, અને ૧૯૩૫મા પ્રગટ કર્યો આ કાર્યમા શ્રી ચોકસીની કિમતી સહાયનો નિર્દેશ કરેલો છે

કવિ તરીકે તેમની અનેક કૃતિઓ છૂટક છપાઇ છે હજી તેનો સ ગ્રહ થવાનો બાકી છે

હાલમા તેઓ વડોદરાના દૈનિક 'લોકસત્તા' ના ત ત્રી વિભાગના કામ કરે છે તેમનુ એક સોનેટ 'ચાદામામા' ૧૯૩૨ મા પ્રો મ જુલાલ મજમુદાર સ પાદિત 'સાહિત્ય પરિચય'મા લીધુ છે તે કુમાર આમો ૧૯૮૮ (૧૯૪૨) મા છપાયું છે

ચ દ્રનો ઉપગ્રહ પૃથ્વીના ભાઇ તરીકે ગણાય છે. સમુદ્રમ થન થતા પહેલા ચ દ્ર સમુદ્રમા હતો. વરાહ અવતારમા, હિરણ્યાક્ષે પૃથ્વીને સાગરમા સ તાડી હતી. તે વખતે ભાઇ અને બહેન તરીકે ચ દ્ર અને પૃથ્વી બેમા રહ્યા હતા પૃથ્વીના સ તાનોનો તેથી ચ દ્ર મામો કહેવાય છે "સહોદર રમ્યા, જલધિ અ તરે પ્રેમથી, બની જુગન જોડલી, દયિતબ ધુ બહેના તણી, કલા સકલ ઇશની પૃથિવીનો પ્રભનાન થૈ, અને જગતમાતનો, ધવલચ દ્ર 'મામો' બન્યો।'

## હીરાલાલ પૂ જાલાલ ચોકસી

જન્મવર્ષ ૧૯૨૯ જન્મ સ્થળ વતન પ ચમહાલ જિલ્લાનુ કડાણ ગામ છે જ્ઞાતિએ સુવર્ણકાર છે માતાપિતા સ સ્કારી હતા

પ્રાથમિક શિક્ષણ ગામમા માધ્યમિક શિક્ષણ વડોદરા લીધુ છે તેમણે કોલેજ કાળમા સ્કોલરશીપ ને પ્રાઇઝ મેળવ્યા છે તેમ જ એમ એ. અને પીએચ ડી ની પદવીઓ પ્રાપ્ત કરી છે

વ્યવસાયમા હાલ તેઓ અહી કોમર્સ ફેકલ્ટીમા અર્થશાસ્ત્રના રીડર તરીકે સેવા આપે છે

સાહિત્યમા પ્રવેશ તેમણે હાઇસ્કુલ જીવનથી કર્યો છે તે કાવ્યો ને લેખો લખતા તે કોલેજના મેગેઝી નમા પ્રસિદ્ધ થયા છે અર્થશાસ્ત્રમા પડવાથી કા વ્ય સર્જનમા ઓટ આવી તેમને મુખ્ય રસ સ શોધન ક્ષેત્રે છે. ૧૫ ઉપરાંત લેખો પ્રસિદ્ધ થયા છે તેમના નાણાકીય મમરવાઓ, નીતિ તેમજ તેમના ભાવિ વિષે દળદાર ગ્ર થ લખ્યો છે, તેમજ એવો જ બીજો એક ગ્ર થ તૈયાર કર્યો છે

## કવિશ્રી સુંદરલાલ પરીખ

વડોદરાના દસાનાગર જ્ઞાતિમા જન્મેલા સુ દર લાલનુ શિક્ષણ વડોદરામા જ થયુ છે મેટ્રિક થયા પછી મહારાણી ગર્લ્સ સ્કુલમા તે શિક્ષક તરીકે જોડાયા તે વખતે કન્યા કેળવણીની શરૂઆત હોવાથી સ સ્કારી અને સુખી કુટુ બની છોકરીઓ જ હાઇ-સ્કુલનુ શિક્ષણ લેવા આવતી

વડોદરાના દીવાન સર મનુભાઇ મહેતાના સ તાનોના એ ખૂબ લોકપ્રિય શિક્ષક હતા સુ દરલાલ સારી કવિતા રચી શકતા શાળાના મેળાવડાઓ પ્રસ ગે તેમને ગીતો રચવાનો પ્રસ ગ મળતો

'કુમળી વયનુ નદનવન, એ શાળા એક ગણાય ' તથા ' અહો એ સ ત તણા દર્શન, કરે એ જન અ તર પાવન ' જેવા શાસ્ત્રીય સ ગીતની છાટવાળા ગીતોમા સારી કવિતા પણ જોવા મળે છે

પ્રકાશન 'સૂર્યમુખી' નામે તેમનો કાવ્યસ ગ્રહ ૧૯૫૦મા પ્રગટ થયો છે,

## સ્વ. ચિમનલાલ દેસાઇ–ડભોઈવાળા

જન્મ વર્ષ ૧૮૯૮ જન્મ સ્થળ વતન ડભોઇ જ્ઞાતિએ લાડ વણિક હતા અ ગ્રેજી ધો ૧૦ સુધી અભ્યાસ કર્યો હતો તેમને અ ગ્રેજી, ગુજરાતી સ સ્કૃત અને હિન્દી ભાષાનુ સારું જ્ઞાન હતુ

એમનુ જીવન સામાજિક કાર્યકર તરીકેનુ હતુ તેમણે રાજકીય, સામાજિક, ધાર્મિક અને સાહિત્યિક પ્રવૃત્તિઓમા રસપૂર્વક કામ કર્યું હતુ વડોદરા રાજ્યના પ્રા શિક્ષકોના સ ઘના તેઓ પ્રમુખ હતા

તે ભક્ત કવિ દયારામભાઇના સાહિત્યના ઊ ડા અભ્યાસી હતા સાહિત્યકારોને ડભોઇને આગણે અનેક વાર આમ ત્ર્યા હતા દયારામના જેટલા સ્મારકો છે તે દરેકમા તે સ કળાયેલા હતા સાહિત્ય

વિષયક સંમેલનો પણ તેમણે યોજેલાં તેમને 'સાહિત્યભૂષણ'ની પદવી મળેલી.

૧૯૫૭-૫૮ સુધી તેમણે 'પુનવસુ' માસિકનું તંત્રીપદ સંભાળ્યું હતું, તેમ જ નવભારત અને નવગુજરાતના તંત્રીમંડળમાં પણ કામ કર્યું હતું.

તેમના લેખો માસિકો, સામયિકો અને વર્તમાનપત્રોમાં અવારનવાર પ્રસિદ્ધ થતા હતા. ઈ. સ. ૧૯૫૯માં તેમનું અવસાન થયું.

## પ્રો. હર્ષદરાય લક્ષ્મીદાસ ધોળકિયા

જ્ઞાતિ. કપોળ વાણિયા. શિક્ષણ બી.એ.,એમ.કોમ પી એચ.ડી એ વ્યવસાયમાં. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીની કો. કોલેજના પ્રાધ્યાપક તરીકે સેવા આપે છે.

અભ્યાસ, અધ્યયન, મનન અને લેખન પ્રત્યે રુચિ છે. વિદ્યાર્થી જીવનકાળથી લેખનકાર્યમાં પ્રવેશ કરેલો છે. પ્રકાશન-રતું અર્થશાસ્ત્ર.

## શ્રી હૃષિકેશ દુર્ગેશ્વર ત્રિવેદી

જન્મ વર્ષ ૧૯૦૭. જન્મ સ્થળ : વતન, પેટલાદ. જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. તેમના પિતા દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી ચરોતરમાં સર્વ પ્રથમ ગ્રેજ્યુએટ હતા. તે સંસ્કૃત અને આધ્યાત્મિક સાહિત્યના વિદ્વાન હતા.

શ્રી ત્રિવેદીએ તેમનાં સંતાનોને પણ સારું ઉચ્ચ શિક્ષણ આપ્યું છે. તેમણે બી એસ.સી, એલ.એલ બી સુધી શિક્ષણ લીધું છે. વ્યવસાય વકીલાતનો હતો ગુજરાત સાહિત્ય સભાની પરીક્ષાઓ પસાર કરી છે.

પ્રકાશનો, નિબંધો, જૂની ગુજરાતી, સાહિત્ય અને જીવનમાં નવલકથાનું સ્થાન વગેરે 'સાહિત્ય'માં ૧૯૩૧ને ૧૯૨૮માં પ્રગટ થયા છે.

## સ્વ. ડૉ. દુર્વાસા કેશવજી શુકલ

જન્મ વર્ષ ઇ.સ. ૧૯૨૪. જન્મસ્થળ વતન જૂનાગઢ. જ્ઞાતિએ બ્રાહ્મણ હતા. પિતાજી વડોદરા રાજ્યમા નોકરી કરતા હતા. તેથી તેમણે ઉચ્ચ શિક્ષણ વડોદરાથી મેળવ્યું હતું. તેમનાં માતાપિતા સંસ્કારી હતાં.

તેમણે બી.એ. ઓનર્સ મુંબઈથી તેમજ એમ.એ. અને પી એચ ડી ની ઉપાધિઓ મ. સ યુનિ વડોદરાથી પ્રાપ્ત કરી છે. વ્યવસાયમાં ફેકલ્ટી ઓફ કોમર્સમાં અર્થશાસ્ત્ર વિભાગમાં રીડર તરીકે કામ કર્યું હતુ.

પ્રકાશનો. મોનેટરી ઇકોનોમીકસ અને બિઝનેસ સાઇકલ એનાલિસીસ. તે બિન્દુ પબ્લિશીંગ હાઉસ અને ઇન્ડિયા પબ્લિશીંગ હાઉસ વડોદરાએ પ્રગટ કર્યાં છે.

આ ઉપરાંત આયોજન વિકાસ અને નાણાંકીય અર્થશાસ્ત્રના વિષયો ઉપરના ઘણા લેખો જુદા જુદા સામયિકોમાં પ્રગટ થયા છે.

## શ્રી દિનેશકુમાર વિષ્ણુપ્રસાદ જાની

જન્મવર્ષ ૧૯૪૬. જન્મસ્થળ વતન વડોદરા. જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે. પિતાશ્રી વિષ્ણુપ્રસાદ જાની સાહિત્ય ક્ષેત્રે જાણીતા છે. તેમના સંસ્કાર તેમનામાં ઊતર્યા છે.

શિક્ષણ. પ્રાથમિક, માધ્યમિક ને ઉચ્ચ શિક્ષણ વડોદરામાં લીધુ છે. બી એ. આર્કયોલોજી સાથે પ્રથમ વર્ગમાં પાસ થયા છે. હાલમાં એમ એ.ના બીજા વર્ષમાં અભ્યાસ કરે છે

પ્રવેશ વિદ્યાર્થી જીવનથી જ સાહિત્ય, કલા અને સંશોધન ઉપર લેખો પ્રગટ કરે છે. સ્થાનિક વર્તમાનપત્રો, તેમજ રંગતરંગ અને દીપોત્સવી અંકો ને અન્ય સામાયિકોમાં વિવેચનો, લેખો, તેમજ ક્રિકેટ ને ફિલ્મી સિતારા સંબંધે પણ લખે છે. હિંદી અને ઉર્દૂ ભાષાનું જ્ઞાન ધરાવે છે.

## શ્રી નટવરલાલ ચીમનલાલ દેસાઈ

એમ એ.,ટી.ડી., કોવિદ

જન્મવર્ષ. ૧૯૨૭. વતન જન્મસ્થળ ડભોઈ. હાલ વડોદરાને વતન બનાવ્યું છે. શિક્ષણમાં વડોદરાથી તે સંસ્કૃત અને ગુજરાતી વિષયો સાથે બી.એ. (પ્રથમ વર્ગ) અને એમ.એ. દ્વિતીય વર્ગમાં

ઉત્તીર્ણ થયા છે. રાષ્ટ્રભાષા વર્ધાની 'કોવિદ'મા ૧૯૫૧મા વડોદરા કેન્દ્રમા પ્રથમ આવ્યા હતા

વ્યવસાયમા હાઇસ્કુલમા શિક્ષકની નોકરી કરી ૧૯૫૮થી મ સ વિશ્વવિદ્યાલયના ગુજરાતી વિભાગમા પ્રાધ્યાપક તરીકે કામ કરે છે

ડભોઇ દયારામ સાહિત્ય સભાના મત્રી હતા દયારામ સાહિત્યના પ્રેમી છે ગુજરાતી, અ ગ્રેજી, હિ દી અને સ સ્કૃત ભાષાનુ સારુ જ્ઞાન ધરાવે છે

ગુજરાતી સાહિત્ય પરિષદ સચાલિત 'આસ્વાદ' તેમજ 'સ સ્કાર પરીક્ષાના વડોદરા કેન્દ્રના તે સાત વર્ષથી વ્યવસ્થાપક છે

ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા તેમના કેટલાયે લેખો માસિકો, સાપ્તાહિકો અને અખબારોમા પ્રસિદ્ધ થયા છે

## કવિ શ્રી મનુભાઈ રણછોડભાઈ રાવ

જન્મસ્થળ રસુનાગામ તા વાઘોડિયા છે. હાલમા વન પ્રવેશમા છે જ્ઞાતિએ તે બ્રાહ્મણ છે સાહિત્યના સ સ્કાર તેમને પિતા તરફથી મળ્યા છે રાવ એ તેમનો ખિતાબ છે

શિક્ષણ વડોદરામા પી ટી સી થયેના છે તે ઉપરાત મોન્ટેસોરી ટ્રેઇન્ડ તેમજ મુ બઇ હિન્દી વિદ્યાપીઠના ભાષારત્ન છે

વ્યવસાયમા પ દર વર્ષથી શિક્ષણ ક્ષેત્રે કામ કરે છે હાલમા તે મુ બઇની એક હાઇસ્કુલમા ભાષાના શિક્ષક તરીકે સેવા આપે છે

પ્રમાણનો મનુ કાવ્ય વાણી, બ ઝરી, સ દેશા એ એમની કૃતિઓ છે પાચેક વર્ષ પ્રેસ ચલાવેલુ બાલકનૈયો માસિક ૧૧ વર્ષ ચલાવ્યુ હતુ

## શ્રી જશભાઈ ચુનીભાઈ જાદવ

જન્મવર્ષ ૧૯૪૩ જન્મસ્થળ વતન મજુગર તા સાવલી જિલ્લો વડોદરા છે જ્ઞાતિએ હિ દુ ક્ષત્રિય પિતા ખેતીનો વ્યવસાય કરે છે

અભ્યાસ મજુસર મોખડા, ભાદરવા, અમદાવાદ ને વડોદરા શહેરને ધો ૧૦ સુધી કર્યો છે

વ્યવસાયમા પણ વિવિધ જગોએ નોકરી કરી હાલમા વડોદરા મ્યુનિ. કોર્પોરેશનમા ટાઉન પ્લાનિગ શાખામા ટ્રેસર તરીકે કામ કરે છે

સાહિત્યમા પ્રવેશ ૧૯૬૨-૬૩થી સામાયિકો ને અખબારોમા નાની વાર્તાઓ અને પ્રવાસ વર્ણનના લેખોથી કર્યો છે

સાહિત્ય પ્રત્યે સારો રસ ધરાવે છે તેમના અક્ષરો છાપેના હોય તેવા હોય છે તેમના લેખો સામાયિકોમા વડોદરા અને અન્યત્ર પ્રગટ થયા છે

## શ્રી અમૃતલાલ કૃષ્ણરામ દવે

જન્મ વર્ષ ૪ સ ૧૮૮૮ જન્મ સ્થળ, વતન વડોદરા જ્ઞાતિએ ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ છે પિતાનો વ્યવસાય ખેતીવાડીનો હતો તેમણે પ્રાથમિક શાળાનુ શિક્ષણ લીધુ છે સ તસાહિત્યનો સારો અભ્યાસ કર્યો છે વ્યવસાય કથાકાર અને સમાજ સેવાનો છે.

અન્ય સર્જનમા તેમનો ફાળો છે 'પ્રણવસિદ્ધાન્ત' "અમરત સાગર," "સાખીગ્ર થ" ચોસરા, "જ્ઞાન ગીતા" "સિદ્ધાન્ત બાવની," "અગાધબોધ," "પ ચમસ્વસનવેદ" જેવા બીજા પણ સ પાદિત ગ્ર થો છે

અઢારમી સદીના સ તકવિ કરૂણાસાગરના કાવ્યગ્ર થોની તેમણે સટીક ટિપ્પણી લખીને બ્રહ્મજ્ઞાનને સરળ બનાવ્યુ છે કવિના ગૂઢ રહસ્યો ઉપર વિસ્તૃત અર્થદર્શન કર્યુ છે આમ ભક્તિ સાહિત્યમા ફાળો ગણના પાત્ર છે

## (સ્વ) વિષ્ણુપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ

બી એ એલ એલ બી

જન્મ વર્ષ ઇ સ ૧૮૮૭ જન્મ સ્થળ, વતન વડોદરા જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે પિતા હરિપ્રસાદ દેસાઇ વડોદરાની ડિસ્ટ્રિક્ટ કોર્ટના સરકારી વકીલપદે હતા, એમને તેમનુ બધુ શિક્ષણ વડોદરામા થયુ શિક્ષણમા પિતાનો વકીલાતનો વ્યવસાય કરતા માટે બી એ એલ એલ બી થયા, પરતુ એમના જીવનનુ નાવ બીજી વટેશ તરફ તણાયુ જે પછીથી એમના જીવનનો રાજમાર્ગ બની ગયુ

વ્યાયામની તરવાની તથા ઘોડેસવારીની તાલીમ તેમના પિતાની વિશાળ દષ્ટિને લીધે તેમને પ્રાપ્ત કરવાની તક મળી હતી સ્વભાવે ગમ્મતી અને રમુજી તો હતા જ.

બરોડા કૉલેજમાં ભજવાતાં અનેક નાટકોમા તેમણે સફળ ભૂમિકા ભજવેલી પરંતુ તેમના જીવનને રંગી દેનાર એ લક્ષણ શિરમોર થશે, એવી કલ્પના કોઈનેય નહોતી.

વિષ્ણુપ્રસાદના પિતાનું ૧૯૨૦ મા બ્યડ હેમરેજથી અકસ્માત મૃત્યુ થયું કુટુમ્બની ઊંચી આશાઓ પડી ભાગી તેમણે વકીલાતની પદવી મેળવી હતી પણ તેમનો જીવનપથ બદલાઇ ગયો બીજા ક્ષેત્રમા જ તણાયા

મુબઇની ઓમ્મે ટોળીઝના સંસ્કારી તથા વિચક્ષણ નિર્માતા શ્રી સુધાંશુ રાય તથા દેવીકારાણીએ તેમનામા રહેલી અભિનયક્ષમતા નિહાળી અને તેમને ચિત્રપટ પર ચમકાવ્યા

ચલ ચન રે નવજવાન, કંગન, બંધન, અંદાઝ, કિસ્મત, અનઝાન તથા ખિડકી વગેરેમા વી એચ દેસાઇની ભૂમિકાઓ શિષ્ટ સમાજમા જનતાપ્રિય બની હતી

સંસ્કારથી મઘમઘતા આ ચિત્રપટ નાટકોમા ‘અનઝાન’ માના વૃદ્ધ નોકર ‘બસી’ ની ભૂમિકા ભજવનાર વી એચ દેસાઇ તે ચિત્રનું મુખ્ય આકર્ષણ બન્યા હતા તેમા અભિનયકલાની ઊંડી સમજદારી હતી ચિત્રના રસને જગાવવામા તથા તેને જાળવી રાખવામા તેમની સ્વાભાવિક કલા ખાની ઊંડી હતી

શ્રી દેસાઇની ખૂબ આશાસ્પદ કારકિર્દી દમના વ્યાધિને લીધે અકાળે અટકી પડી તેમનું જુવાન વયે અવસાન થયું

## ડૉ. લોમેશપ્રસાદ હરિપ્રસાદ દેસાઇ

એમ બી બી એસ

જન્મ વર્ષ ઇ સ ૧૮૯૯, જન્મ સ્થળ વતન, વડોદરા જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે સ્વ હરિપ્રસાદ દેસાઇ ડૉ. લોમેશપ્રસાદના પિતા થાય એલ એલ બી થતા પહેલા ‘અરૂણોદય’ નામના સાહિત્ય માસિકના સંપાદક હતા તે પછીથી વડોદરાની ડિસ્ટ્રિક્ટ કોર્ટમા સરકારી વકીલપદે હતા તેમના સૌમ્ય સંસ્કારો પુત્રોએ ઝીલ્યા છે

શ્રી લોમેશભાઇએ પહેલે પહેલે વર્ષે બધી કેળવણી પતાવી ઇ સ ૧૯૨૨ મા એમ. બી બી એસ થયા છે, અને વડોદરામા પ્રેક્ટીસ કરે છે

મુંબઇની મેડીકલ કૉલેજમા વર્ષો દરમ્યાન તેમનો લેખન તથા અભિનયનો શોખ વધતો ગયો તેમણે પાઠ લખ્યા અને સફળતા પૂર્વક ભજવ્યા પણ ખરા તેમના બહેન સૌ. ચૈતન્યબાળાનો સાહિત્ય પ્રેમ આ અરસામા પ્રગટ થયેલો હતો

તેમના મોટા ભાઇ વિષ્ણુપ્રસાદ દેસાઇ જેઓ બોમ્બે ટોકીઝના પ્રસિદ્ધ હાસ્યનટ વી એચ દેસાઇ તરીકે હિંદભરમાં જાણીતા થયા તેમનો શોખ શ્રી લોમેશભાઇમા પણ પ્રતીત થયો

તેમનો એક હળવો નિબંધ ‘કરકસર’ ગુજરાતી સાહિત્ય પરિચય (સ પ્રો મ મ ૧૯૩૧) મા લેવાયો છે જે લોકાભિમુખ હતો કરકસર કરવામા યોગ્ય વિવેક ન રહે તો સોંઘી દેખાતી વસ્તુ કેવી બધી મોંઘી થઇ પડે છે તે સંબંધી આ દષ્ટાંતથી સભર નિબંધિકા સુવાચ્ય બની છે.

અભિનય ક્ષેત્રમા તેમણે એક સળંગ નાટક ‘કલાગરો કંથ’મા પત્નીથી દબાયેલા એવા મુખ્ય પાત્રનો પાઠ ભજવ્યો હતો

તેમને રમુજી લેખો વાર્તાઓ અને નાના લેખો લખવામા પ્રેમ છે કૉલેજના મેગેઝીનોમા અને અન્ય સામાયિકોમા તેમના સર્જનો પ્રગટ થયેલા છે તેઓ કાવ્યો પણ રચે છે

અખિલ ભારતીય મેડીકલ કૉન્ફરન્સના સોવીનેરમા (સ્મૃતિગ્રંથમા) તેમનું એક કાવ્ય અંગ્રેજીમાં છપાયું છે

તેમને સંગીતકલાનો ખૂબ શોખ છે ઉસ્તાદ ફૈયાઝખાન સાથે તેઓ એ રીતે તેમના પરિચયમા આવેલા શાસ્ત્રીય અને સુગમ સંગીત પ્રિય છે

'જ્ઞાનગીતા નરહરિકૃત તથા અખાકૃત અનુભવબિંદુ'ના શાસ્ત્રીય સંપાદનો તેમણે કરેલાં છે

ફાર્બસ શતાબ્દી અંકનુ સંપાદન પણ તેમણે જ કરેલુ છે તેમ જ મીરાંનાં પદોનુ સંપૂર્ણ સંપાદન તેમણે કરેલું છે

પ્રેમાનંદ સાહિત્યસભા તરફથી થયેલી સર મનુભાઇ ઇનામી નિબંધ હરીફાઇમા "પ્રેમાનંદ અને નાગમળના સમયનુ ગુજરાત" આ વિષયના નિબંધ માટે સભા તરફથી તેમને પારિતોષિક મળેલું આ નિબંધ ફાર્બસ સભા ત્રૈમાસિકમા પ્રસિદ્ધ થયેલો છે

## સ્વ નાનાભાઇ ઉર્ફે ધ્રુવજીભાઇ ચંદ્રશેખર દીવાનજી

જન્મ વર્ષ વિ સ ૧૮૮૨ જન્મ સ્થળ વતન સુરત જ્ઞાતિયે વડનગરા નાગર ગૃહસ્થ છે તેમના પિતા ભરુચ હાઇસ્કુલમાં આસિ હેડમાસ્તર હતા તેમને એક ભાઇ અને બે બહેન હતી એમના લઘુબંધુનુ નામ સ્વ પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી હતુ તે એમ એ એલ એલ એમ હતા અને વેદાંત અને સંસ્કૃતના પ્રખર અભ્યાસી હતા. તેમના એક પુત્ર નામે યોગેન્દ્ર ખાનગી પ્રેક્ટીસ વડોદરામા કરે છે જે એમ બી બી એસ થયેલા છે

શ્રી નાનાભાઇ અંડર ગ્રેજ્યુટ હતા તેમણે સ્વ શ્રી બોર્ડનના હાથ નીચે લાયબ્રેરી સાયન્સની તાલીમ ૧૯૧૨ મા લીધી હતી અને તે પછી વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીમા ફરતી પુસ્તકાલય શાખામાં સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે સેવા આપી હતી વડોદરા પુસ્તકાલય મંડળની સ્થાપનામા ભાગ ભજવેલો અને 'પુસ્તકાલય' માસિકના તંત્રી તરીકે પણ ઘણાં વર્ષો સુધી સેવા આપી હતી તેઓ પુસ્તકોના વર્ગીકરણની બાબતમા તેના કાર્ડ અને કેટલોગ રાખવાની ઉચ્ચ પ્રકારની પદ્ધતિના સમર્થ નિષ્ણાત ગણાતા હતા

૧૯૨૧–૨૨ મા ગવર્નમેન્ટ કોલેજ અજમેરમા ગ્રંથપાલ તરીકે ફરજ બજાવી હતી. સને ૧૯૨૩–૨૪ મા મુંબઇની સીડનહામ કોલેજ ઓફ કોમર્સમા ગ્રંથપાલ તરીકે સેવા આપી હતી અને લેન્ડીગ સેકશનના ગ્રંથપાલ પદેથી ૧૯૪૦ મા નિવૃત્ત થયા તેમણે પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રી તરીકે પણ સેવા બજાવી છે

વિ સ ૧૯૮૭ મા તેમનો સ્વર્ગવાસ થયો

## શ્રી મણિલાલ હીરાલાલ શાહ

જન્મ વર્ષ વિ સ ૧૯૧૩ જન્મ સ્થાન વતન કરજણ જિલ્લો વડોદરા જ્ઞાતિએ ખડાયતા વણિક છે અભ્યાસ સયાજી હાઇસ્કૂલ ને વડોદરા કોલેજમા કર્યો છે બી એ અને એમ એ ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લઇને ઉત્તીર્ણ થયા છે

વ્યવસાયમા પ્રથમ શ્રોફ મેમોરિયલ હાઇસ્કૂલમા શિક્ષક હતા પછીથી વડોદરા રાજ્યના પ્રકાશન ખાતામાં મદદનીશ પ્રકાશન અધિકારી હતા મુંબઇ રાજ્યમા નાયબ માહિતી સંચાલક તરીકે તે પછીથી ૧૯૬૦ થી ગુજરાત રાજ્યના માહિતી સંચાલક અને પ્રવાસ ખાતાના સંચાલક તરીકે સેવા આપે છે

શ્રી રમણલાલ દેસાઇ સાથે કામ કરતાં સાહિત્યનો વિશેષ રસ જાગ્યો પ્રકાશક ભારત દેશ ને ગ્રેટ બ્રિટનના બંધારણો, વડોદરા રાજ્ય અને બ્રિટિશ રાજ્યના મહેસુલના દરો વિષે નિબંધ, ગામડાના ઉદ્યોગો, સહકાર ને ગ્રામોન્નતિની પુસ્તિકાઓ પ્રસિધ્ધ થઇ છે ભારત અને ઇંગ્લેંડનો ઇતિહાસ પ્રસિધ્ધ થયા છે,

ગુજરાતી અને અંગ્રેજી દૈનિક અને સામાયિકોમા તેમ જ દીપોત્સવી અંકોમા અર્થકારણ, ઇતિહાસ અને દેશના વિકાસ અંગેના લેખો તથા નવલિકાઓ અને વાર્તાઓ પ્રસિધ્ધ થઇ છે ગુજરાતીઓ અને ગુજરાતી સાહિત્ય પ્રત્યે તેમને સારો પ્રેમ છે ગુજરાતી સાહિત્યને પ્રોત્સાહન મળે એ એમને ખૂબ ગમે છે

## શ્રી વિજયભાઈ ઉમેદરામ ઝવેરી

જન્મ વર્ષ વિ સ ૧૯૨૭ જન્મ સ્થળ વતન વડોદરા જ્ઞાતિએ તેઓ શ્રીમાળી વાણિયા છે માતાપિતા ધાર્મિક અને સરકારી હતા શિક્ષણ વડોદરામા મેટ્રીક સુધી લીધુ છે.

વિદ્યાર્થી અભ્યાસથી જ સાહિત્ય, વાચન મનનનો રસ રહેલો છે ધાર્મિક સાહિત્ય પ્રત્યે વિશેષ અભિરુચી રહે છે

વ્યવસાયમા વડોદરાથી પ્રગટ થતા અને ગુજરાતમાં જાણીતા માસિક "વીણેના મોતી" મા કામ કરે છે તેમા સપાદક તરીકે પણ કામ કરે છે

સ્વ શ્રી રવિશકર ન પાઠકના પ્રગટ થયેલા પુસ્તક જ્ઞાનજ્યોતિ ભા ૧, ૨, ૩, ૪ તેમ જ ગીતા બસરી, રામકૃષ્ણ ચરિતામૃત વગેરે પ્રકાશનોમા તેમનો જ વિશેષ સહયોગ રહેલો છે. તેમ જ વીણેલા મોતીની ભેટો વગેરેમા પણ તેમનો સહયોગ રહેલો છે

સાહિત્ય પ્રત્યે વિશેષ રસ હોવાને કારણે જ તેઓ આ કાર્ય કરી રહ્યા છે તે અલિપ્ત' નામથી વીણેના મોતી' મા લેખો લખે છે, તેમ જ અન્ય સાહિત્ય પણ લખેલુ છે

## સ્વ. શ્રી ચુનીલાલ ગોવિંદરામ પંડયા (વ્યાસજી)–માણભટ્ટ કીર્તનકાર

જન્મ વર્ષ સવત ૧૯૩૮ ઇ સ ૧૮૮૨. વતન વડોદરા જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ નાની વયમા મા બાપનુ સુખ ગુમાવ્યુ ફોઇના કાશીમાને ત્યા ઊછર્યા તેમણે ગુજરાતીનો સાધારણ અભ્યાસ કર્યો તેમના ગુરુ અમદાવાદવાળા શ્રી લલ્લુરામ બાપુરામ ઓઝા હતા કથા માટે વડોદરા આવેલા. તેમની સાથે તે કથાકીર્તન કરતા શીખ્યા માણ ગાગર સાથે મહાભારત–રામાયણની કથા કરતા. તેમની કથા કરવાની આગવી શૈલીએ ભક્તવૃંદ આકર્ષાતા કથા કરવા તે ભરુચ, સુરત મુબઇ, અમદાવાદ જેવા સ્થળોએ જતા વડોદરાની તો એક એક શેરી ચુનીલાલ વ્યાસજીથી પરિચિત છે તેમનો વ્યવસાય માણભટ્ટનો હતો. તે દ્વારા લોકશિક્ષણ આપવાનુ કાર્ય કર્યુ છે પ્રકાશનો મહાભારતનો સાગર રસીની વાણી) ઇ. સ ૧૯૨૧ મા ગુરુની યાદમા પ્રગટ કર્યુ ઉપરાંત રસીલી વાણી ભાગ ૨, સત્યસ્વરૂપ હરિશ્ચદ્રનો આખ્યાયિકા, સુરતા આખ્યાન, બૃહન્નારદીય પુરાણ, પુરુષોત્તમ માસની કથા વગેરે છે તેના વડે જનતાને ધાર્મિક સસ્કારો આપ્યા છે

અવસાન ઇ સ ૧૯૪૮ મા થયુ

## શ્રી ગજેન્દ્રભાઇ કનૈયાલાલ મહેતા

જન્મ વર્ષ ઇ સ ૧૯૨૩ જન્મ સ્થળ વતન ડભોઇ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ છે

સાહિત્યકાર સ્વ પ્રિયવદન બક્ષી તેમના મસિયાઇ ભાઇ હતા તેમના પત્ની અ સૌ અનિતાબહેન મહેતા પણ લેખિકા છે

શિક્ષણમા મુબઇ યુનિવર્સિટીના મેટ્રીક્યુલેટ છે તેઓ વડોદરા જિલ્લા ટ્રેઝરીમા આસિસ્ટટ એકાઉન્ટન્ટ તરીકે સર્વિસ કરે છે

સાહિત્યમા પ્રવેશ સન ૧૯૩૯ મા પ્રથમ બાળસાહિત્યનુ લેખન બાદમા મૌલિક વાર્તા, નવલિકા, નાટિકા, ત્રિઅકી નાટકો અને ગીતોનુ સર્જન કર્યુ છે

પ્રકાશનોમા તેમની નવલિકાઓ, હાસ્ય રસિક નાટિકાઓ બાળરૂપકો કટાક્ષિકાઓ વગેરે સાહિત્ય માસિકોમા વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થયુ છે ને થાય છે. ત્રિઅકી ભજવાય તેવા નાટકો પણ લખ્યા છે

આકાશવાણી પરથી તેમના ઘણા રૂપકો ને હાસ્યરૂપકોનુ પ્રસારણ થયુ છે પ્રેમાનંદ સાહિત્ય સભાના ૧૯૫૯ થી ૬૦ સુધી બે વર્ષ મત્રી તરીકે તેમણે સેવાઓ આપી છે

## શ્રી ધાર્મિકલાલ ચુનીલાલ પંડયા કીર્તનકાર, સગીતવિશારદ

જન્મ વર્ષ ઇ સ ૧૯૩૨ જન્મ સ્થળ વતન વડોદરા જ્ઞાતિએ તે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે તેમના પિતા માણભટ્ટ કીર્તનકાર હતા તેમનો વારસો તેમણે સભાળી લીધો છે શિક્ષણ અગ્રેજી ધો ૬ પાસ કરી મ સ યુનિ ની સગીત વિશારદની પદવી મેળવી છે સસ્કૃત અગ્રેજી હિદી સાહિત્ય અને ભક્તિસાહિત્યમા સારો રસ ધરાવે છે

પણ બાળકો માટેના કાર્યક્રમોમાં ભાગ લે છે.

અમદાવાદમાં 'નૃત્યભારતી' માં શ્રીમતી ઇલાક્ષી ઠાકોર પાસેથી ભરતનાટ્યમની શાસ્ત્રીય તાલીમ પૂરી કરી છે. તેમનું આરંગેત્રલ ૧૯૭૦ માં યોજાયેલું. તે પ્રસંગે ગુજરાતના તત્કાલિન મુખ્ય મંત્રી શ્રી હિતેન્દ્રભાઇ દેસાઇ, સદ્. મંત્રી શ્રી ઠાકોરભાઇ દેસાઇ તથા શિક્ષણ મંત્રી શ્રી ગોરધનદાસ ચોખાવાળા પણ ઉપસ્થિત હતા. 'ગુંજન' નાં સભ્ય હોઇ રાસગરબામાં રસ છે ને પારિતોષિકો મેળવ્યાં છે.

ગાંધર્વ મહાવિદ્યાલયની સંગીતની ત્રણ પરીક્ષાઓ આપી છે. બાલજીવન અને બાલસામાયિકોમાં તેમની બાલવાર્તાઓ પ્રગટ થઇ છે. સાહિત્ય અને કલા પ્રત્યે સારો રસ ધરાવે છે

## કુ. સુભદ્રાબહેન લોમેશપ્રસાદ દેસાઈ

જન્મ વર્ષ ઇ સ. ૧૯૪૬. જન્મ સ્થળ વતન વડોદરા. જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. પિતા લોમેશભાઇ પાસેથી સંગીત કલાક્ષેત્રે તાલીમ લીધી છે. શિક્ષણ મ સ. યુનિ. લિંગ્વીસ્ટીક ફર્સ્ટ ક્લાસ એમ એ છે. સાથે સંગીતના શિક્ષણ ક્ષેત્રે ૧૭ વર્ષની નાની વયે ડીપ્લોમા પ્રાપ્ત કર્યો છે.

આગ્રા ઘરાણાના સંગીતજ્ઞો પાસેથી તેમ જ પિતા પાસેથી સુંદર સંગીત શિક્ષણ મેળવ્યું છે.

એમ. એમ. પટેલ ઇન્સ્ટીટ્યુટમાં લેક્ચરર તરીકે વલ્લભવિદ્યાનગર આણંદ તેમ જ વડોદરા ખાતે રીસર્ચ કામ પણ કરેલું છે. હાલમાં પીએચ ડી. નો ઉચ્ચ અભ્યાસ કરે છે.

સંગીતના ક્ષેત્રે તે ખૂબ જાણીતાં છે. શાસ્ત્રીય સંગીત પ્રિય વિષય છે. તેના કાર્યક્રમો તેમણે અમદાવાદ, સુરત, ભરૂચ, મુંબઇ ઉમરેઠ જેવાં સ્થળોએ આપ્યા છે; અને અનેક નવાં આમંત્રણો મળતાં જ જાય છે.

પિતાજી સાથે મહાકવિ પ્રેમાનંદ રચિત 'સુદામા-ચરિત્ર' તેમણે સંગીત રૂપકમાં આલેખ્યું છે, અને તે પ્રેમાનંદ સાહિત્ય સભામાં સંયોગાનુસાર ભજવવામાં આવનાર છે.

## શ્રી અ. સૌ. અનિલાબહેન ગજેન્દ્રભાઇ મહેતા

જન્મ વર્ષ ઇ સ. ૧૯૩૬. જન્મ સ્થળ વતન, ડભોઇ, જિલ્લો વડોદરા, જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ છે. પતિ શ્રી ગજેન્દ્ર મહેતાના સાહિત્ય પ્રેમને પરિણામે તેમણે પણ પ્રવૃત્તિમાં રસ લીધો. અભ્યાસ ધો. આઠ સુધીનો છે. વ્યવસાય ઘરકામ, ભરત ગુંથણ અને વાચન લેખનનો છે,

૧૯૪૯-૫૦ થી તેમણે સાહિત્યમાં નવલિકા ને ગીતો વગેરે લખવા માંડ્યું; અને તે સર્જન 'ગુણસુંદરી', 'સ્ત્રીબોધ' વગેરેમાં પ્રગટ થયાં છે.

બાળસાહિત્યમાં ગીતો તથા વાર્તાઓ લખી છે. સ્વ. શ્રી પ્રિયવદન બક્ષી સાહિત્ય સ્મારક સમિતિ ડભોઇના ૧૯૫૬ માં સહમંત્રી તરીકે પણ કામ કર્યું છે.

ગુણસુંદરી માસિકમાં તેમની એક વાર્તા હપ્તે હપ્તે પ્રગટ થયેલી છે.

## શ્રી મૂળશંકર ચીમનલાલ જાની

બી. એ., એલ. એલ. બી.

જન્મ વર્ષ ૧૯૧૩ જન્મ સ્થળ. વતન વડોદરા. જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે. પિતા ચિમનલાલ ધાર્મિક વૃત્તિના હતા.

શિક્ષણક્ષેત્રે એલ એલ. બી. ની પદવી પ્રાપ્ત કરી છે. વ્યવસાયમાં ગુજરાત રાજ્યની પે એન્ડ એકાઉન્ટ ઓફિસમાં કરે છે.

પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રી તરીકે તેમણે પ્રા. અ. ક. ત્રિવેદી અને સ્વ. રમણલાલ દેસાઇ (પ્રમુખો ) સાથે સંસ્થાની સેવા કરી છે. સદ્. ક. મા. મુન્શીની નાટિકા' 'સ્નેહસંભ્રમ' ભજવવામાં ભાગ લીધેલો ગું. સા. પરિષદના વડોદરામાં ભરાયેલા સમેલનમાં સભાસ્થાનના મંત્રી તરીકે હતા. પ્રેમાનંદ સા. સંસ્થાના આશ્રયે 'ભદ્રંના ભોપાળા' નાટક ભજવવામાં ભાગ લીધેલો.

પ્રેમાનંદ સાહિત્ય સભામાં કારોબારી સભ્ય તરીકે પણ સેવા આપી છે. કોલેજમાં યોજાયેલા કવિ સંમેલનમાં પણ મંત્રી તરીકે સેવા આપેલી.

વ્યવસાયના કારણે સાહિત્ય પ્રવૃત્તિ યથાયોગ્ય ખાની ન શકી

## શ્રીમતી પુષ્પાબેન મણિલાલ પરીખ

એમ એ બી એડ

પુષ્પાબહેન એક સમયે પ્રેમાનંદ સાહિત્ય સભાના મંત્રી હતા આજે વય ૪૭ નુ છે પિતા મણિલાલ પરીખ બગાળમા કોલસાની ખાણના વેપારી હતા તેમજ લુબ્રિકેટીંગ તેલના વેપારી હતા રોટરી ગવર્નર હતા તે યુરોપ અમેરિકાના પ્રવાસે ગયેલા

અભ્યાસમા એમ એ (૧૯૫૨) બી એડ ૧૯૫૪ મા થયા છે મ્યુઝીઓજીનો ડીપ્લોમા ૧૯૫૭ એપ્લાઇડ નિટિંગ્સનો ડિપ્લોમા ૧૯૬૩ મા મેળવ્યો છે ફેકલ્ટી ઓફ આર્ટસમા ૧૯૬૪ થી પ્રાધ્યાપક છે

નવભારતી અને અન્ય સામાયિકોમા તેમના લેખો વગેરે પ્રગટ થયા છે

હાલમા પી એચ ડી પદ્ની માટે ૧૮ મી સદીના બ્રહ્મજ્ઞાની કવિ વસ્તા વિશ્વભર ઉપર મહાનિબંધ લખી રહ્યા છે

## શ્રી વનરાજ રમણલાલ શાહ

જન્મ વર્ષ–સં ૧૯૪૫ જન્મ સ્થળ વના વડોદરા જ્ઞાતિએ વીસાનાગ વણિક છે પિતા રમણલાલ બાલકૃષ્ણના તંત્રી છે તેમણે પિતાના સસ્કારો ઝીલ્યા છે

અભ્યાસ, ડી ઇ ઇ, ડી એમ ઇ (એમ એસ યુનિવર્સિટી)

વ્યવસાય – વેસ્ટર્ન રેલ્વે વડોદરામા ઇલેક્ટ્રીક ચાર્જમેન તરીકે કામ કરે છે

સાહિત્યમા પ્રવેશ વિદ્યાર્થી જીવનથી થયેલો છે વક્તૃત્વ તેમ જ નિબંધ સ્પર્ધામા ભાગ લેતા આંતર શાળા વક્તૃત્વ સ્પર્ધામા તેમજ સુધરાઇ વડોદરા તરફથી યોજાયેલ કિશોરો માટેની કાવ્ય સ્પર્ધામા ઇનામ મેળવ્યા છે આકાશવાણીના ચિલ્ડ્રન પ્રોગ્રામમા તેમજ બાલનાટ્યના આગળ પડતો ભાગ ભજવે છે નાટ્ય પ્રવૃત્તિમા સારો રસ ધરાવે છે

બાલજીવનના વ્યવસ્થાપક તરીકે કેટલાક વર્ષો સુધી કામ કર્યું છે ૧૯૭૦મા શ્રેય સાધક મિત્ર મંડળ યોજિત નાટ્ય સ્પર્ધામાં સ્વદિગ્દર્શીત એકાંકી પ્રહસન 'નગરી પડયો મા એમને બીજુ ઇનામ પ્રાપ્ત થયું હતુ તેમ જ એ જ નાટકમા 'આત્મારામ'ની ભૂમિકા ભજવવા બદલ વ્યક્તિગત અભિનય માટે 'સુવર્ણચંદ્રક' પ્રાપ્ત થયો હતો

અખાડા ને વ્યાયામ ક્ષેત્રે રસ ધરાવે છે હાલમા બાજવાડા યુવક મંડળ ધોળીકુઇના તે મંત્રી તરીકે સેવા આપે છે

બાલજીવન તથા લોકસત્તામા તેમની વાર્તાઓ લેખો તેમજ કાવ્યો પ્રસિધ્ધ થયા છે ને થાય છે

## (સ્વ) શ્રી નિરાંત મહારાજ

જન્મ વર્ષ વિ સ ૧૮૦૩ (ઇ સ ૧૭૪૭) જન્મ સ્થળ કરજણ તાલુકાનુ દેથાણ ગામ છે જ્ઞાતિએ ગોહિલ કુળના રજપૂત હતા પિતાનુ નામ ઉમેદસિંહ અને માતાનુ નામ હેતાબા હતુ પવિત્ર અને ભકિતને ભાવનાવાળા માબાપના ગુણો તેમનામા ઊતર્યા હતા શિક્ષણમા તે ગામઠી નિશાળે ભણ્યા હતા એક બ્રાહ્મણ મહેતાજીના હાથે કેળવાયા

નાનપણથી જ તેમને કથા વાર્તાનો ખૂબ પ્રેમ હતો તેમના લગ્ન મેવબત થયેલા તેમને સંતાન અને પત્નીઓથી સારા હતા

તેમના આધ્યાત્મિક ગુરુ કણઝટ (હાલનુ મંગરોડ!) રામાનંદી સાધુ ગોકળદાસ હતા તેમણે તેમને 'નામનો' ઉપદેશ આપેલો અને ગુરુના મૃત્યુ બાદ તેમણે ઉપદેશ આપવા માંડ્યો તેમનો ભજનાનંદ કાર્યક્રમ વખણાયો ખ્યાતિ પ્રસરી ઘણા શિષ્યો થયા તેમણે તેમના મોટા ૧૨ શિષ્યોને (જ્ઞાન ગાદી) સ્થાપવાનો અધિકાર આપ્યો તેમનો ભક્તિ અને જ્ઞાન જળવાઇ રહે તેવો નિવૃત્તિ માર્ગનો સંપ્રદાય છે તેમનુ મંદિર વડોદરામાં છે તેમના અનુયાયીઓ પણ થયા છે ગુજરાત ભરમા જે તેમના પદો 'નિરાંત કાવ્ય' થી પ્રસિદ્ધ ગ્રંથરૂપે

થયેલા છે તેઓ વિ. સ. ૧૯૦૮ ઇ. સ ૧૮૫૨ મા નિર્વાણ પામ્યા તેમનો સપ્રદાય નિરાત સપ્રદાય તરીકે ઓળખાય છે

નિરાત મહારાજે રચેલા પદોમા બારમહિનામા ભાવવાહી પદો છે જેનો અનાડથી તેમણે કાનિદાસ જેમ પ્રારભ કર્યો છે મગુણ અને નિર્ગુણ ભક્તિ જ્ઞાનોપદેશના પદ પણ એટલા જ ઉચ્ચ કક્ષાના છે પ્રભાતિયાને તિથિવાર લઇને પણ તેમણે નિર્ગુણ ભક્તિ, જ્ઞાન, ઉપદેશ ને વૈરાગ્યના પદો રચ્યા છે તેમ જ ગુર્જરી હિંદીમા પણ કાવ્યો રચ્યા છે

નિરાત મહરાજના પદો શ્રીમત સદગત વિદ્યાવિલાસી સયાજીરાવ ગાયકવાડ મહારાજના આશ્રયથી પ્રાચીન કાવ્ય માળાના ગ્રથ ૧૦ મા તરીકે 'નિરાત કૃત કવિતા' ઇ સ ૧૮૯૦ (સ ૧૯૪૬)મા પ્રસિધ્ધ થઇ છે તેમજ ગુજરાતી પ્રેસ તરફથી પ્રગટ થયેલા બૃહતકાવ્ય દોહનના જુદા જુદા ભાગોમા પણ પ્રસિધ્ધ થયેલા છે

૧૯મા શતકના લાકડાની પાટી પર ધૂળ નાખી ભણેલા પ્રીતમદાસ, પદો ધીરો, ભોજા ભગત જેમ જ નિરાત મહારાજ પણ મહાન ભક્ત અને જ્ઞાની કવિ થઇ ગયા છે તે ૮૫ વર્ષ જીવ્યા હતા

## આચાર્ય શ્રી છોટુભાઈ ગિરિજાશંકર ભટ્ટ

બી એ બી ટી

જન્મ વર્ષ ઇ સ ૧૯૦૭ જન્મસ્થળ અગાસ વતન હાલ વડોદરા જ્ઞાતિએ ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ છે માતા પિતાના ધાર્મિક સસ્કારો તેમનામા ઊતર્યા છે શિક્ષણ બી એ ૧૯૩૨ અને બી ટી ૧૯૪૧ વડોદરામા લીધુ છે વ્યવસાય અધ્યાપનનો હાલમા નારાયણ વિદ્યાલય (વાડી) ના આચાર્ય છે

વ્યાયામ અને સાહિત્યના લેખન વાચનનો શોખ છે નારાયણ અને શ્રોફ મેમોરિયલ હાઇસ્કુલની સ્થાપનામા તેમનો હિસ્સો રહેલો છે

ઉત્તમ શિક્ષક તરીકે ૧૯૬૫ મા રાજ્ય સરકારે તથા ૧૯૬૭ મા ભારત સરકારે એવોર્ડથી તેમને સન્માન્યા છે

સાહિત્યમા પ્રવેશ હાઇસ્કુલ જીવનથી થયેલો છે લક્ષ્મીનાથ વ્યાયામ મદિરમા 'જયાનંદ', સૈનિક' જેવા માસિકોમા લખવાના પ્રારભ કર્યો પ્રકાશન 'શ્રી અબુભાઇ પુરાણી ષષ્ઠીપૂર્તિ ગ્રથ તેમજ 'વેદ નવનીત' ના પ્રકાશક. તે સિવાય તેમના લેખો વ્યાયામ, શારીરિક શિક્ષણ નૂતન શિક્ષણ, પ્રસ્થાન સસાર, નવભારત, લોકસત્તા, સ્વતત્ર સર્જનમા પ્રસિદ્ધ થયા છે શ્રી અરવિંદ તત્વદર્શનના લેખો પણ પ્રસિદ્ધ થયા છે

શ્રી છોટુભાઇ પુરાણી ભાઇઓના તેઓ અનુગામી છે તેમને વ્યાયામ અને રમતક્ષેત્રે ખુબજ શોખ છે તેઓ અખિલ ભારતીય કુસ્તી મડળ અને જ્યુડો (જાપાની કુસ્તીના) ઉપપ્રમુખ પણ છે માધ્યમક આચાર્ય સઘના પ્રમુખ પણ હતા હાલમા વ્યાયામ' માસિકના તત્રી પદે હોઇ તેનો પણ સારો વિકાસ સાધ્યો છે

શ્રી અરવિંદ સોસાયટીના સ્થાપક અને વિકાસમા તેમજ પ્રેમાનદ સાહિત્ય સભાના ટ્રસ્ટી હોઇ આ સસ્થાઓમા સારો રસ લે છે તેમની જ્ઞાતિ તરફથી તેમનો ષષ્ઠીપૂર્તિ સન્માન સમારભ ૧૯૬૮ મા પૂજ્યશ્રી ગિરિશકર મહારાજના અધ્યક્ષ પદે ઉજવાયો હતો

---

## સ્વ. સુફી સંત : હજરત ઈનાયતખાં

જન્મ ઈ સ ૧૮૮૨. જન્મ સ્થળ વતન વડોદરા પિતાનુ નામ રહેમતખા માતાનુ નામ ખતીજનબીબી હતુ જ્ઞાતિએ મુસલમાન હતા સંગીતકાર ઉસ્તાદ મૌલાબક્ષ તેમના નાનાનદ થાય તેમના સંસ્કારો તેમને વારસામા મળ્યા અને તે વિશેષ સમય દાદાજી સાથે જ ગાળતા હતા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વડોદરામા લીધુ. તેમને કવિતા, સંગીત અને ધાર્મિક બાબતો પ્રત્યે વિશેષ અભિરુચિ હતી રત્નાકર નામના હિંદુ શિક્ષકની દોરવણી નીચે હિંદી ગીતો પણ લખતા વડોદરા હાઈસ્કુલના એમના સંસ્કૃતના ગુરુ હતા કોશિકરામ વિ નદનગામ મહેતા

તેમને ગુજરાતી ઉપરાંત સંસ્કૃત, ઉર્દૂ, મરાઠી, હિંદી અંગ્રેજી, ફ્રેન્ચ, સ્પેનીશ અને ફારસી તથા અરબી ભાષાનુ સારુ જ્ઞાન હતુ

બચપણમા હંસધ્વનિ રાગમા સંસ્કૃત ગણેશ સ્તોત્રનુ ગાન કરતા સદ્ગત શ્રીમંત મ સયાજીરાવ ગાયકવાડે મહામૂલો હાર અને શિષ્યવૃત્તિથી તેમનો સત્કાર કર્યો હતો તે કવિ અને સંગીતકાર હતા

વડોદરામા પાશ્ચાત્ય સંગીત વિદ્યાલયમા અભ્યાસ કર્યો હતો ઉપરાંત મામા પ્રો. અલાઉદ્દીનખા પાસેથી પણ સંગીતનુ સારુ શિક્ષણ મેળવ્યુ હતુ

તેમણે નેપાળ, ઇદર, ગ્વાલિયર, મ્હૈસુર, હૈદ્રાબાદ, અજમેર, મદ્રાસ, બેંગલોર, કુંભકોણમ, નાગાપટ્ટમ, તાંજોર, તિરુચિનપલ્લી, મદુરા, કોયમ્બતુર મલબાર, કોચીન, અર્નાકુલમ ત્રિચુર ત્રાવણકોર ને ભારત બહાર સિલોન, બ્રહ્મદેશ, પાછા કલકત્તા, ઢાકા મુર્શિદાબાદ પછી પશ્ચિમના દેશોમા અમેરિકા યુરોપ ગયા. ફ્રાન્સ, રશિયા, હોલેન્ડ, સ્વીટ્ઝર્લેન્ડ, ઇટાલી બેલ્જિયમ વગેરે ઘણા દેશોમા ગયા દરેક સ્થળે રાજા, મહારાજા, દીવાનો, સુફી સંત તેમની સંગીત સુધાથી મુગ્ધ બન્યા હતા અને અનેક પદવીઓ અને નાણા થેલીઓથી એમનો સત્કાર કર્યો હતો

તેમણે સુફી સંપ્રદાયનો પ્રચાર કર્યો અને અમેરિકા, હોલેન્ડ ને ફ્રાન્સમા તેનુ કાર્ય જોસભેર ચાલે છે રવીન્દ્રનાથ ટાગોર, સર ગુરુદાસ બેનરજી જેવા વિદ્વાનો તેમની સંગીત સભાના પ્રમુખો હતા કર્ણાટકી સંગીતના જ્ઞાતા હતા કાર્યક્રમ રજૂ કરી પલ્લવી ગાઈ શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા તેમણે પ્રભાવશાળી પ્રવચનો દ્વારા તેમજ ગ્રંથો દ્વારા ભારતીય ગૌરવની, જ્ઞાનની, સંગીતની કલાની ધજાપતાકા સમસ્ત વિશ્વમા ફરકાવી હતી તેમને ત્રણ પત્ની હતી એક અમેરિકન પણ હતી ને તેમને બે પુત્રો ને બે પુત્રી સંતાન હતા ગ્રંથ રચના ઈનાયતખા હારમોનિયમ શિક્ષક ભાગ ૧ ઈનાયતખાં ફિડલ શિક્ષક ભાગ ૧ ગીતરત્નાવલી, સયાજી ગરબાવળી, તેમજ ઉર્દૂમા 'મિન્કા એ–મુસિકા' પણ રચ્યા છે તેમ જ અંગ્રેજીમા પણ ઘણા પુસ્તકો રચ્યા છે તેમના ગીતની ૨૨ રેકાર્ડો ઊતરી હતી તેમણે ભારતીય સંગીત સંસ્કૃતિ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની મહાન સેવા બજાવી છે જગતને તેનુ રસપાન કરાવ્યુ છે તે મહાન સંગીતકારકાર હતા તપસ્વી, ઓલિયા ને સુફીસંત હતા ૧૯૨૭ મા તેમણે દુનિયામાથી વિદાય લીધી આજે તેમનુ બહોળુ શિષ્ય મંડળ છે તે તેમના સુફી મતનુ કાર્ય નિષ્ઠાપૂર્વક કરે છે

## સ્વ. પ્રિયવદન ગિરધરલાલ બક્ષી

જન્મ સ્થળ વતન ડભોઈ, જિ. વડોદરા છે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા જન્મ વર્ષ ૧૯૧૩–૧૪ માતા કુતાબા અને દયારામભાઈના ગ્રંથોમાથી તેમને સાહિત્યની પ્રેરણા મળી બાળકોના સાહિત્યના તે ખાસ આગ્રહી હતા

અભ્યાસ વડોદરા કોલેજમા ઇન્ટર સુધી પછી હાઈસ્કૂલમા શિક્ષક તરીકે ૬ ૮ માસ નોકરી કરી બાદમા રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનમા બંગાળી સાહિત્યના શિક્ષણ માટે ગયા ત્યા સ્વ શ્રી શરદચંદ્ર ચટોપાધ્યાય સાથે ઘનિષ્ટ સબંધ થયો હાનના શ્રી કૃપાલ્વાનંદજી મહારાજ ( શ્રી સરસ્વતીચંદ્ર મુઝમુદાર ) તેમના સાહિત્ય સર્જનના બાલસખા હતા

## વિદેહી સારસ્વતો

આ પુસ્તકમાં વિદ્યમાન સારસ્વતોની છબીઓ અને એમના પરિચયો આપવામાં આવ્યા છે તે પૈકી નીચેના સારસ્વતો સ્વર્ગવાસ પામ્યા છે એટલે હવે એમને વિદેહી સારસ્વતો ગણી લેવા વિનંતિ છે.

શ્રી આબાસાહેબ મજમુદાર

પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ

શ્રી ગણેશ કૃષ્ણ ગોખલે

શ્રી મનોહર લક્ષ્મણ જોશી

શ્રી લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી

શ્રી રવિશંકર ન. પાઠક

ડૉ. ભરતરામ ભા. મહેતા

શ્રી યાદવેન્દ્ર પુ. બક્ષી

શ્રી નાથાલાલ ગોવિંદલાલ બ્રહ્મભટ્ટ

શ્રી કુવિનચંદ્ર ચિમનલાલ દેસાઈ

શ્રી તારાચંદ પોપટલાલ અડાલજા

શ્રી શારદાબેન સુમંતભાઈ મહેતા

ડૉ. કનૈયાલાલ માણેકલાલ મુનશી

શ્રી ભગવતભાઈ કમનજી નાયક

ડૉ. દુર્વાશા કેશવજી શુક્લ

શ્રી પુનિત મહારાજ

શ્રી શાન્ત્યાનંદજી મહારાજ (ભગતસ્વામી)

શ્રી યોગીજી મહારાજ

શ્રી રંગ અવધૂત મહારાજ

શ્રી નરહરિ મહારાજ

ડૉ. સુમંત મહેતા

શ્રી હરિપ્રસાદ ચુનીલાલ વૈદ્ય

શ્રી મણિલાલ તુલસીદાસ મહેતા

શ્રી પ્રાણલાલ ઠાકોરલાલ મુનશી

મુનિશ્રી ન્યાય વિજયજી

યતિ શ્રી હેમચંદ્રજી

શ્રી માધ્યાકન માર્કંડરાય

શ્રી જી. એ. વૈગરી



# શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા • વડોદરા

## સન ૧૯૬૯ થી ૧૯૭૨ લગીનું ટ્રસ્ટીમંડળ



(બેઠેલા-ડાબી બાજુથી) (૧) શ્રી રઘુનાથ પાનાચંદ પરીખ, (૨) શ્રી ડૉ. ચંદ્રકાંત બાપાલાલ પટેલ (મંત્રી), (૩) શ્રી હરિભાઈ રાયચંદભાઈ દેસાઈ (પ્રમુખ), (૪) શ્રી રમણલાલ નાનાલાલ શાહ (ઉપપ્રમુખ), (૫) શ્રી સુરેશભાઈ ફૂલચંદભાઈ ગાંધી (મંત્રી), (૬) શ્રી રવિશંકર વલમજી આચાર્ય (ગ્રંથપાલ)

(ઊભેલા-ડાબી બાજુથી) (૧) શ્રી ઉમિયાશંકર જીવરામ ભટ્ટ, (૨) શ્રી છોટુભાઈ ગિ. ભટ્ટ, (૩) શ્રી રાજેન્દ્રભાઈ લક્ષ્મણરાય ઠાકોર (કોષાધ્યક્ષ), (૪) શ્રી પ્રા. રશ્મિકાંત રમણલાલ શાહ, (૫) શ્રી પ્રો. ડૉ. જગમોહનદાસ જગજીવનદાસ મોદી

# મહાકવિ પ્રેમાનંદ અને વડોદરામાં તેમનાં સ્મારકો

લેખક ડૉ. ચન્દ્રકાન્ત બાપાલાલ પટેલ
[ સાહિત્યરત્ન, સાહિત્ય મહોપાધ્યાય વિદ્યાનાચસ્પતિ
પ્રેમાનંદ સાહિત્ય સભા, વડોદરા ]

"વીરક્ષેત્ર વડોદરુ ગુજરાત મધ્યે ગામ ચાતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ ભટ્ટ પ્રેમાનંદ નામ" (જીવનકાળ સવત ૧૬૯૫ થી સવત ૧૭૬૫) વાડી વચનીપોળમા એમનુ નિવાસસ્થાન અને જન્મ ભૂમિ વડોદરા આ મધ્યકાલીન સાહિત્ય યુગના ગુજરાતી ભાષાના મહાન ઉદ્ધારકે ગુજરાતી ભાષાની કેટલી ઉમદા સેવા કરી છે! અને ભારતની અને વિશ્વની અન્યભાષાઓમા આગળ પડતુ સ્થાન અપાવવા માટે જિંદગી પર્યંત તેમણે પ્રયત્નો કર્યા છે અને તે સમૃદ્ધ ન થાય ત્યા સુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા કરી તે પાળી બતાવી છે

ગુર્વાજ્ઞા થતા તેમણે રાષ્ટ્રભાષા હિન્દીમા કાવ્ય રચના કરેલી તે બધ કરી અને ડુંગરાને મૂકી ઉપરાને પૂજવા માંડયો મહાકવિ પ્રેમાનંદને ગુરુપ્રસાદી મળી તે મહાપુરુષના સપર્કથી તેમનામા કવિત્વશક્તિ આવી પ્રવાસો ખેડ્યા અને બહુશ્રુત બન્યા ઘણી ભાષા, સાહિત્ય અને સાહિત્યકારોના સપર્કમા આવ્યા

દેશની પરિસ્થિતિ જોઈ સમજી લીધી સસ્કૃત ભાષાના ગ્રથભડારના દરવાજા ઉઘાડ્યા સસ્કૃતમાથી તેમણે લોકભાષામા કાવ્યરચના કરવા માંડી અને પુરાણીઓ જેને પોતાનો અધિકાર માનતા હતા પણ તે કેવળ વાચી જ જાણતા તેના ગૂઢાર્થ સમજી શકતા નહિ અને જનતાને આ ગ્રથભડારોમા શુ છે તેથી અજ્ઞાત રાખતા, અને જ્ઞાનનો ઇજારો પોતાનો જ (પડિતોનો) છે એમ જે બાહ્યાડબર રાખતા તેનો પડદો ચીરી નાખ્યો પુરાણોનુ ઉમદા જ્ઞાન સર્વ સામાન્ય પ્રજાજનો સમક્ષ પદ્ય સ્વરૂપે અત્યત હૃદયસ્પર્શી રીતે ધરવા માડ્યુ

સસ્કૃતમાથી વસ્તુ લઇને કવિ પ્રેમાનદે ગુજરાતીમા કાવ્ય રચનાઓ કરવા માડી અને લોકસપર્ક સાધીને સમાજમા ઓતપ્રોત થયા તેમને જનજીવન જોવા જાણવા મળ્યુ તેનો પણ તેમણે પોતાની કૃતિઓમા નિર્દેશ કર્યો, અને જનતાનુ પ્રતિબિબ પાડ્યુ આમ જનતાના કવિ નોકનાડીના કવિ તરીકે ખ્યાતિ પામ્યા

જે કામ ગોસ્વામી સત તુલસીદાસ મહારાજે જનતાની હિદી ભાષામા હિન્દીભાષી જનતા માટે કર્યું તેવુ જ કામ મહાકવિ પ્રેમાનદે ગુજરાતી જનતા માટે ગુજરાતી જનતાની ભાષામા કર્યું અને એ બને સજ્જનોએ પડિતોનો ખોફ વહોરી લીધો અપમાન સહન કર્યા, અને બીજા ઘણા કષ્ટો સહન કર્યા પરતુ સાચી વાત જનતાની ભાષામા પ્રાકૃતમા (હિદી-ગુજરાતીમા) મૂકી

કવિ પ્રેમાનદે સામાજિક દર્શન કરાવ્યા તથા આધ્યાત્મિક ઉપદેશ આપ્યો વિવિધ જ્ઞાતિ પહેરવેશ રીતરિવાજ,અનકાર ધનાઢયો અને શ્રીમત જ્ઞાતિઓના માગલિક પ્રસગોના આચારવિચાર વ્યવહાર વર્ણવીને તેમણે ગુજરાતી જનસમાજના અદ્ભૂત અને તાદ્દશ દર્શન કરાવ્યા છે

તેમણે આખ્યાન કાવ્યો માટે તે વખતની છદ ઢાળ પદ્ધતિ અપનાવી ઠેકેર કથા કરી જનતામા પ્રચાર કર્યો અને આમ તેમણે 'લોકશિક્ષણ આપવાનુ અને લોકજ્ઞાન વિદ્યાપીઠ' જેવુ કામ કર્યું એક સાથે દશ હજારથી પણ વધુ જનસમૂહને 'શ્રવણજ્ઞાન' આપી, સાહિત્ય સસ્કૃત તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરાવ્યુ, અને અત્યત લોકપ્રિય બન્યા

તેમની મુખ્ય રચનાઓ વડોદરા સુરત અને બુરહાનપુરમા રચાઇ છે, કારણ કે આ સ્થળો તેમના આશ્રયસ્થાનો હતા તેમને રાજ્યાશ્રય સમો શેઠ શકરદાસનો આશ્રય હતો અને 'લોકાશ્રય' પણ હતો તેના ઉલ્લેખો આ શ્રીમત સરદાર શેઠના ચોપડેથી આધારભૂત રીતે પ્રાપ્ત થયેલા ચોપડામાથી મળી આવેલા છે

તેમણે જનસ્તુતિ નથી કરી ઇશ્વર અને

ઈશ્વરભક્તોના ગુણગાન ગાયા છે છતા પોતાને આશ્રય આપનાર શેઠના કુટુમ્બીજનોને આશ્વાસન આપવા માટે તેમણે કેટલીક રચનાઓ કરી છે જે એમની હાર્દિક સહાનુભૂતિનો પૂરાવો છે

તેમની કૃતિઓ એટલી બધી તો લોકભોગ્ય બની છે કે આજે પણ 'ઓખાહરણ ચૈતમા, 'હૂંડી' રવિવારે, 'નળાખ્યાન' પારાયણરૂપે દશમસ્કંધ વર્ષાઋતુમા 'શ્રાદ્ધ' ભાદરવામા 'સુદામાચરિત' દ શનિવારે અને 'મામેરુ' સીમંતના પ્રસંગે કંઈક સ્ત્રીઓ તેના કડવા આજે પણ ગાય છે અને કવિને સ્મરણાંજલિ આપે છે

આ રીતે ત્રણસો વર્ષ ઉપર થયેલા કવિ આજે પણ અક્ષરદેહે જીવંત છે તેમના નવી સ્મારક શા? પણ વડોદરાની જનતા કવિને કેમ ભૂલે?

કવિના જન્મસ્થળની પોળનુ નામ વચલી પોળને વડોદરા શહેર સુધરાઈએ 'પ્રેમાનંદ કવિની પોળ' નામ આપ્યુ છે અને જાણવા મળ્યુ છે તેમ શ્રી સ્વામીનારાયણના મંદિરથી ત્યાં સુધીને 'પ્રેમાનંદ કવિ માર્ગ' સુધરાઈએ નામ આપ્યુ છે પણ તે બોર્ડ ધોવાઈ જાય છે તેથી કાયમ માટે એ બોર્ડનુ પાટિયુ જળવાઈ રહે તેવી રીતે સિનામા કંડારી લેવુ કરવા યોજના કરવા વડોદરા કોર્પોરેશનને નમ્ર વિનંતી છે

જ્ઞાતિજનોએ મદન ઝાંપે નંદકેશ્વર મહાદેવના મંદિરના ગોખમા મહાકવિ પ્રેમાનંદની પ્રતિમા બેસાડી કવિનુ સ્મરણ તાજું રાખ્યુ છે

વડોદરા "મોટા ચોવીસા સમાજ" તરફથી જ્ઞાતિની નંદકેશ્વર મહાદેવની વાડીમા કવિ પ્રેમાનંદની આરસની પ્રતિમાના અનાવરણ વિધિનો સમારંભ તા ૧૫-૮-૫૧ના રોજ સ્વ દીવાન કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના હસ્તે યોજાયો હતો. તેઓશ્રીએ તે વખતે કવિશ્રીને અંજલિ આપતા જણાવ્યુ હતું કે 'અંગ્રેજી અમલના તંત્ર નીચે અપાયેલી પાશ્ચાત્ય કેળવણીએ વર્ડ્ઝવર્થ, શેલી અને ટેનિસન જેવા કવિઓની કૃતિઓ અને એમણે પ્રવર્તાવેલાં ધોરણોએ રચાયેલી કવિતાઓને શ્રેષ્ઠ માનતા કવિઓ અને લેખકોએ પ્રેમાનંદનુ કવિ તરીકેનુ ઉચ્ચ સ્થાન ન્યૂન ગણ્યુ છે, એટલે એમને એક મહાન કવિ તરીકે હજુ પણ આપણે માનીએ અને તે માટે ગૌરવ લઈએ તો ખોટુ નથી"

અને આ ઉદ્‌ગાર કહેવાના કારણોનો પણ સ્પષ્ટ ઉલ્લેખ તેમણે કરેલો છે

નાગરિકોએ કવિની અર્ધપ્રતિમા શ્રીમંત મહારાજા સયાજીરાવની આજ્ઞાથી અને પ્રેમાનંદ સાહિત્ય સભાની વિનંતીથી તથા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનની સૂચનાથી બરોડા યુનિવર્સિટીના લાયબ્રેરી ખંડમા પ્રવેશ દ્વાર પાસે ઓટલો બનાવી તે ઉપર પ્રસ્થાપન કરી છે

આ બરોડા કોલેજની કવિની પ્રતિમા જોઈને પણ તેમણે કહેલા ઉદ્‌ગારો પણ એવા જ સૂચક છે તે પ્રતિમા વિષે ગાંડે છે, તેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી કારણ કે એ અર્ધ પ્રતિમા શ્રીમતી હંસાબહેન મહેતા દ્વારા યુનિવર્સિટી લાયબ્રેરીમા આવેલા પ્રાચ્ય વિદ્યામંદિરના પ્રવેશ દ્વાર આગળ જમણે હાથે સંસ્થાપિત છે, અને તેની નીચે લખાણ પણ છે

હવે આ સિવાય કવિના નવીન સ્મારકમા એ ની વૃદ્ધિ થઈ છે અને તે છે 'શ્રી પ્રેમાનંદ સાહિત્ય ભવન' આ ભવનનુ નિર્માણ થયુ છે તે દાંડિયા બજારમા લકડી પુલ સામે આવેલુ છે એની નજીકમા મહર્ષિ અરવિંદનો 'ધ્યાનખંડ' આવેલો છે

આ સ્મારકમા નામદાર ગુજરાત સરકારે કવિના સ્મારક માટે તેમની પ્રતિભાને છાજે તેવુ સ્મારક બનાવવા માટે વિશાળ જમીનનો પ્લોટ ગુજરાત રાજ્યના ભૂતપૂર્વ મુખ્ય મંત્રીશ્રી ડૉ જીવરાજભાઈ મહેતા અને મંત્રીશ્રી બાબુભાઈ જશભાઈ પટેલને હસ્તે 'અતિથિ ગૃહ' માટે મળ્યો છે

એમા નામદાર કેન્દ્ર સરકારની સહાય છે શ્રી નાનાભાઈ ચોકસી તથા ડૉ નાકરેકર વગેરે મહાનુભાવોનો સક્રિય સાથ સહકાર ને આશ્રય મળેલો છે અને અન્ય દાતાઓનો સાથ મળ્યો છે, મળી રહ્યો છે અને મળશે જેથી આ ભવન વડોદરામા એક 'સાહિત્ય તીર્થધામ' સમાન સ્મારક બની

# ગ્રંથ નિર્માણ

આ પુસ્તક પ્રસિદ્ધ કરતી વેળા આ સંસ્થાનું ટ્રસ્ટીમંડળ નીચેના સભ્યોનું બનેલું હતું.



આ પ્રકાશનનું સાદ્યંત સંપાદન ડૉ. ચંદ્રકાંત બાપાલાલ પટેલે કર્યું છે અને સલાહ સૂચનો વગેરે આ સંસ્થાના (નિવૃત્ત) પ્રમુખ વિદ્વાન સાક્ષર ડૉ. મંજુલાલ ર. મજમુદાર., એમણે કર્યું છે. સંસ્થા આ બે વિદ્વાનોની ખૂબ આભારી છે.


આ પુસ્તકના પાન ૫૩ થી પાન ૮૪ લગીનો ભાગ શ્રી ડાયમંડ પ્રિ. પ્રેસ શિયાબાગમાં શ્રી નટવરલાલ રણછોડલાલ પંડયાએ છાપ્યો. ચિત્ર મુદ્રણ કુમાર પ્રિન્ટરી, અમદાવાદ. બાકીના પાનાં સહકારી પ્રિ. પ્રેસ રાવપુરા–શિયાપુરા–અમદાવાદના છપાયાં છે. આ પુસ્તક શ્રી. પ્રેમાનંદ સાહિત્ય સભા–દાંડિયા બજાર વડોદરા તરફથી મંત્રી શ્રી ડૉ. ચંદ્રકાંત બાપાલાલ પટેલે પ્રકટ કર્યું. [ ડીસેમ્બર ૧૯૭૧ ]




મહાકવિ પ્રેમાનંદ ત્રિશતાબ્દી તથા પ્રેમાનંદ સાહિત્યસભા સુવર્ણ મહોત્સવ
પ્રસંગે અનેક શુભેચ્છા સાથેનાં

# વિજ્ઞાપનોની સૂચિ

| નંબર | કંપનીનું નામ |
|---|---|
| ૧ | ઇન્ડીયન હ્યુમ પાઇપ કંપની લી. વડોદરા-મુંબઇ |
| ૨ | શાહ કન્સ્ટ્રકશન કંપની લી, મુંબઇ |
| ૩ | જ્યોતિ લી, વડોદરા. |
| ૪ | એલેમ્બીક કેમીકલ વકર્સ લી, વડોદરા. |
| ૫ | એ. શેઠ એન્ડ કંપની, વડોદરા. |
| ૬ | મેસર્સ ગોરધનભાઇ જેઠાભાઇ પટેલ : તમાકુના વેપારી-વડોદરા |
| ૭ | બરોડા સેન્ટ્રલ કો-ઓ. બેન્ક લી., વડોદરા. |
| ૮ | સયાજી મીલ્સ લી, વડોદગ. |
| ૯ | બરોડા રેયોન કોરપોરેશન લી., સુરત |
| ૧૦ | દીનેશ મીલ્સ લી, વડોદરા. |
| ૧૧ | હિન્દુસ્તાન લેન્ડ એન્ડ એસ્ટેટ કોરપોરેશન, વડોદરા. |
| ૧૨ | અતુલ ડ્રગ હાઉસ મુંબાઇ. |
| ૧૩ | બરોડા રોલીંગ મીલ્સ, વડોદરા. |
| ૧૪ | જીતેન્દ્ર ઇન્ડસ્ટ્રીઝ, વડોદરા. |
| ૧૫ | અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ, સમલાયા |
| ૨૧ | બેન્ક ઓફ બરોડા લી, વડોદરા. |
| ૧૭ | પબ્લીસીટી ડીપાર્ટમેન્ટ ગુજરાત રાજ્ય-વડોદરા. ( નાની બચત ) |
| ૧૮ | મફતલાલ ગ્રુપ, |
| ૧૯ | ઈન્ડીયન ઓઇલ કોર્પોરેશન લિ. |
| ૨૦ | એચ. કે એળ મોટાર સ્ટાર્ટર, આટલીબોઇ એન્ડ કંપની |

| નંબર | કંપનીનું નામ |
|---|---|
| ૧ | Kiwicks-વડોદરા. |
| ૨ | ડાઇ એક્ઝો પ્રાયવેટ લી., વડોદરા |
| ૩ | દેના બેન્ક, વડોદરા |
| ૪ | સારાભાઇ કેમીકલ્સ. વડોદરા. |
| ૫ | લક્ષ્મી વિજય બ્રાસ એન્ડ આર્યન વકર્સ, વડોદરા. |
| ૬ | બરોડા ડીસ્ટ્રીકટ કો-ઓ. સેલ એન્ડ પરચેઝ યુનીટ, વડોદરા. |
| ૭ | સયાજી આયર્ન એન્ડ એન્જીનીયરીંગ કું. પ્રા. લી., વડોદરા. |
| ૮ | રાજશ્રી ટોકીઝ, વડોદરા. |
| ૯ | ગીતા બ્રાસ એન્ડ આયર્ન વકર્સ-બાજવા, (ડી)વડોદરા |
| ૧૦ | ESSO, વડોદરા. |
| ૧૧ | રમણલાલ પાદરાવાળા-વડોદરા. |
| ૧૨ | મહારાણી શાન્તાદેવી ટોકીઝ, વડોદરા. |
| ૧૩ | પોપટ સોપ ફેકટરી. વડોદરા. |
| ૧૪ | અપના બજાર, વડોદરા. |
| ૧૫ | કરજણ કો-ઓ. માર્કેટીંગ યુનીયન લી, કરજણ, (ડી-વડોદરા.) |
| ૧૬ | કરજણ કોટન સેલ એન્ડ જીનીંગ કો-ઓ. સોસાયટી લી., કરજણ (ડી-વડોદરા.) |
| ૧૭ | હીરાલાલ મ છારામ એન્ડ સન્સ (પ્રા ) લી., સુરત |
| ૧૮ | આદર્શ કેમીકલસ એન્ડ ફર્ટીલાઇઝર્સ, ઉધના (ડી. સુરત) |
| ૧૯ | ન્યુ ઇન્ડીઆ ઇન્ડસ્ટ્રીઝ લી., વડોદરા. |
| ૨૦ | ગાંધી ઓઇલ મીલ વડીવાડી, વડોદરા. |
| ૨૧ | યમુના મીલ્સ, વડોદરા. |
| ૨૨ | સુહૃદ ગાયત્રી, વડોદરા. |
| ૨૩ | રેયન એ ટેક્સટાઇલ્ઝ, વડોદરા. |
| ૨૪ | પટેલ એન્જીનીયરીંગ લી., જોગેશ્વરી મુંબાઇ ૬૦ |
| ૨૫ | શા એન્ડ કંપની. સાગોળના વેપારી, વડોદરા |
| ૨૬ | ગુજરાત રાજ્ય માર્ગ-વાહનવ્યવહાર કોર્પોરેશન |
| ૨૭ | પ્રિમિયર કેમીકલ્સ, પ્રતાપગંજ વડોદરા. |
| ૨૮ | સ્વસ્તિક કન્સ્ટ્રકશન કંપની, બહુચરાજી રોડ, વડોદરા |



શ્રી પ્રેમાનંદ સાહિત્યસભા સુવર્ણ મહોત્સવ નિમિત્તે

અનેક શુભેચ્છાઓ

# આશ્વિન ઇન્ડસ્ટ્રીઝ

સમલાયા.





